# સૌંદર્ય-જવાળા.

## ભાગ ૧ લો.

[ આધ્યાત્મિક નવલકથા ]


પ્રયોજક

ભૂધરદાસ ગણેશજી દુબળ

વઢવાણ કેમ્પ.



પ્રકાશક

પુંજાલાલ ભગવાનદાસ પારેખ

વઢવાણ સીટી.

સંવત ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮. પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦.

[ આ પુસ્તક અમદાવાદમાં ઢીંકવાચોકી પાસે "શાન્તિ-વિજય" પ્રીં. પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ વકીલે તથા માણેકલાલ માધવજીએ અને લીંબડીમાં જસવંતસિંહ પ્રીં. પ્રેસમાં ગણેશજી જેઠાભાઇએ છાપ્યું. ]

મૂલ્ય ૧। રૂપીઆ.

## આ પુસ્તક મળવાનાં સ્થળો.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ (પ્રકાશક)—વઢવાણ સીટી.

બુકસેલર જટાશંકર હરિશંકર—વઢવાણ સીટી.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—ત્રણ દરવાજા—અમદાવાદ.

એન. એમ. ત્રિપાઠીની કંપની—કાલબાદેવી—મુંબઇ.

મેઘજી હીરજીની કંપની—પાયધુણી—મુંબઈ.

મોહનલાલ મનસુખરામ—લહેરીપુરા—વડોદરા.

# પ્રકાશકનું નિવેદન.



આજથી બરાબર બે માસ પહેલાં મારૂં પહેલું પુસ્તક 'આસામ પર હલ્લો' પ્રકટ થયું છે. આજે આ પુસ્તક પ્રકટ કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થાય છે. 'દુનિયા ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીયે, દુનિયા દિવાની હય, સમજાનેવાલા ચાહીયે !' એવું આજકાલ નવીન જમાનામાં લગભગ સર્વત્ર બનતું જોવામાં આવે છે. જ્યારથી પુસ્તકો વેચવા અને પ્રકટ કરવાનો ધંધો મેં સ્વીકાર્યો છે ત્યારપછીથી અત્યારસુધીમાં મને પ્રાપ્ત થયેલા અનુભવે તે પાઠ મને સમજાવ્યો છે. તેમાંથી ઝુકતી દુનિયાને ઝુકાવવી નહિ પણ દિવાની દુનિયાને સમજાવવી એ મેં મારૂં પોતાનું કર્તવ્ય માન્યું છે. એ વાત ખરી છે કે અત્યારે વર્ત્તમાન યુદ્ધને લીધે કાગળોની મોંઘવારી છે. છાપવાનાં સાધનો પણ મોંઘાં થઇ ગયાં છે. બંધામણીનો ભાવ પણ સખ્ત પડે છે. એવા સંયોગોમાં મારી મનેચ્છા હું સંપૂર્ણ અંશે બર આણી શકતો નથી તે માટે મને ખેદ થાય છે. હું ઇચ્છું છું કે લેખકો, પ્રકાશકો અને વાચકોના સુદૈવે જ માત્ર નહિ પરંતુ યુદ્ધમાં લઢનારાઓની પત્નીઓના સૌભાગ્યના રક્ષણ અર્થે પણ વર્તમાન યુદ્ધનો જલ્દીથી અંત આવે, કે જેમ થતાં પુસ્તકો પ્રકટ કરવાના સંબંધમાં જે મારી ભાવના અને

યોજના છે, તેને અમલમાં મૂકવાનો સુયોગ હું પ્રાપ્ત કરી શકું.

અત્યારે તો મેં માત્ર નવલકથાઓ જ પ્રકટ કરવાનો પ્રારંભ કર્યો છે, કેમકે મોટાં દળદાર અને ધર્મવિષયક અથવા અન્ય વિષયને લગતાં પુસ્તકો પ્રકટ કરવાનું સાહસ ખેડવું એ હાલના અનિશ્ચિત સંયોગોમાં ઇચ્છનીય નથી. તે નવલકથાઓમાં પ્રથમ પુસ્તક આસામના ઇતિહાસને લગતું હતું. આસામના ઇતિહાસની એ પહેલી જ નવલકથા ગુજરાતી ભાષામાં પ્રકટ થતી હોવાથી ટુંક મુદતમાં જ તેના પ્રત્યે વાચક વર્ગનું લક્ષ વિશેષ આકર્ષાયેલું જોઈ શકાય છે. આ બીજું પુસ્તક પણ નવલકથાનું જ છે; પરંતુ તે ઐતિહાસિક ન હોતાં આધ્યાત્મિક વિષયને લગતું છે. અલ્પ સમયમાં પ્રકટ થનારી ત્રીજી નવલકથા Romance (અદ્દ્ભુત નવલકથા) ના પ્રકારમાં આવી શકે તેવી થશે. તે પછી મારો ઇરાદો ગુજરાત અને રાજસ્થાનના કેટલાક ઇતિહાસ પ્રસંગો જેના તરફ અત્યારસુધી લેખકોનું ધ્યાન ખેંચાયેલું નથી તેને લગતી નવલકથાઓ પ્રકટ કરવાનો છે. મારી ઇચ્છા ગુજરાતી વાંચનારાઓ સમક્ષ અગત્યનું અને ઉપયોગી સાહિત્ય રજુ કરવાની છે. તેમ કરીને સાહિત્યની અભિવૃદ્ધિના તથા વાચકના મનને સુસંસ્કારી બનાવવાના કાર્યમાં હું યત્કિંચિત્ સહાય પણ આપી શકું તો એ બસ છે.

હું સારી રીતે સમજું છું કે જે કાર્યનો મેં પ્રારંભ કર્યો છે તેમાં ડગલે ડગલે અનેક વિઘ્નો નડવાનો સંભવ છે. મને ભય છે કે મારું વર્તન કેટલાકને શોકગ્રસ્ત બનાવનારું અને કોઇને મારી સામે વિરોધ ઉભો કરવાની લાલચને વશ કરાવનારું કદાચ નિવડશે! પરંતુ હું શું કરું? વાચકો-ને જેમ બને તેમ સસ્તા દરે સારાં પુસ્તકો પૂરાં પાડવાનું મને વ્યસન વળગ્યું છે. તે વ્યસનથી હું કેવી રીતે મુક્ત થઈ શકું? વળી મારા સ્નેહીઓ અને હિતચિંતકો પણ મારા એ વ્યસનને ટેકો આપે છે. સદ્‌ભાગ્યે એ વ્યસન મારા આત્મા અને મનને મિથ્યાભિમાનના નશામાં ચકચુર નહિ કરતાં સાહિત્યસેવાની મારી અભિલાષાને બળવત્તર બનાવતું રહ્યું છે, અર્થાત્ એ વ્યસનથી અળગા થવાનું કાર્ય મારા આત્માને આ દેહમાં તો અશક્યવત્ જ છે. આ પ્રસંગે જેમને પુસ્તકોના પ્રકાશન કે વેચાણ ઉપર ઉદર-નિર્વાહનો આધાર રાખવો ન પડે તેવા સાધનસંપન્ન બં-ધુઓને મારી વિજ્ઞપ્તિ છે કે તેઓ પણ સારાં પુસ્તકોનો સસ્તા દરે પ્રચાર કરવાનું કાર્ય આરંભશે અથવા તેવાં કાર્યને ઉત્તેજન આપવાની ફરજ વિચારશે તો તેમનો જનસમાજ ઉપર અનહદ ઉપકાર થશે. તેઓ મારા કરતાં પણ વધારે સારી રીતે જનસમાજની સેવા બજાવી શકશે. છેવટે હું એક વાર્તાની ઘોષણા વાચકના ધ્યાનમાં ધરું છું; પ્રિય વાચકો

તું હિન્દુ હો વા મુસલમાન, ખ્રિસ્તિ હો વા બૌદ્ધ, આસ્તિક હો વા નાસ્તિક, દ્વિજ હો વા શુદ્ર, પુરૂષ હો વા સ્ત્રી, વૃદ્ધ હો વા બાલક, સાક્ષર હો વા સાધારણ વાંચી, લખી જાણનાર, ગમે તે કોમનો હો, ગમે તે વયનો હો, ગમે તે જાતિનો હો, ગમે તેવો હો, તદપિ તારે એક વાત યાદ રાખવાની છે, તે એ છે કે સારા વાચનના વ્યસનમાં તાર અન્ય બન્ધુ ભગિની કરતાં વધારે લપટાવાનો તારે પ્રયાસ કરવો. તારા એ કાર્યથી અમારા જેવાની પ્રવૃત્તિને ઉત્તેજન મળશે. એ ઉત્તેજન આપણા સાહિત્યને અભિવૃદ્ધ બનાવવામાં કાર્યસાધક નિવડશે. સાહિત્યની અભિવૃદ્ધિ દેશને આર્થિક, વ્યાપાર વિષયક, રાજકીય, વૈજ્ઞાનિક આદિ વિષયોમાં પ્રગતિ અને ઉન્નતિદાયક થશે. તારા દેશ ઉપર–તારી માતૃભૂમિ ઉપર–તારા દેશબાંધવ ઉપર તારો એ કેટલો મહદ્ ઉપકાર થશે તે વિચારી જો! અનુભવી જો!! અસ્તુ.

વઢવાણ સીટી.
તા. ૧–૮–૧૯૧૮.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ.



## પ્રસ્તાવના.



કેળવણીના ફેલાવાની સાથે લોકોમાં વાંચવાનો શોખ વધતો જાય એ સ્વાભાવિક છે. એક જમાનો એવો હતો કે જે વખતે સદેવંત સાવલિંગા, ગજરા મારૂ, સૂડા બહોંતેરી અને બત્રીશ પુતળી તેમજ એરેબીયન નાઇટ્સ અથવા એવાં જ બીજાં પુસ્તકો ઉપર લોકોની તડાપીટ પડતી હતી. એ જમાનો અત્યારે વહી ગયો છે. બીજા શબ્દોમાં કહીએ તો લોકોને ત્હેના કરતાં ઉંચા પ્રકારનું સાહિત્ય જોઇએ છે. એ એક શુભ ચિન્હ છે, તદપિ એટલું તો ખરૂંજ કે બીજા પ્રકારના સાહિત્ય કરતાં નવલકથાના સાહિત્ય પ્રત્યે સામાન્ય લોકોની મનોવૃત્તિ વિશેષ આકર્ષાય છે. ત્હેનાં અનેક કારણોમાં એક કારણ એ પણ છે કે નવલકથાનું સાહિત્ય બીજા સાહિત્ય કરતાં જલ્દી પાચન થઇ શકે તેવું હોવાથી તે લોકોને વિશેષ રૂચીકર થઇ પડે છે. એ કારણને લઇને જ અત્યારે બીજા વિષયનાં પુસ્તકોની સરખામણીમાં નવલકથાના ગ્રંથો મ્હોટા પ્રમાણમાં બ્હાર પડે છે. જો કે આ ગ્રંથોમાંનો મ્હોટો ભાગ અનુવાદોનો જ હોય છે; અને તે અનુવાદોમાં પણ કેટલાક તો એવા પ્રકારના ગ્રંથો જોવામાં આવે છે કે જે લોકોની નીતિરીતિ ઉપર અનિષ્ટ અસર નિપજાવ્યા સિવાય રહે નહિ. એ વિષયમાં ઘણું કહી શકાય તેમ છે

પરંતુ અત્ર અવકાશનો અભાવ હોવાને લીધે તત્સમ્બન્ધી વિશેષ વિસ્તાર નહિ કરતાં કઈ નવલકથા કેટલે અંશે ઉપયોગી છે તે વાચકોની તુલના બુદ્ધિ ઉપર છોડવાનું યોગ્ય લાગે છે. મ્હને તો એમ લાગે છે કે એક નવલકથામાં માત્ર વાર્તાના વળાનો રસ જળવાવા ઉપરાંત કાંઇક વિશિષ્ટ પ્રકારનો ઉદ્દેશ રાખીને તે ઉદ્દેશને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે દ્વારા સાહિત્યની સેવા બજાવવા સાથે જનસમાજને પણ ઉપયોગી થઇ શકાય. એ વિચાર દૃષ્ટિ સમીપ રાખીને આ નવલકથા તૈયાર કરવાનો મ્હેં પ્રયાસ કર્યો છે. મ્હેં જોયું કે આપણી ભાષામાં આધ્યાત્મિક દિશામાં પોતાનાં કિરણો ફેંકનારી નવલકથાઓ બહુ અલ્પ પ્રમાણમાં છે અને ત્હેમાં કેટલીક તો ભાષા અને વિષયના સમ્બન્ધમાં એટલી બધી કિલષ્ટ અને ગહન છે કે સામાન્ય વાચકો ત્હેમાં ઉંડા ઉતરવાની શક્તિના અભાવે એવી નવલકથાઓમાં રસ લઇ શક્તા નથી.

એ કારણસર મ્હેં આ નવલકથાને આધ્યાત્મિક વિષયથી અલંકૃત કરવાનો યત્ન કરવા છતાંયે ત્હેની ભાષાને બની શકી તેટલી સરળ રાખવાનો પ્રયત્ન કરીને ત્હેના વિષયની ગહનતાને સ્પષ્ટ કરી છે. મ્હારા પ્રયત્નમાં મ્હને કેટલી સફળતા મળી છે તે જણાવવાનું કામ મ્હારૂં નથી. એ તો વાચકો પોતેજ નક્કી કરી શકે. આ નવલકથાના

વસ્તુ સમ્બન્ધી હું કાંઇ પણ કહું તે પહેલાં મ્હારે જણાવવું જોઇએ કે આ નવલકથા પણ એક અનુવાદ જ છે. કેટલાક લેખકો પોતાની પ્રસ્તાવનામાં એવી બડાશ ઠોક્તા જોવામાં આવે છે કે અમે અમુક ભાષાનું અમુક પુસ્તક વાંચ્યું, તે અનુવાદિત કરવા યોગ્ય જણાયું, તેથી ત્હેમાં કેટલોક ફેરફાર, કેટલોક સુધારો વધારો અને મ્હોટો વિસ્તાર કરીને, જૂદાં જૂદાં ફલાણાં શ્રીનાં પુસ્તકોની સહાયતાથી અમારી આ નવલ-કથા તૈયાર કરી છે! આમ કરીને તેઓ પોતાના શ્રમ અને કલ્પનાશક્તિ તથા બુદ્ધિકૌશલ્યને મહત્ત્વ આપીને બિચારા મૂળ લેખકના શ્રમને ઉતારી પાડતા હોય એવો દેખાવ થાય છે. એ રીતિ મ્હને વાસ્તવિક તેમજ યોગ્ય લાગતી નથી. હું પરભાષાના એકાદ પુસ્તકને આપણી ભાષામાં અનુવાદિત કરૂં ત્હેમાં અનુવાદ કરવાને અંગે મ્હને ગમે તેટલો શ્રમ પડે તોપણ મૂળ લેખકની શક્તિ કે શ્રમને ઉતારી પડવા જેવું મ્હારૂં કાર્ય કૃતજ્ઞતાથી વિરૂદ્ધ જતું જ ગણાય. તદપિ કેટલાકો મૂળ લેખક કિંવા ત્હેના પુસ્તકનું નામ સ્મરણ કરતાં પણ શરમાય છે ત્હેમના કરતાં તે ઉક્ત લેખકોનું વર્તન કિંચિત્ ક્ષમ્ય ગણાય ખરૂં!

એ વિષયમાં વધુ ટીકા નહિ કરતાં હવે હું એકદમ જણાવી દઇશ કે આ નવલકથા બંગાળી ભાષામાં શ્રીયુત સુરેન્દ્ર મોહન ભટ્ટાચાર્યે પ્રયોજેલી 'જહાનારા' નામની નવલકથાનો અનુવાદ છે, પરંતુ ત્હેમાં પ્રથમનાં ચાર પ્રકરણો

નવાં ઉમેર્યાં છે. યોગમાયાનાં હૃદયમાં જન્મથી જ ત્હેના પિતાએ યોગ્ય સંસ્કારો પાડ્યા હતા એવું બતાવવાનો જ એ પ્રકરણોનો હેતુ છે. પ્રકાશકની ઇચ્છાથી ત્હેને બે ભાગમાં વહેંચી નાંખી છે. ત્હેનો આ પ્રથમ ભાગ વાચકના કરકમળમાં સાદર કરતાં મ્હને આનન્દ થાય છે. દ્વિતીય ભાગ છપાય છે જે અલ્પ સમયમાં જ સાદર થશે. આ નવલકથાનું નામ "સૌંદર્ય—જ્વાળા" છે. સૌન્દર્યમાં મુગ્ધ બનેલો સૌન્દર્યપિપાસુ મનુષ્ય વિવેકાવિવેક બુદ્ધિનો વિચાર નહિ કરવાને પરિણામે અંતે સૌન્દર્યજ્વાળાનો ભોગ થઇ પડે છે એ દર્શાવવાનો આ નવલકથાનો મુખ્ય હેતુ છે.

"સંસારસુ સરસો રહે ને મન મ્હારી પાસ,
સંસારમાં લેપાય નહિ તે જાણુ મ્હારો દાસ"

એમ ભગવાન કૃષ્ણચન્દ્રે ગીતામાં ઉપદેશેલું છે. આ ઉપદેશનું તારતમ્ય અતિ ગૂઢ છે, તોપણુ એના ઉપરથી એટલો ફ્લિતાર્થ સ્પષ્ટ થઇ શકે છે કે સંસારમાં ઓતપ્રોત રહીને, સંસારમાં ન લેપાતાં, ભગવાન કૃષ્ણચન્દ્રના ચરણમાં મનને સ્થાપવામાં આવે તો જ મુક્તિની આશા રાખી શકાય. ચહા પીતાં છતાં ત્હેમાં રહેલા સાકરના માધુર્યની કે ચહાના કડકપણાની મન ઉપર અસર થવા નહિ દેનારને ચહાનું વ્યસન ચોંટી શકતું નથી એ નિર્વિવાદ છે. તદનુસાર સંસારમાં રહીને સંસારની માયાનો મન કે

આત્માને સ્પર્શ થવા દેવામાં ન આવે તો જ સંસાર-સમુદ્રમાંથી પાર ઉતરી શકાય છે. એજ સિદ્ધાન્ત ઉપર આ નવલકથાના વસ્તુનો આધાર છે. રામચન્દ્ર યોગમાયાના સૌન્દર્યમાં મુગ્ધ બને છે. ત્હેનાં સૌન્દર્યનું પાન કરવાની ત્હેની પિપાસા તીવ્રતર બનતી જાય છે, ત્હેને ખાતર તે પોતાનો જાતિધર્મ ત્યાગ કરવાને તૈયાર થાય છે, અને પોતાની પત્ની પ્રત્યેની ફરજને તિલાંજલિ આપે છે. ત્હેની વાસના માત્ર સૌન્દર્યના પાનથી જ તૃપ્ત થતી નથી; તે બાહ્ય સૌન્દર્યનો ઉપભોગ કરવાને પણ આકાંક્ષી બને છે. આ આકાંક્ષા પૂર્ણ કરવાને ખાતર તે નીચમાં નીચ પથનું અવલમ્બન કરી પોતાના આત્માની અધોગતિ કરે છે. ત્હેનું અંતિમ પરિણામ તો એ આવે છે કે રામચન્દ્ર સૌન્દર્ય-જ્વાળાનો ભોગ થઇ ત્હેમાં ભસ્મીભૂત થઈ જાય છે. એ ઉપરથી એક ધડો એ પણ મળે છે કે નીચ પથનું અવલમ્બન કરી ઇપ્સિત વસ્તુ મેળવવાના પ્રયત્નથી તે વસ્તુની ખરી સુન્દરતા પ્રાપ્ત થતી નથી.

આ વિષયમાં હું અત્યારે લંબાણ કરવા ઇચ્છતો નથી. દ્વિતીય ભાગની પ્રસ્તાવનામાં એ સમ્બન્ધી કાંઇક વિસ્તારથી લખવાનો મ્હારો ઇરાદો છે. આ નવલકથાની નાયિકા યોગમાયા છે. સચ્ચિદાનન્દ સ્વામીના સત્સંગની તથા ત્હેમણે આપેલા યોગના શિક્ષણની યોગમાયા ઉપર કેવી અસર

થાય છે એ આ પ્રથમ ભાગમાં જોઈ શકાશે. આ નવલક-
થાને રસિક બનાવવાને ત્હેના વસ્તુમાં લુંટારાઓની ભયંકર
વૃત્તિ, વકિલોની ખટપટ, જનાનખાનાનો યુવતીસમૂહ,
બેલાનું રસિક ચૌર્યકાર્ય વગેરે પ્રસંગોનો સમાવેશ કરવામાં
આવ્યો છે. આ કથાનકમાં મુખ્ય ભાગ ત્રણ પાત્રો ભજવે
છે. યોગમાયા, રામચન્દ્ર અને પ્રભાવતી. આ પાત્રો ઉપર
બારીક લક્ષ આપવાની વાચકોને મ્હારી સૂચના છે. આ
નવલકથામાં આધ્યાત્મિક વિષયને છેડવામાં જો કાંઇક પણ
સાફલ્ય પ્રાપ્ત થયું હોય તો તે માટે મૂળ લેખક શ્રીયુત્
સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યને માન ઘટે છે. ત્હેમાં રહેલ ખા-
મીનો દોષ હું મ્હારે શિરે ધારણ કરી લઉં છું. પ્રથમ
ભાગ વાંચનારને દ્વિતીય ભાગ વાંચવાની મ્હારી ખાસ ભલા-
મણ છે, કેમકે તે સિવાય ખરો આનન્દ પ્રાપ્ત થઇ શકશે
નહિ. આ કથા એકવાર વાંચી ગયા પછી બીજી વખત
વાંચતાં ત્હેમાં રહેતી કેટલીક ખૂબીઓનો ખરો ખ્યાલ
આવશે અને ત્યારેજ વાચકની રસવૃત્તિને તૃપ્તિ મળી શકશે.
વાચકને મ્હારી એટલી વિનતિ માત્ર છે કે વાચનજ્વાળાના
ભોગ થવા જેવી સાહસિકતા નહિ કરતાં વાચનરસને ખિ-
લવવામાં તેઓ વિવેકબુદ્ધિનો સદુપયોગ કરશે.

વઢવાણ કેમ્પ.
વિક્રમાર્ક ૧૯૭૪
આષાઢ કૃષ્ણ નવમી.

ભૂધરદાસ ગણેશજી દુબળ.

# અનુક્રમણિકા.



# નોકરીનો ઉમેદવાર.

## ( સચિત્ર સામાજીક નવલકથા )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

મેટ્રિકની પરીક્ષામાં પાસ થએલો એક નવયુવક સંસારની ધુસરીએ જોડાતાં નોકરીને માટે જે પ્રકારનાં ફાંફાં મારે છે અને તેમ કરતાં તેને ચિત્રવિચિત્ર સ્વભાવના શેઠો, શેઠાણીઓ, ઠગારાઓ અને બીજાઓના જે પરિચયમાં આવવું પડે છે તથા દુષ્ટ પ્રકારની લાલચો મળતાં તેને જે દુર્દશામાં આવવું પડે છે તેનું હૃદયદ્રાવક ચિત્ર આ નવલકથામાં આપવામાં આવ્યું છે. યુવકની ધર્મપત્નીની ધર્મ–પ્રિયતા તથા સુશીલતા પ્રત્યેક સ્ત્રીને ઉત્તમ બોધ આપનારી અને આદર્શ છે. આ કથા ઘણી પ્રશંસાને પાત્ર થઈ ચૂકેલી છે. તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. મૂલ્ય રૂ. ૧I. વી. પી. પોસ્ટેજ ૨ આના.

મળવાનું સ્થળ,

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ.**

**વઢવાણસીટી.**

# કામરૂ દેશની કુટિલ કામિની.

## ( સચિત્ર ડિટેકટીવ વાર્તા )

**લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.**

'જ્યુમેલિયા' નામની જાદુઈ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પડે છે અને દેવેન્દ્રવિજય નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. 'જ્યુમેલિયા' દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. જ્યુમેલિયા કે જેનું બનાવટી નામ મનોરમા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે; પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખૂન કરે છે! છતાં દેવેન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ ૨૫૦, ફોટોગ્રાફિક સુંદર ચિત્રો, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧।. વી. પી. પોસ્ટેજ ૩ આના.

મળવાનું સ્થળ

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ.**

**વઢવાણસીટી.**

# સૌન્દર્ય-જ્વાળા.

## પ્રકરણ ૧ લું.

### કાનોજી લુંટારો.

જીવનું જીવ લેઇને આહીં એવી હિંસે રીતિ !
કોઇને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ?

કલાપી.

"બાપુ ! પેલી સ્ત્રીને આપણા માણસો પકડીને અહીં લાવ્યા છે." એક અનુચરે ઓરડામાં પ્રવેશ કરીને કાનોજી સરદારને કહ્યું.

કાનોજી સરદાર લુંટફાટનો અને ધાડો પાડવાનો ધંધો કરતો હતો. પોતાની ટોળીમાં તે સરદારના નામથીજ ઓળખાતો હતો. આ વખતે અહમદનગરમાં નિઝામશાહીનો અમલ ચાલતો હતો. કાનોજી અહમદનગર તાબાના એક નાના ગામડાનો રહીશ હતો. તે જાતે મરાઠો હતો. ત્હેને એક બે સાંતીની જમીન હતી. એ જમીન ત્હેના વડવાઓએ નિઝામશાહીની વફાદારીપૂર્વક કરેલી સેવાના બદલામાં ઇનામી હક્ક તરીકે મેળવી હતી. તેથી એ જમીનમાંથી જે નિપજ આવે તેમાંથી કાંઇ રાજ્યભાગ આપવો પડતો નહિ. કાનોજીનો પિતા તો ત્હેને ન્હાનો મૂકીનેજ મરણ પામ્યો હતો, તેથી ત્હેની માતા જમીન ખેડાવવા વગેરેનો વહિવટ ચલાવતી

હતી. તે પણ કાનોજી વીશ–એકવીશ વર્ષનો થયો ત્યારે મરણ પામી, એટલે વ્યવહારનો તમામ બોજો કાનોજી ઉપર આવી પડયો.

અત્યાર સુધી અલ્લડ અવસ્થામાં ઉછરેલો હોવાને લીધે ત્હેની તામસી પ્રકૃતિની માત્રા ખુબ ચઢી ગઇ હતી. તે કોઇનો એક પણ શબ્દ સહન કરી શકતો નહિ. એક વખતે મહેસુલી અમલદાર જૂદાં જૂદાં ગામની મહેસુલ ઉઘરાવતો ઉઘરાવતો ત્હેના ગામમાં આવી પહોંચ્યો. આ અમલદાર નવીનજ નિમાયેલો હતો. તે મુસલમાન હતો અને સુલતાનની બેગમનો પીયેરનો સગો હોવાથી ત્હેને બેગમ તરફની ઓથ હતી. નોકરીમાં દાખલ થયાને વધુ વખત થયો નહોતો તેટલામાં તો ત્હેણે એટલી બધી લાંચ–રૂશ્વત લેવા માંડી હતી કે લોકો ત્રાહ ત્રાહ પોકારી ગયા હતા. પરંતુ કોઇનો કાંઇ ઉપાય ચાલતો નહિ. આ ગામમાં આવ્યા બાદ ત્હેણે મહેસુલ વસુલ કરાવા માંડી. જ્યારે કાનોજીનો વારો આવ્યો ત્યારે ગામના મુખીએ કહ્યું: “એમની જમીન ઇનામી હોઇ ત્હેની મહેસુલ લેવાનો વહિવટ નથી.” પરંતુ આ અમલદારે કહ્યું: “નહિ, ગમે તે જાતની જમીન હોય તોપણ રાજ્યભાગ તો ત્હેણે આપવોજ પડશે. ઇનામીનો અર્થ માત્ર એટલોજ કે તે જમીન ખેડી ખાય, પરંતુ જો ત્હેમાંથી રાજ્યભાગ લેવામાં ન આવે તો ભવિષ્યમાં તે એમ કહેશે ‘કે એ જમીન તો મ્હારી પોતાની છે’. માટે રાજ્યભાગ તો ત્હેણે આપવોજ પડશે.” એ પ્રમાણે કાનોજીની પાસેથી રાજ્યભાગ લેવાનું ઠરવાને લીધે મુખીએ કાનોજીને ત્યાં બોલાવ્યો. કાનોજી આવ્યો. આ મહેસુલી અમલદારે ત્હેને રાજ્યભાગ તરીકે નિપજમાંથી ત્રીજો

ભાગ આપવા કહ્યું, એટલે કાનોજીએ પ્રથમ તો મર્યાદાપૂર્વક જવાબ આપ્યો કે, "અત્યાર સુધીમાં કદી પણ મ્હારી જમીનની નિપજમાંથી રાજ્યભાગ તરીકે કાંઇ પણ લેવામાં આવ્યું નથી." એ સાંભળીને મહેસુલી અમલદાર બોલ્યો: "જો એમ બન્યું હોય તો એ ગેર-વાજબી થયું છે. એવી રીતે સરકારના હક્કમાં નુકશાન કરવું એ ઠીક નહિ." એટલું કહી ત્હેણે જમીનની નિપજ કેટલી આવે છે તે જાણી લઇ ત્હેના ત્રીજા ભાગની શી કિમ્મત થાય એ નક્કી કરીને પાછલું વીશ વર્ષ સુધીનું લ્હેણું કાઢી ત્હેને કહ્યું: "તમે આજથી ચોવીશ કલાકમાં પાંચ હજાર હોન અહીં મ્હારી સન્મુખ લાવીને હાજર કરજો. જો તેમ નહિ કરો તો તમને કાયદેસર સજા કરવામાં આવશે."

આ સાંભળીને કાનોજીનો પીત્તો ઉછળી આવ્યો. ત્હેણે કેટલાક અપમાનસૂચક શબ્દો કહ્યા. મહેસુલી અમલદારને પણ પોતાનું અપમાન થયેલું જોઇને અતિશય માઠું લાગ્યું. ત્હેણે કાનોજીની તમામ મિલકત અને જમીન જપ્ત કરવાનો હુકમ કાઢયો. સત્તા આગળ શહાણપણ નકામું! જમીન અને મિલ્કત જપ્ત થઇ. કાનોજીએ અહમદનગરમાં આંટાફેરા ખાઇને જમીન પાછી મેળવવાનો પ્રયત્ન કરી જોયો પરંતુ તે જ્યાં ગયો ત્યાંથી ત્હેને નિરાશ થઇને પાછું ફરવું પડયું. એટલે ત્હેણે છેવટે કંટાળી અત્યંત ક્રોધાવેશમાં આવી જઇને નિઝામશાહીની સામે પગલાં માંડવાનો નિશ્ચય કર્યો. આ વખતથી ત્હેણે બ્હારવટું શરૂ કર્યું.

પ્રથમ ત્હેણે અહમદનગર બ્હાર આવેલ એકાદ બે વખારોમાં આગ મૂકી સળગાવી દીધી અને એક ચીઠી ત્યાં ચોડી; ત્હેમાં એવું

જણાવ્યું હતું કે ' મ્હારી ઇનામી જમીન મ્હારી પાસેથી લઇ લેવામાં આવેલ હોવાથી મ્હેં આગ મૂકી છે. માટે મ્હારી જમીન હવે મ્હને આજથી સાત દિવસમાં પાછી સોંપી દેવાનો બંદોબસ્ત થવો જોઇએ. જો તે પ્રમાણે બાદશાહ સરકાર તરફથી કરવામાં નહિ આવે તો હજી પણ હું મ્હારૂં કાર્ય ચાલુ રાખીશ અને આથી વિશેષ નુકશાન કરીશ !' એક અઠવાડિયું વિતી ગયું છતાં પણ કાંઇ પરિણામ આવ્યું નહિ. તેથી થોડા દિવસ જવા દઇ સન્ધ્યાકાળના સમયે ખળામાં કાનોજીએ આગ મૂકી. તે વખતે પણ ત્હેણે પોતાની ઇચ્છા ચીઠી દ્વારા જણાવી વિશેષ ભય બતાવ્યો. ખળામાં આગ મૂકવાથી અનેક ગરીબ ખેડુતોને ભયંકર નુકશાન ભોગવવું પડયું. કેટલાક ખેડુતોને તો પોતાનું ગુજરાન ચલાવવાની પણ ચિન્તા થઇ પડી. આ કાર્યથી ગામમાં વિશેષ ઉહાપોહ થયો. ગામના લોકો તો કાનોજીને દુષ્ટ, ઘાતકી આદિ વિશેષણો આપવા લાગ્યા. અહમદનગરનો બાદશાહ પણ અત્યંત ગુસ્સે થયો. ત્હેણે કાનોજીને પકડવાનો દૃઢ સંકલ્પ કર્યો. કાનોજી અહમદનગરની આજુ બાજુના ડુંગરામાં રહેતો હોવાથી ત્હેને પકડવાનું સિપાઇઓને વિશેષ મુશ્કેલ હતું. તેઓ પોતાથી બનતો પ્રયત્ન કરતા હતા, પરંતુ કાનોજી એક સ્થળે રહેતો નહોતો. તે હમેશાં પોતાનું રહેવાનું સ્થળ ફેરવતો હતો. ક્વચિત ક્વચિત તો તે એક દિવસમાં પણ બે ત્રણ સ્થળ ફેરવતો હતો. સિપાઇઓને કાનોજીના સ્થળની બાતમી મળતી પણ તેઓ તે સ્થળે જઇને જોતા તો તે થોડા સમય પ્હેલાં જ ત્યાંથી પલાયન થઇ ગયેલો માલુમ પડતો. આ સ્થિતિમાં લગભગ ૭ મહિના વ્યતિત થઇ ગયા.

આ વખત દરમ્યાન જેટલા માણસો કાનોજીના જેવું કાર્ય કરતા હતા તેઓ કાનોજી સાથે મળી ગયા. કાનોજીને અનાયાસે આ મદદ મળી જવાથી તે ત્હેના કાર્યમાં વિશેષ ફાવ્યો. વળી એ લોકોએ ત્હેને પોતાનો સરદાર નિમ્યો અને તેઓ ત્હેના હુકમ પ્રમાણે વર્તવા લાગ્યા. પોતાની ટોળીમાં વિશેષ માણસો ભળવાથી કાનોજીએ બ્હારવટાની સાથે લુંટફાટનો ધંધો પણ કરવા માંડયો. મ્હોટે ભાગે અહમદનગરની વસ્તીનેજ તે લુંટતો હતો. ક્વચિત ક્વચિત તે સ્ત્રીઓ ઉપર બળાત્કાર પણ કરતો. વળી ત્હેની ટોળીના માણસો જડબુદ્ધિના તેમજ અજ્ઞાન અને અવિચારી હોવાથી કાનોજીની પાસે તેઓ બિભસ્ત વાતો કરી ત્હેનું હૃદય સ્ત્રીઓ પરત્વે દોરતા, એટલુંજ નહિ પણ કોઇ સૌન્દર્યવતી સ્ત્રી હાથમાં આવતાં કાનોજીની સમક્ષ ખડી કરતા, અનેક યુક્તિઓ કરી તેઓ ત્હેની વૃત્તિને ઉશ્કેરતા અને છેવટ કાનોજીની અનિચ્છા હોવા છતાં પણ પોતાની ઇચ્છાનુસાર ત્હેને દોરતા. ધીમે ધીમે આનું પરિણામ એ આવ્યું કે અનેક યુક્તિ પ્રયુક્તિથી, ગમે તેવું અઘટિત કાર્ય હોય તોપણ કાનોજી તે કાર્ય કરતો હતો.

લુંટફાટને લીધે ધન પ્રાપ્તિ થતી હોવાથી કાનોજીની વૃત્તિ બહારવટું કરવા કરતાં આ કાર્ય પરત્વે વિશેષ દોરાઇ ! વળી લુંટફાટના ધંધાથી પૈસા મળતા હોવાથી, વગર મહેનતે-શ્રમે ધનવાન થતું હોવાથી કેટલાક મહેનતને કડવી ઝેર જેવી ગણનારા મનુષ્યો પણ કાનોજીની ટોળીમાં ભળ્યા. આવા લોકો વસ્તુતઃ લુંટફાટનો ધંધો કરી શકે તેવા તો નહોતા જ, છતાં પોતાની ટોળી દિવસે દિવસે વૃદ્ધિંગત થતી જાય છે-પોતે વિશેષ શક્તિમાન થતો જાય છે

તેમજ અનેક મનુષ્યની તેના તરફ સહાનુભૂતિ છે એવું જનસમુદાયને બતાવવાની ખાતરજ કાનોજી આવા મનુષ્યોને પોતાની ટોળીમાં ભેળવતો હતો. આવી બાબતથી જનસમુદાયની લાગણી ત્હેના તરફ દોરાય એ તો તદ્દન અસંભવિત ગણી શકાય એ સ્વાભાવિક છે. પરંતુ અજ્ઞાન, અવિચારી અને ક્ષુદ્ર મનુષ્યોના સહવાસમાં રહેનાર કાનોજી આ સર્વ શી રીતે સમજી શકે ? ત્હેનામાં એટલી બુદ્ધિ કે જ્ઞાન અથવા તો જનસમુદાયની વૃત્તિને જાણવાની શક્તિ પણ ક્યાંથી હોય ?

ધીમે ધીમે કાનોજીની ટોળીમાં લગભગ સાતસોથી આઠસો માણસો થઇ ગયા. તેઓ થોડા થોડા ભાગમાં વ્હેંચાઇ જઇને જૂદે જૂદે રસ્તે જતા અને ત્યાં કોઇ મળતું તો ત્હેને લુંટી લેતા. સન્ધ્યા સમયે નક્કી કરેલ સ્થળે સર્વ એકઠા થતા અને તે સમયે કાનોજીને સર્વ પોતે કરેલ લુંટ આપી દેતા. કાનોજી તે લુંટમાંથી અડધું પોતે રાખી બાકીનો અડધો ભાગ લુંટ લાવનારને સરખે હિસ્સે વ્હેંચી આપતો હતો.

કાનોજીના આ કાર્યથી અહમદનગરની વસ્તી ઘણીજ કંટાળી ગઇ. તેઓને બહારગામ જવું પણ ભય ભરેલું થઇ પડયું. સ્ત્રીઓ તો બનતા સુધી સારી રીતે રક્ષિત ન હોય તો બહાર ગામ જતીજ નહિ. બાદશાહને કાને આ સર્વ હકીકત જવાથી તે પણ પોતાથી બનતો પ્રયત્ન કરવા લાગ્યો અને અનેક ઇનામો જાહેર કર્યાં.

આ સમયે એક એવો બનાવ બન્યો કે જેથી કાનોજીની અરણ્યમાં રખડવાની અને ગુફામાં રહેવાની મુશ્કેલીઓ દુર થઇ ! કાનોજી કાંઇ કામસર વિજાપુર જતો હતો. તે દિવસે વિજાપુરનો

બાદશાહ શિકારે નિકળ્યો હતો. રસ્તામાં બન્નેનો અચાનક ભેટો થયો. બાદશાહે કાનોજી સમ્બન્ધી પ્રથમ ઘણું સાંભળ્યું હતું. એક વખત તો કાનોજીને પોતાની પાસે બોલાવવાનો પણ બાદશાહનો વિચાર થયો હતો. બાદશાહનો હેતુ એવો હતો કે કાનોજીને અને ત્હેના માણસોને આશ્રય આપ્યો હોય તો યુદ્ધ વખતે તેઓ ઉપયોગી થઇ પડે. છતાં પોતે બાદશાહ હોવાથી એક લુંટારાને બોલાવવો એ ઉચિત ન લાગવાથી તેણે તે બાબત કાંઇ કર્યું નહોતું ! પરંતુ જ્યારે અનાયાસે કાનોજી મળી ગયો ત્યારે બાદશાહ પોતાની ઇચ્છા દબાવી શકયો નહિ. પ્રથમ તો ત્હેણે આડી અવળી કેટલીક વાત-ચિત કરી અને ત્યાર બાદ કાનોજીને પોતાની ઇચ્છા જણાવી. વળી તે સાથે ત્હેને બદલા રૂપે કેટલીક જમીન વિજાપુર પાસે આપવાનું પણ વચન આપ્યું. કાનોજી જંગલમાં રહીને ઘણોજ કંટાળી ગયો હતો. વળી ત્હેને વર્ષાઋતુમાં તો અનેક અડચણો ભોગવવી પડતી હતી. ખોરાક લેવા જવા માટે પણ ઘણી યુક્તિઓ કરવી પડતી હતી. એકાદ બે વખત તો ત્હેના માણસને શારીરિક નુકશાન ભોગવવું પડયું હતું. કાનોજીએ આવા કારણોથી બાદશાહની માગણીનો ઘણોજ હર્ષથી સ્વિકાર કર્યો. બાદશાહે પોતાના રાજ્યમાં લુંટફાટ ન કરવાને અને પોતાની પ્રજાને અન્ય કાંઇ પણ રીતે નુકશાન ન કરવાને કાનોજીને વચનથી બાંધી લીધો. જો કાનોજી પોતાનું વચન ભંગ કરે તો બાદશાહ ત્હેને ગમે તેવી શિક્ષા કરી શકે એમ પણ ઠરાવ્યું હતું.

બાદશાહે વિજાપુરથી એક ગાઉ દુર કાનોજીને અને ત્હેના માણસોને માટે મકાનોની સગવડ કરી દીધી અને જમીન પણ

ત્હેનીજ આસપાસ આપી. કાનોજી આ વખતથી ત્યાંજ રહેવા લાગ્યો અને તે વિજાપુરના બાદશાહને શત્રુ ચઢી આવતો ત્યારે મદદ કરતો.

જે વખતે પેલા માણસે આવીને સ્ત્રીને પકડયાના કાનોજીને ખબર આપ્યા ત્યારે તે ત્હેના નોકરો સાથે મદ્યપાન કરતો હતો. એક સરદારે પોતાના સેવકો સાથે જે પ્રમાણે વર્તન રાખવું જોઇએ તે પ્રમાણે કાનોજી વર્તતો નહોતો. પોતાના માણસોની સાથે ગમે તેવી બિભસ્ત વાતો કરતાં પણ તે અચકાતો નહિ. ત્હેના સેવકો પણ ત્હેના આવી જાતના વર્તનથી ત્હેની મર્યાદા રાખતા નહોતા. તેઓ સારી રીતે સમજી ગયા હતા કે ગમે તેમ બોલશું તોપણ સરદાર ગુસ્સે થશે નહિ તેમજ એક શબ્દ પણ કહેશે નહિ. પ્રથમથીજ કાનોજીએ આવી પદ્ધતિ રાખેલ હોવાથી તેનું આ પરિણામ આવવા પામ્યું હતું. ફક્ત ત્હેના હુકમનો અમલ તેઓ સારી રીતે બજાવતા હતા કારણકે કાનોજી તે બાબત ઘણીજ કાળજી રાખતો હતો.

કાનોજીએ આ શુભ સંવાદ સાંભળતાંજ હસીને હુકમ કર્યો. "તે સ્ત્રીને જલદી મ્હારી પાસે પકડી લાવો !" અન્ય સેવક તરફ નજર કરીને તે બોલ્યો: "હવે હું એની બરાબર ખબર લઇશ ! રાંડ ન્હાસી ગઇ હતી પરંતુ જાણતી નથી કે આ કાનોજી સરદારના હસ્તમાં આવ્યા પછી વળી છટકી શકાય ખરૂં? શું કાનોજી એટલો બધો નિર્માલ્ય છે કે એક સ્ત્રીને પણ પકડી શકે નહિ? એવું હત તો તો વિજાપુરના જેવો બાદશાહ જખ મારવાને આશ્રય આપત !"

આ વખતે પેલી સ્ત્રીને ત્યાં લાવવામાં આવી. તે સ્ત્રીની ઉમ્મર લગભગ સતર વર્ષની હતી. ત્હેનો ચ્હેરો ગોળ અને ભરાવદાર હતો.

તે કાંઇક એઠા ઘાટની હતી એટલે શરીર વિશેષ ભરાવદાર જણાતું હતું. ત્હેનું સૌન્દર્ય એટલું બધું મોહક હતું કે તે જોનારને પ્રથમ દ્રષ્ટિએજ મુગ્ધ કરવાને સંપુર્ણ શક્તિમાન હતું. ત્હેના કૃષ્ણ કેશ ત્હેની સુંદરતામાં વળી વિશેષ વૃદ્ધિ કરતા હતા. ત્હેના ચ્હેરા ઉપરથી તે અતિ પવિત્ર હોવી જોઇએ એમ સ્પષ્ટ જણાતું હતું. અત્યારે તો દુઃખથી ત્હેનો ચ્હેરો સ્હેજ ફિક્કો પડી ગયો હતો છતાં ત્હેના સૌન્દર્યમાં કાંઇ પણ ન્યુનતા થવા પામી નહોતી. લાવણ્યલહરી મુખમુદ્રા પર છવાયેલી હતી.

ત્હેને કાનોજી પાસે લાવવામાં આવી કે પકડી લાવનારમાંથી એક મનુષ્યે કાનોજીને સમ્બોધીને કહ્યું: "આ મ્હોટી શયતાની છે, જાદુ પણ જાણતી હશે. હવે દયા લાવશો નહિ; અત્યારે ને અત્યારે ત્હેની સાથે લગ્ન કરી નાખો!"

કાનોજી મદ્યથી ભરેલ એક પ્યાલી ગટગટાવીને બોલ્યો: "એમજ થશે, એમજ થશે!"

આ શબ્દો સાંભળીને રમણીના હૃદયમાં જબરો આઘાત થયો. ગુસ્સાથી ત્હેનું આખું અંગ ધ્રુજવા લાગ્યું. હવે શું કરવું? ક્યાં જવું? આ નિષ્ઠુર લોકો શું કરશે? કેવું કષ્ટ પોતાને સહન કરવું પડશે? એ વિચારો સુન્દરીના મનમાં એક પછી એક ઉત્પન્ન થવા લાગ્યા. આ પાષાણ હૃદયના મનુષ્યોમાં તો દયાનો છાંટો પણ નહોતો! તેઓ દયા, લાગણી કે પરોપકારને સમજતાજ નહોતા! ઇશ્વરે તેઓને એ સદ્ગુણોથી વિમુખજ રાખ્યા હોય એમ અનુમાન થતું હતું. પોતાના સ્વાર્થની ખાતર અન્ય મનુષ્યનું રૂધિર ચુસવાને પણ આ દુષ્ટો અચકાતા નહિ. આવા નિષ્ઠુર મનુષ્યોના હસ્તમાં પોતાનું

ભવિષ્ય સોંપાયાથી રમણીને વિશેષ ભય લાગતો હતો.

એ સમયે એ નોકરો રમણીને કાનોજીના ઇસારાથી બળાત્કારે હેની એકદમ નજીક ઢસડી જતા હતા. યુવતી તેઓના હસ્તમાંથી છુટવાને પ્રાણપણે યત્ન કરતી હતી: પરંતુ કયાં આ ભીમ જેવા બલિષ્ટ પુરૂષોની શક્તિ અને કયાં આ કુમળી લતાના જેવી અબળાની શક્તિ ? બન્નેએ યુવતીનો એકેક બાહુ જોરથી પકડયો હતો.

આ અત્યાચારથી સુન્દરીનું ધૈર્ય ચાલ્યું ગયું. તે ગુસ્સાથી વ્યાઘ્રની માફક વિસ્ફારિત નયને આ નિષ્ઠુર પુરૂષોની સામું જોઇ રહી. મુક્તિ મેળવવા કરેલ પ્રયત્નથી સુન્દરીના માથાના કેશ છુટા થઇ ગયા. યથાસ્થાનેથી વસ્ત્રો પણ ખસી ગયા હતા. હેનું લગભગ અર્ધું અંગ ઉઘાડું થઇ ગયું હતું. કાનોજી તો હેનું અગાધ સૌન્દર્ય જોઇને લગભગ ગાંડા જેવો થઇ ગયો હતો. રમણિએ ક્રોધકમ્પિત સ્વરે કાનોજીને કહ્યું: "નીચ લુંટારા! તું શા માટે મ્હને કષ્ટ આપે છે? શા માટે એક સ્ત્રીનું સતિત્વ ભંગ કરવાને તૈયાર થયો છે ? જરા તો વિચાર કર ! મ્હારૂં સતિત્વ ભંગ કરવાથી ત્હને શું ફળ મળવાનું છે ? મ્હારૂં તો તે અમુલ્ય ધન છે. તે જવાથી મ્હારી જીંદગી સદાને માટે ધૂળધાણી થઇ જશે. અલ્પ સુખની ખાતર મ્હારી જીંદગી શા માટે બરબાદ કરે છે? મ્હેં ત્હારૂં કાંઇ અનિષ્ટ કર્યું નથી. એક અનાથ સ્ત્રી ઉપર બળાત્કાર કરવાથી ઇશ્વર કદી પણ રાજી થશે નહિ. જનસમુદાય પણ ત્હારા તરફ તિરસ્કારનીજ દ્રષ્ટિથી જોશે!"

"પણ તું ભય શા માટે રાખે છે?" કાનોજીએ સુન્દરીના શબ્દો ઉપર ધ્યાન ન આપતાં હસતાં હસતાં કહ્યું. " ત્હારા ઉપર

બળાત્કાર કરવાની મ્હારી ઇચ્છાજ નથી. વળી ત્હને કોઇ પણ જાતનું કષ્ટ દેવા હું ખુશી નથી. હું તો ત્હને સુખી કરવાનેજ યત્ન કરૂં છું. મ્હારી સાથે લગ્ન કરવાથી ત્હારે કોઇ પણ જાતનું દુઃખ ભોગવવું પડશે નહિ ! હું ત્હને અત્યંત સુખી કરીશ, મ્હારૂં સર્વસ્વ ધન ત્હને સોંપી દઇશ, મ્હારા સર્વ માણસો ત્હારા ગુલામ થઇને રહેશે અને હું પણ જીંદગી સુધીનો ત્હારો દાસ થઇને રહીશ."

"ધૂળ પડો ત્હારા એ સુખ ઉપર!" સુન્દરી ગુસ્સાથી વચ્ચે જ બોલી ઉઠી: "શું હું ત્હારી સાથે લગ્નગ્રંથીથી જોડાઉં? પાપી ! એમ બોલતાં ત્હને વિચાર પણ નથી થતો ? શું હું એક ઘાતકી–નરાધમી લુંટારાને મ્હારી જીંદગી અર્પણ કરીશ ? શું એક નિષ્ઠુરમાં નિષ્ઠુર પુરૂષની સ્ત્રી કહેવરાવવાને હું તૈયાર થઇશ ?"

"હું ત્હારૂં ટાયલું સાંભળવા ઇચ્છતો નથી. જોઉં છું કે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ તું કેવીક ચાલે છે?" કાનોજીએ અત્યંત ગુસ્સાથી કહ્યું. તુરતજ તેણે એક માણસ તરફ જોઇને હુકમ કર્યો; "જા અલ્યા ! પુરોહિતને બોલાવી લાવ ! હવે વિલમ્બ કરવો નકામો છે."

પુરોહિતનું નામ સાંભળતાંજ સુન્દરીનું આખું અંગ ધ્રુજવા લાગ્યું, શ્વાસ રૂંધાઇ જવા લાગ્યો, બોલવાની પણ શક્તિ ચાલી ગઇ !

"રાંડ! કેવી લુચ્ચી છે? છોડી દેવાની વાત સિવાય અન્ય વાત જ કરતી નથી. બસ! અત્યારે ને અત્યારે જ ત્હેની સાથે લગ્ન કરી નાખો!" એક માણસે વળી ટાપશી પૂરી.

## પ્રકરણ ૨ જું.

### મુક્તિ.

દર્દીના દર્દની પીડા વિધિનેય દિસે ખરી,
અરે ! તો દર્દ કાં દે છે, ને દે ઓષધ કાં પછી!

કલાપી.

સુન્દરી સાથે લગ્ન થશે એમ ધારીને કાનોજી અલૌકિક વિચાર કરતો હતો. ત્હેનું હૃદય આનન્દથી છલકાઇ ગયું હતું. ક્ષણે ક્ષણે તે અનેક હવાઇ કિલ્લાઓ બાંધતો હતો પરંતુ પાપીને કયાં ખબર હતી કે અનાથના બેલી ઇશ્વરની ઇચ્છા વિરૂધ્ધ કાંઇ પણ બની શકતું નથી. મનુષ્ય ધારે છે કાંઇ ને થાય છે કાંઇ !

એક તરફ કાનોજીનો નોકર પુરોહિતને બોલાવા ગયો અને બીજી તરફ વિદ્યુત ગતિથી એક પુરૂષ ત્યાં આવીને સર્વની વચ્ચે ઉભો રહ્યો. ત્હેના તિવ્ર કટાક્ષથી કાનોજી અને ત્હેના માણસો કાષ્ટના પુતળાની માફક સ્તબ્ધ થઇ ગયા. જે પુરૂષો સુન્દરીને પકડીને ઉભા હતા તે થર થર કંપવા લાગ્યા. તેઓએ સુન્દરીના હસ્તને છોડી દીધા. સુન્દરી વગર યત્ને મુક્તિ મેળવી શકી !

આ સર્વ લોકોની સ્થિતિ જોઇને સુન્દરી પણ થોડો વખત સ્તબ્ધ થઇ ગઇ. ત્હેને અતિ આશ્ચર્ય લાગ્યું. સુન્દરી કંપતી કંપતી તે મહાપુરૂષને કાંઇક પુછવા જતી હતી પરંતુ બોલી શકી નહિ. મહાપુરૂષે ફક્ત ત્હેને કાંઇ પણ કહ્યા સિવાય પોતાની પાછળ આવવાને આંગળીથી સંકેત કર્યો. સુન્દરી પણ કાંઇ બોલ્યા સિવાય

ત્હેની પાછળ પાછળ ચાલવા લાગી. કાનોજીની કે ત્હેના માણસોની-કોઇની સુન્દરીને જતી અટકાવવાની હિમ્મત ચાલી નહિ.

મહાપુરૂષ અને સુન્દરી ગયા બાદ કાનોજીએ ત્હેના માણસોને કહ્યું: "આ શું થયું તે કાંઇ સમજી શકાયું?"

એક નોકરે જવાબ આપ્યો: "ના, કાંઇ સમજી શકાયું નહિ, પૂછવાનો વિચાર થયો પરંતુ પૂછી શકાયું નહિ. ઉભા થવા યત્ન કર્યો પરંતુ ઉભા થઇ શકાયું નહિ. આવો પુરૂષ તો કદી પણ જોયો નથી. આ પુરૂષ જો ધારે તો આપણને યમપૂરીમાં પણ તુરતજ મોકલી શકે! મ્હને તો એ મનુષ્ય હોય એમ લાગતું નથી!"

"નક્કી, આ મનુષ્ય હશે નહિ. ત્હેની ચક્ષુમાંથી અગ્નિ ઝરતો હતો." કાનોજીએ કાંઇક ભયથી જવાબ આપ્યો.

બીજા નોકરે વળી જરા બડાઇ મારતા કહ્યું: "એણે આપણને જાદૂથી વશ કરી લીધા હોવા જોઇએ. નહિતર એ સાલો લંગોટો રમણીને આપણા હસ્તમાંથી લઇ જઇ શકે ખરો કે?"

કાનોજીએ તુરત જ ભયથી કહ્યું: "એને તું ગાળ દેમાં! ત્હમે કોઇ તે પુરૂષને ઓળખી શક્યા નથી પરંતુ હું તો તે પુરૂષને જાણી ગયો છું. તે પુરૂષ અન્ય કોઇ નહિ પરંતુ અહીંથી પાંચ છ ગાઉ દૂર સચ્ચિદાનન્દ નામનો જે યોગી રહે છે તે જ હતો. એમ કહેવાય છે કે તે એક જાતનું જાદુ જાણે છે અને તેથી પોતે ધારે તે કરી શકે છે. મ્હેં તો એટલે સુધી વાત સાંભળી છે કે તે પાણી ઉપર પણ ચાલી શકે છે. જો તે પુરૂષ ફક્ત આપણી તરફ નયન ફેરવે તોપણ આપણને બાળીને ભસ્મ કરી નાખે!"

"ગમે તેમ હોય તોપણ તેઓ બન્ને ક્યાં ગયાં તે તો આપણે જાણવું જોઇએ." બીજા નોકરે સુચના કરી.

"કોણ તે જોવા જશે?" કાનોજીએ પુછ્યું. "આ મુંજોજી જશે.?" એમ કહીને ત્હેણે મુંજોજી તરફ આંગળી કરી. મુંજોજી તો આ સાંભળીને કંપવા લાગ્યો. ત્હેણે મ્લાન મુખે કાનોજીને કહ્યું; "હજુર! મ્હને આપ ગમે તેવું ભયંકર કાર્ય સોંપશો તોપણ હું તે ઘણી ખુશીથી કરીશ પરંતુ એ પુરૂષની સન્મુખ કે પાછળ તો જંઇશ નહિ. કૃપા કરીને મ્હને મૃત્યુના મુખમાં મૂકશો નહિ."

કાનોજીએ હસતાં હસતાં કહ્યું. "ના, બાપુ ના, ત્હેની પાછળ કોઇને તપાસ કરવા મોકલવો નથી. એ સ્ત્રીજ બદમાસ હતી એટલે તે પુરૂષ ઉપાડી ગયો છે. જે થયું છે તે ઠીકજ થયું છે. વળી તે પુરૂષની સામે થવું એ લાભપ્રદ નથી. જીવતાં હશું તો એવી અનેક સુન્દરીઓ મેળવી શકીશું! હવે આ વાતને વિસરી જાવ! જરા મદ્ય લાવો કે શાન્તિ થાય!"

સંપૂર્ણ હાથમાં આવ્યા પછી સુન્દરી છટકવા પામવાથી કાનોજી મનમાં તો ઘણોજ દિલગીર થયો હતો. પરંતુ આ પુરૂષ પાસેથી સુન્દરીને તે કોઇ પણ રીતે છોડાવી શકે એમ ન હોવાથી નિરૂપાયે તે શાન્ત બેસી રહ્યો.

કાનોજીની આજ્ઞાનુસાર તુરતજ એક નોકરે મદ્યથી ભરેલ શીશો હાજર કર્યો. સર્વ પોત પોતાની ઇચ્છાનુસાર મદ્યપાન કરીને ચાલ્યા ગયા.

# પ્રકરણ ૩ જું

## યોગબળ.

સતત સુખના લ્હાવા લેવા કસાણું ઘડીન કાં ?
અવનતિ સહી લેવી શાણી ન ઉન્નતિ કાજ કાં ?

**લલિત.**

મહાપુરૂષે સુન્દરીને અત્યાચારી–નિષ્ઠુર કાનોજીના હસ્તમાંથી મુક્ત કરાવ્યાને ચાર દિવસ વ્યતિત થઇ ગયા છે.

કૃષ્ણ પક્ષની આઠમનો દિવસ હતો. રજની બે પ્રહર વિતી ગઇ હતી. આકાશમાં છુટાં છવાયા વાદળાં દેખાતાં હતા. એ સમયે સુન્દરી અને તે મહાપુરૂષ બે પર્વતની વચ્ચે આવેલી એક ગુફામાં બેઠાં હતાં. સુન્દરીએ આનન્દોત્ફુલ નયને મહાપુરૂષને કહ્યું: "પ્રભુ ! આપે જો દયા ન કરી હત તો મ્હારૂં સતિત્વ તેમજ પ્રાણ રહેત નહિ."

મહાપુરૂષ તેનો ઉત્તર ન આપતાં સ્હેજ હસ્યા.

સુન્દરીએ પુન: કહ્યું: "આપ તે દિવસે સ્નાન કરતા હતા અને જ્યારે તે નિષ્ઠુર લોકો મ્હને પકડીને લઇ જતાં હતા ત્યારે મ્હેં આપને સહાય માટે પ્રાર્થના કરી હતી. તે સમયેજ જો આપે મ્હને તે ક્રુર મનુષ્યોના હસ્તમાંથી મુક્ત કરી હત તો આપને ત્યાં આવવાનો શ્રમ લેવો પડત નહિ તેમજ મ્હારે કષ્ટ પણ સહન કરવું પડત નહિ."

"તું કોણ છું, શા માટે ત્હને પકડવામાં આવી હતી, દોષ કોનો હતો વગેરે જાણ્યા સિવાય હું શી રીતે મદદ કરૂં ?" મહાપુરૂષે ગંભીરતાથી જણાવ્યું.

"ત્યાં આવીને આપ શું જાણી શકયા ? ત્યાં આપ થોડો પણ વખત ઉભા રહ્યા નહોતા, કોઇને કાંઇ પુછ્યું નહોતું અને શી રીતે સત્ય હકીકત જાણી શકયા ?"

"ત્હને પકડીને તેઓ ચાલતા થયા એટલે હું પણ ત્હમારી પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેઓની વાતચિત ઉપરથી હું સર્વ હકીકત જાણી શકયો. હવે તો ત્હારા સમ્બન્ધની હકીકત જાણવાની મ્હારી ઇચ્છા છે. તું કઇ જ્ઞાતિની છું, ત્હારાં માતપિતા કયાં છે ને શું કરે છે, તું આવી વિપદમાં શી રીતે આવી પડી વગેરે મ્હને કાંઇ પણ સંકોચ રાખ્યા સિવાય કહે!"

" આપની પાસે અસત્ય સંભાષણ કરવાની કે કાંઇ પણ ગુપ્ત રાખવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. આપ મ્હારા પ્રાણદાતા છો! હું એવી નીચ નથી કે આપે કરેલ ઉપકારના બદલામાં આપને છેતરવાનો કાંઇ પણ પ્રયત્ન કરૂં. વળી મ્હારી હકીકત એવી નથી કે ગુપ્ત રાખવાથી મ્હને કોઇ પણ પ્રકારનો ફાયદો થાય ! ફાયદો થાય એમ હોય તોપણ પોતાના પ્રાણદાતાને—આપના જેવા મહાન તેજસ્વી, પરાક્રમશાળી અને ઉદાર મહાત્માને છળવાનું સાહસ મ્હારા જેવી ક્ષુદ્ર અબળા શી રીતે કરી શકે ? હું અતિ દુઃખિયારી સ્ત્રી છું. મ્હારા પિતા અહીંના પાસેના ગામડામાં રહેતા હતા. મ્હારૂં નામ યમુના છે. મ્હારી જ્ઞાતિ ક્ષત્રિય છે. પરંતુ હાલમાં મુસલમાનોનું

જોર વિશેષ હોવાથી ક્ષત્રિયોની કેવી શોચનિય સ્થિતિ થઇ પડી છે એ આપથી અજ્ઞાત નહિજ હોય! મ્હારા પિતાને સંતતિમાં ફક્ત હું એકજ હોવાથી તેમનો મ્હારા ઉપર નિઃસિમ પ્રેમ હતો. પોતે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હોવાથી મ્હને પણ તેઓ સસ્કૃતનો અભ્યાસ કરાવતા હતા. વળી તેઓ મ્હારી પાસે બેસીને ઘણી વખત ભગવદ્ગીતા વાંચતા હતા અને મ્હને સમજાવવાને પોતાથી બનતો યત્ન કરતા હતા.

"મ્હારા પિતાની પાંસે પ્રથમ તો સારી મિલ્કત હતી પરંતુ મુસલમાનોના ત્રાસથી અમારે એ સર્વ સંપત્તિનો ત્યાગ કરવાની ફરજ પડી. અમે એક ન્હાના સરખા મકાનમાં રહેવા લાગ્યા. હજી પણ અમને દુઃખ પડવામાં બાકી ન રહ્યું હોય તેમ થોડા વખતમાં તાવની બીમારીથી મ્હારી માતા ગુજરી ગઇ. મ્હારા પિતાને આથી જબરો આઘાત થયો. મ્હારા દુઃખની તે વખતે સીમાજ રહી નહોતી! હું મ્હારા પિતાને જોતાંજ રડી પડતી. એકાંતમાં પણ હું ઘણી વખત આક્રંદ કરતી. મ્હારા પિતા મ્હને આશ્વાસન આપવાને પોતાથી બનતો પ્રયત્ન કરતાં છતાં પણ જ્યારે મ્હારૂં હૃદય અતિ ઉશ્કેરાઇ જતું ત્યારે તેઓની ચક્ષુમાંથી પણ અશ્રુઓ ચાલ્યા જતા. આ વખતેજ મ્હારા પિતાએ સ્વર્ગમાં ગમન કર્યું. રાત્રે તેઓ સુતા હતા ત્યારે એક મ્હોટો નાગ ત્હેમને કરડયો અને મ્હને સહાને માટે નિરાધાર રખડતી મૂકીને તેઓ ચાલ્યા ગયા! તે વખતનું દ્રષ્ય હજી પણ મ્હારી દ્રષ્ટિએ તરે છે અને જ્યારે જ્યારે ત્હેનું મ્હને સ્મરણ થઇ આવે છે ત્યારે ત્યારે મ્હારૂં હૃદય હચમચાવી નાખે છે" આટલું બોલતાં બોલતાં તો યમુનાનો શ્વાસ રૂંધાઇ ગયો. ત્હેની

આસુમાંથી બે ચાર અશ્રુના ટીપાં ત્હેના ગુલાબી ગાલ ઉપર પડ્યા. તે ત્યાંજ અટકી ગઇ. મહાત્માનું હૃદય પણ આ કરૂણાજનક કહાણી સાંભળતાં વલોવાઇ ગયું.

યમુનાએ થોડો વખત શાન્ત રહીને પુનઃ શરૂ કર્યું; "ત્યાં કોઇ મ્હારૂં સમ્બન્ધી ન હોવાથી મ્હેં મ્હારા મામા પાસે જવાનો વિચાર કર્યો. તેઓ મ્હારા અંગત મામા તો નથી છતાં એકલા રહેવા કરતાં ત્હેમની પાસે જવું એ મ્હને ઉચિત લાગવાથી બીજેજ દિવસ હું ત્હેમની પાસે જવાને નિકળી. પરંતુ રસ્તામાં મ્હને આ લુંટારાઓનો ભેટો થયો. તેઓ સૌન્દર્યથી આકર્ષાઇને મ્હને ઉપાડી ગયા અને તેઓના સરદાર સમક્ષ ખડી કરી. ત્યાર પછીની હકીકત તો આપ સારી રીતે જાણો છો. આવા દુઃખદ પ્રસંગોનો અનુભવ થવાથી હવે મ્હારૂં હૃદય સંસાર ઉપરથી તદ્દન ઉઠી ગયું છે. આત્મહત્યા કરવાનો વિચાર પણ દુઃખને લીધે મ્હને થઇ આવે છે."

"ઇશ્વરેજ કૃપા કરીને ત્હને મ્હારા હસ્તમાં સોંપી હોય એમ જણાય છે." મહાત્માએ કહ્યું. વળી થોડો વખત તેઓ કાંઇક વિચાર કરીને બોલ્યા: "આજેજ ત્હારા દુઃખનો અંત આવી જશે કારણકે આજે મહાકાળીનો ઉત્સવ છે."

યમુના આ કાંઇ સમજી શકી નહિ અને તેથી ત્હેણે મહાત્માને ઉત્સાહથી પૂછ્યું: "એથી શું?"

"ત્હારૂં બળિદાન દેવું છે. મહાકાળી કુમારીકાનું બળિદાન ઘણાજ આનન્દથી ગ્રહણ કરે છે."

"મહાકાળીનું મન્દિર ક્યાં છે?" યમુનાએ અવિચલિત કંઠે પૂછ્યું.

" **મહાશૈલ્યનું** નામ સાંભળ્યું છે ? "

" હા, મ્હેં ઘણી વખત **મહાશૈલ્યનું** નામ સાંભળ્યું છે. તે કેટલેક દૂર છે ? "

" અહીં નજીક છે. હમણાજ ત્હને લેવાને માણસો આવશે. "

" મ્હને લેવાને ? "

" હા. "

" કેમ ? "

"મ્હેં ત્હને હમણાંજ ન કહ્યું કે ત્હારૂં બળિદાન આપવાનું છે!"

"મ્હારૂં સૌભાગ્ય! રક્તમાંસથી પરિપૂર્ણ આ દેહ જો વિશ્વ-જનનીને સમર્પિત થાય તો મ્હારા જેવું ભાગ્યશાળી કોણ ? "

" જો ! માણસો આવે છે ! હમણાજ ત્હારે જવું પડશે ! "

યમુનાએ જોયું કે ત્રણ માણસો સળગતા કાષ્ટના કટકા હસ્તમાં લઇને ગુફા તરફ આવે છે. તેઓ ગુફામાં આવ્યા એટલે મહાપુરૂષે પૂછ્યું: " હવે કેટલો વિલમ્બ છે ? "

એ ત્રણ વ્યક્તિમાંથી એકે જવાબ આપ્યો: "હવે બિલકુલ વિ-લમ્બ નથી. અમે કુમારીકાને લેવાનેજ આવ્યા છીએ. "

મહાપુરૂષે યમુનાના સામું જોઇને કહ્યું: "આ લોકોની સાથે જા!"

યમુના તુરતજ મહાપુરૂષને પ્રણામ કરીને ઉભી થઇ. ત્હેનો મુખભાવ પૂર્વની માફકજ ગંભીર હતો.

મહાપુરૂષે ત્હેને પેલાઓની સાથે જતાં જોઇને કહ્યું: "યમુના! જરા મ્હારી પાસે આવ ! મ્હારે ત્હને થોડુંક કહેવું છે."

યમુના પાછી ફરી મહાપુરૂષ પાસે આવી. મહાપુરૂષે પૂછ્યું: "ત્હને ચિન્તા થતી નથી?"

" શા માટે થાય ?"

" હમણાજ ત્હારૂં જીવન નષ્ટ થઇ જશે !"

" આપ જે મ્હને કહો છો તે હું માની શકતી નથી. મ્હારા પિતાશ્રી પાસેથી મ્હે અન્ય રૂપે સાંભળ્યું છે."

" શું ?"

" મ્હારો વિનાશ નથી. અસ્ત્ર મ્હને છેદી શકે એમ નથી, અગ્નિ મ્હને દગ્ધ કરી શકે એમ નથી, જળ મ્હને ડૂબાવી શકે એમ નથી અને વ્યાધિ મ્હારો ક્ષય કરી શકે એમ નથી. હું અજર, અમર અને પૂરાણુ છું."

" પરંતુ હમણાજ આ લોકોના હસ્તથી ત્હારૂં મસ્તક અને દેહ વિભકત થઇ જશે!"

" તેથી મ્હને કાંઇ થવાનું નથી. જુનું કપડું કાઢીને નવું પરિધાન કરવાનું છે."

" કિન્તુ જ્યારે ત્હારા ગળા ઉપર તલ્વાર પડશે ત્હારે ત્હને અગાધ દુઃખ થશે."

" ના, એ દુઃખ તો ઇંદ્રિયોનું છે. જ્યા સૂધી દેહ ત્યાં સૂધી જ દુઃખ ! વસ્ત્ર તજવાથી વસ્ત્રની લાલસા રહે પરંતુ જેની પાંસે નવું વસ્ત્ર પરિધાન કરવાને તૈયાર હોય ત્હેને શું ?"

" ત્હારી વય ઘણીજ ન્હાની છે."

" પુનઃ શા માટે એ વાત કરો છો ? મ્હેં આપને પ્રથમજ જણાવ્યું છે કે હું પુરાતની છું. કેટલાય વખત જન્મી છું ને કેટલાય વખત મૃત્યુ પામી છે. હું ન્હાની ઉમરની નથી."

" એક કાર્ય કરીશ?"

" આપની યોગ્ય આજ્ઞા મ્હારે શિરોધાર્ય છે."

" તો ત્હારૂં બળિદાન અપાશે નહિ."

" બળિદાન અપાવાના ભયથી હું કંપુ છું યાતો ડરૂં છું એમ આપ માનશો નહિ. આપને જે આજ્ઞા કરવી હોય તે ખુશીથી કરો!"

"મ્હારે એક સેવા કરનાર દાસીની આવશ્યકતા છે."

"હું આપની અંતઃકરણપૂર્વક સેવા કરવાને તત્પર છું."

"મ્હારૂં કહેવું હજી તું સમજી નથી."

" કેમ ?"

"દાસી એટલે વિવાહિતા સ્ત્રી માફક રહેવા હું કહું છું."

"એ શું ! મ્હને આવું શા માટે કહો છો ?"

"તું અતિ સુન્દર છું."

"આપ સૌન્દર્યતા ઉપર મુગ્ધ છો!"

"આખુ જગત સૌન્દર્ય ઉપર મુગ્ધ થાય છે."

"આપની તૂલના આપ જગત સાથે કરો છો ? એમ હોય તો તો ત્હમારામા અને કાનોજી લુંટારામાં શું ભિન્નતા ? ત્હમે યોગી કે સંન્યાસી ? મ્હેં તો મ્હારા પિતાશ્રીના મુખેથી એવું સાભળ્યું છે કે મનુષ્યને મોહાચ્છન્ન કરવાને ઇશ્વરે સૌન્દર્યની જાળ પાથરી છે."

"હું તે સાંભળવા ઇચ્છતો નથી. હું તો ત્હારી માંગણી કરૂં છું."

"આપ મશ્કરી કરો છો?"

"ના, હું સત્ય કહું છું."

"આપ સત્ય કહેતા હો તોપણ મ્હારે તે માન્ય નથી. એવું અઘટિત પગલું યમુનાથી તો કદી નહિજ ભરાય ! આપ મ્હારા પ્રાણદાતા હોવાથી આપની આજ્ઞા મ્હારે શિરોધાર્ય છે છતાં આવી

અયોગ્ય માગણીને તો હું પદપ્રહારજ મારૂં ! આપ વિદ્વાન છો, સમજુ છો, મહાનપુરૂષ છો તેમજ સંસારથી વિરક્ત છો ! આપ આ બાબત ઉપર જરા વિચાર કરશો, તો મ્હને ખાત્રી છે કે આ અયોગ્ય માગણી કરવા માટે આપ પશ્ચાતાપ કર્યા સિવાય રહેશો નહિ.''

આ સાંભળતાંજ મહાપુરૂષ અત્યંત ગુસ્સે થયા અને ત્હેમણે તુરતજ હુકમ કર્યો ? " જાવ ! આને લઇ જાવ !''

" હું જવાને તૈયાર છું.'' એટલુ કહી યમુના ઉભી થઇ. પેલાઓ આગળ ચાલવા લાગ્યા. ત્હેમના હસ્તમાં કાષ્ટના સળગતા કટકા હોવાથી ત્હેના અજવાળે યમુના ત્હેમની પાછળ પાછળ ચાલવા લાગી. રસ્તો ઘણો ભયંકર હતો. અન્ધકાર પણ વિશેષ હતો. ક્ષણે ક્ષણે હિસંક પશુની ભયાનક ચીસો સાંભળાતી હતી છતાં યમુના તે તરફ લક્ષ પણ આપતી નહોતી. તે પ્રસન્ન મુખે–પ્રશાન્ત હૃદયે ચાલી જતી હતી.

તેઓ સર્વ થોડે દૂર ગયા એટલે એક ગુફા આવી. એ ગુફામાં મહાકાળીની ભયંકર મૂર્ત્તિ હતી. સર્વેએ અન્દર પ્રવેશ કર્યો. જેઓ યમુનાને લઇને આવ્યા હતા ત્હેમાંથી એકે ત્હેને કહ્યું ? "પ્રણામ કર !''

યમુનાએ મહાકાળીને પ્રણામ કર્યા. પુજકે કહ્યુ; " આને સ્નાન કરાવીને લાવો !''

પાસે એક ઝરણું હતું. યમુનાને ત્યાં સ્નાન કરાવીને પુનઃ તેઓ લાવ્યા. યમુનાને એક રક્ત વસ્ત્ર પરિધાન કરવાને આપ્યું. ત્હેણે તે પ્હેર્યું. વળી એક પુરૂષે પુલની માળા ત્હેના ગળામાં પ્હેરાવીને આખા કપાળે સીંદુરનું લેપન કર્યું.

આ વખત દરમ્યાન પુજક સર્વ સામગ્રી તૈયાર કરી. ત્યાં વધ કરવાને કેટલાંક બકરાંઓને પણ રાખ્યા હતા. **યમુનાને** જ્યાં બકરાં હતા ત્હેની નજીક બેસારવામાં આવી. એક જણે તુરતજ **મહાકાળીના** પ્રતિમા સામે એક બકરાને રાખીને તલ્વારથી ત્હેનું મસ્તક જૂદું કરી નાખ્યું. રક્તની ધારા વ્હેવા લાગી. આ પ્રમાણે અન્ય ચાર પાંચ બકરાંઓનો વધ કર્યો. છેવટે **યમુનાનો** વારો આવ્યો.

પુજક **યમુનાની** પાસે આવી ત્હેના મસ્તક ઉપર દેવીનું ચરણોદક નાખીને કહ્યું: " દેવીની પ્રીતિ સંપાદન કરીને તું સ્વર્ગમાં ગમન કર ! "

**યમુના** હસવા લાગી. પુજક ચમકી ગયો. આ સમયે હાસ્ય ! મૃત્યુના મુખમાં હસ્ત નાખ્યા પછી હાસ્ય ! આ તે મનુષ્ય કે દેવી ! ત્હેણે વિસ્મયતાથી પૂછ્યું; " તું શું સુખથી હસે છે ? "

" ત્હમારા શબ્દો સાંભળીને ? "

" કયા શબ્દો ? "

" ' દેવીની પ્રીતિ સંપાદન કરી સ્વર્ગમાં ગમન કર ' તે સાંભળીને ! આ મહા વાકયનો અર્થ ત્હમે સમજતા નથી અને ઉપદેશ દેવા ઉતાવળા થાવ છો ! "

" શું હું સમજતો નથી ? તું શું બોલે છે ? કેટલું આશ્ચર્ય ! હું દેવીનો પુજક સમજું નહિ ! ગમે તેમ હોય પરંતુ હમણાજ દેવીની ઇચ્છાથી ત્હારૂં મસ્તક જૂદું થઇ જશે જાણીને ત્હને ભય લાગતો નથી. "

**યમુનાએ** હસતાં હસતાં જવાબ આપ્યો. " મૃત્યુનો ભય ! હરી ! હરી ! મૃત્યુ કોનું ? મ્હારૂં ? મ્હારૂં મૃત્યુજ નથી—હું અમર

છું ! દેહનોજ માત્ર નાશ છે ! એ નાશ તો ગમે ત્યારે થવાનોજ ! જે થવાનું છે ત્હેને માટે હર્ષ શોક શા માટે કરવો ? ત્હમે ત્હમારું કાર્ય કરો ! ”

“ ભલે, તું ત્હારી ચક્ષુઓ બંધ કર ! ” એટલું કહી પુજક મંત્રની ઘોષણા કરવા લાગ્યો. યમુના ચક્ષુ બંધ કરી ભક્તિ ગદ્ ગદ્ કંઠે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

### યમુના કે યોગમાયા !

ગોળા ફરે એકજ તત્ત્વના સૌ,
ખેંચાઇ એ એકજ તત્ત્વનાથી.
*        *        *        *
રે ! માનવીનું પણ એજ તત્ત્વ,
હું તું મહીં એકજ રક્ત ચાલે.

કલાપી.

અનેક ક્ષણો ચાલી ગઇ! અનેક ક્ષણો થયાં પુજકનો મંત્ર ધ્વનિ સંભળાતો નહોતો. ઘણો વખત યમુનાએ ચક્ષુઓ બંધ રાખી પરન્તુ ત્હેની ગરદન ઉપર તલ્વારનો કે અન્ય કોઇ શસ્ત્રનો ઘા પડ્યો નહિ. કોઇના મુખનો ઉચ્ચાર પણ સંભળાતો નહોતો. ઘણો વખત રાહ જોઇને યમુના બોલી: “ હવે મ્હારે શું કરવું ?”

“હવે ત્હારી ચક્ષુઓ ઉઘાડ !”

યમુનાએ તુરતજ ચક્ષુઓ ઉઘાડી પરંતુ ચક્ષુઓ ઉઘાડતાંજ તે અતિશય વિસ્મિત થઇ ! તે પૂર્વે મહાપુરૂષની પાંસે જે ગુફામાં

બેઠી હતી તેજ ગુફામાં અત્યારે ત્હેણે પોતાને બેઠેલી જોઇ! સામે તેજ મહાપુરૂષ જે ભાવથી બેઠા હતા તેજ ભાવથી બેઠા બેઠા મૃદુ મૃદુ હસતા હતાં. યમુના જ્યાં ગઇ હતી તે સ્થળ કયાં ગયું? મહાકાળીની પ્રતિમાં કયાં? તે પુજક કયાં? તલ્વાર ક્યાં? તે અહીં શી રીતે ને ક્યારે આવી?

યમુના અતિશય વિસ્મિત થયેલ હોવા છતાં અવિકમ્પિત કંઠે ત્હેણે મહાપુરૂષને પુછ્યું: "આ શું?,,

મહાપુરૂષે પણ અવિચલિત કંઠે જવાબ આપ્યો: "માયા!"

"હું કાંઇ સમજી શકતી નથી. માયા શું?"

"જેનાથી આ જગત સમાચ્છન્ન થયેલું છે તે!"

"હજી પણ હું સમજી શકતી નથી."

"તું, હું, જીવ, જંતુ, પહાડ, પર્વત, નદી, તૃણુ, તરૂ વિગેરે જ્ઞાન દ્રષ્ટિથી જોતાં કાંઇજ નથી છતાં આપણે ત્હેનું અસતિત્વ અનુભવ કરીયે છીએ તેમ ત્હેં જે કાંઇ જોયું તે વસ્તુતઃ કાંઇજ નહોતું છતાં ત્હેનો ત્હેં અનુભવ કર્યો. આનું નામ માયા!,,

"આ આપ શી રીતે બતાવી શકયા?"

"યોગબળથી."

"એ શું?"

"પોતાના આત્માના બળથી બીજાના આત્માને આધીન કરી ઇચ્છાનુસાર વર્તન કરાવવું ત્હેનું નામ યોગબળ!"

"આપે મ્હારા ઉપર તે પ્રયોગ શા માટે કર્યો?"

"ત્હારી પરીક્ષા કરવા માટે."

"હું અશિક્ષિત, ક્ષુદ્ર બુધ્ધિ સ્ત્રી આપની પરીક્ષા શી રીતે

પસાર કરી શકું ?"

"ત્હેં પરીક્ષા પસાર કરી છે. હું ત્હારા ઉપર અતિ પ્રસન્ન થયો છું. મ્હેં પ્રથમ ત્હને જોઇ ત્યારેજ મ્હારૂં હૃદય ત્હારા તરફ ખેંચાયું હતું. વળી હવે તો ત્હેં મ્હારા હૃદય ઉપર અદ્‌ભુત અસર કરી છે. મ્હારો વિચાર ત્હને યોગનું શિક્ષણ આપવાનો છે અને એટલાજ ખાતર મ્હારે ત્હને આવી કસોટીમાંથી પસાર કરવી પડી છે. આ શિખવામાં માનસિક બળની અને સયંમની જરૂર છે. આ બન્ને શક્તિ ત્હારામાં છે એમ મ્હને ખાત્રી પણ થઇ ગઇ છે. ત્હારૂં નામ યમુનાને બદલે હવેથી યોગમાયા રાખવાની મ્હારી ઇચ્છા છે."

"મ્હારા ઉપર આપની કૃપા ઘણીજ છે." યમુનાએ ભક્તિ ગદ્‌ગદ્ કંઠે જવાબ આપ્યો.

"હવે તું સુઇ જા ! રાત્રિ ઘણી વિતી ગઇ છે."

યમુના અન્દરના ભાગમાં ગઇ. ત્હેને સુવા માટે ઝાડની છાલ હતી.

યમુના સુતી પરંતુ ત્હેને નિદ્રા આવી નહિ. તે સુતી સુતી મહાપુરૂષનાજ વિચાર કર્યા કરતી હતી. જેમ જેમ તે ત્હેમના વિચાર કરવા લાગી તેમ તેમ ત્હેને વિશેષ આશ્ચર્યતા જણાવા લાગી. આવી શક્તિ—આવું અદ્‌ભુત બળ ત્હેણે કદી પણ મનુષ્યમાં જોયું નહોતું. કેટલી આશ્ચર્યકારક વિદ્યા ! યમુના ગણગણવા લાગી; "આ વિદ્યા મ્હને મહારાજ શિખવશે. પરંતુ હું તે શિખીને શું કરીશ ?" વળી અન્ય ક્ષણે ત્હેને વિચાર આવ્યો કે આ વિદ્યા શિખવાથી વિપદ્‌માંથી સ્હેલાઇથી મુક્ત થઇ શકાશે.

આવા આવા અનેક વિચારો યમુનાના મગજમાં ઘોળાવા લાગ્યા: છેવટ ઘણા સમયે ત્હેને નિદ્રા આવી.

## પ્રકરણ ૫ મું.

## સૌન્દર્ય પિપાસા.

સૌન્દર્યનું પાન કરવું સાર્થકતા જીંદગીની,
સૌન્દર્યના ભોગી થાવું સાર્થકતા જીંદગીની;
સૌન્દર્યમાં લુબ્ધ થાવું સાર્થકતા જીંદગીની,
સૌન્દર્યમાં ભળી જવું સાર્થકતા જીંદગીની.

**રામચન્દ્ર** પોતે બ્રાહ્મણ છે એમ સર્વને કહેતો પરંતુ ત્હેના માતાપિતા કોણ છે, ત્હેનો જન્મ કયા વંશમાં થયો છે, ત્હેની માતૃભૂમિ કયાં છે વિગેરે કોઇ પણ જાણતું નહોતું. તે પણ આ સર્વ બાબતથી તદ્દન અજ્ઞાત હતો. ત્હેણે કદી આ તરફ પોતાનું લક્ષ પણ આપ્યું નહોતું. એક ગરીબ બ્રાહ્મણને ત્યાં તે ઉછર્યો હતો અને ત્રણ વર્ષ થયાં **વિજાપુરમાં** નિર્વાહ અર્થે આવીને રહ્યો હતો.

**વિજાપુરની** સ્થિતિ હાલના કરતા પૂર્વે ઘણીજ ઉત્તમ હતી. તે સમયે ત્હેની જાહોજલાલી એટલી બધી હતી કે તે મ્હોટા શહેરોમાંનું એક ગણાતું હતું. અત્યારે પણ ત્હેનો કિલ્લો અને ઘુમ્મટ જોતાં દરેકને ત્હેને માટે માન ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. ત્યાં મસ્જીદો અને કબરો ઘણીજ સુન્દર છે. ત્હેનો કિલ્લો અત્યારે ભાંગી તૂટી અવસ્થામાં છે. હાલ ગામતો આ કિલ્લાના એક ખુણામાંજ વસેલું છે. બાકીનો થોડો ભાગ પડતર છે અને થોડા ભાગમાં ખેતીવાડી થાય છે. **ઔરંગજેબ** બાદશાહે જે દરવાજેથી **વિજાપુરમાં પ્રવેશ** કર્યો હતો તે દરવાજો તો જેમનો તેમજ છે. **વિજાપુરનો** ગોળ ઘુમ્મટ તો એવો સુન્દર અને ભવ્ય છે કે ત્હેની પ્રસંશા લગભગ આખા જગતમાં થાય છે. **વિજાપુરની** હાલની સ્થિતિ જોતાં અને

ત્હેની પૂર્વની ઐતિહાસિક બાબતો જાણતાં તે પ્રાચિન કાળમાં એક સંપૂર્ણ આબાદી અને જાહોજલાલીવાળું શહેર હોવું જોઇએ એમ નિ:સંશય ખાત્રી થાય છે.

રામચન્દ્ર આ શહેરના ખુણામાં ન્હાનું સરખું એક મકાન લઇને રહ્યો હતો. આ ગૃહમાં તે એકલો હતો.—સંસારમાં એકલો હતો—જગતમાં પણ એકલોજ હતો !

રામચન્દ્રે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. જ્યારે તે બ્રાહ્મણને ત્યાં રહેતો હતો ત્યારેજ આ ભાષાનું ત્હેણે જ્ઞાન મેળવ્યું હતું. તે એક ધનિકના પુત્રને સંસ્કૃત શિક્ષણ આપવાને નોકર રહ્યો હતો અને તેથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. આ સમયે ત્હેની ઉમ્મર પચીસ વર્ષની હતી. છતાં ત્હેના શરીરનો બાંધો મજબુત હોવાથી જોનારને ત્હેની આ વય ખ્યાલમાં પણ આવી શકે એમ નહોતી. તે દેખાવમાં અતિ સુન્દર હતો પરંતુ નિર્ધનાવસ્થાને લીધે વસ્ત્રોના અભાવથી ત્હેનું સૌન્દર્ય ખિલી નિકળતું નહોતું. વસ્તુતઃ ત્હેનું સૌન્દર્ય એવું હતું કે જો ત્હેના શરીર ઉપર યોગ્ય વસ્ત્રાલંકારો હોય તો અનેક યુવતીઓ ત્હેના તરફ આકર્ષાય એમ કહીયે તોપણ અતિશયોકિતનો દોષ આવી શકે નહિ !

પરંતુ રામચન્દ્ર અદ્દ્ભુત પ્રકૃતિનો મનુષ્ય હતો. ત્હેની એવી માન્યતા હતી કે બ્રાહ્મણનો જન્મ ગ્રહણ કરીને જો બ્રાહ્મણને યોગ્ય સંસ્કાર તેમજ શકિત ન હોય તો તે જીવન તદ્દન નિરર્થક જ છે. આ સાથે ત્હેની એવી પણ દ્દઢ માન્યતા હતી કે કુબેરના જેટલી સંપત્તિ અને ઇન્દ્ર જેટલું ઐશ્વર્ય પ્રાપ્ત થાય નહિ તો વસ્તુતઃ મનુષ્ય જીવનની કાંઇજ સાર્થકતા કહેવાય

નહિ. રહેવાને બાગ સહિત એક ભવ્ય મકાન હોય, સંત્રીઓ દરવાજા ઉપર પ્હેરો ભરતા હોય, અનેક દાસ દાસીઓ સેવા કરવાને હાજર હોય અને છેવટ દેશમાં પોતે એક મહાન વ્યકિત તરીકે પૂજાય એવી ઉચ્ચાભિલાષા રામચંદ્રના મગજમાં હમેશાં રમ્યા કરતી હતી. કાંચન સાથે કામિની માટે પણ હેને એટલોજ મોહ હતો. તે એવું ધારતો હતો કે અતુલ સંપત્તિ હોવા છતાં પણ કામિની વિના તો તે નિરૂપયોગી જેવીજ ગણાય! આથી રામચન્દ્ર કામિની અને કાંચન સિવાય અન્યનો બિલકુલ વિચારજ કરતો નહોતો એમ કહીશું તો ચાલશે.

આ સિવાય પણ હેનામાં એક મૂર્ખતા હતી. તેણે પોતાના હૃદયમાં જેવી સૌંદર્યશાળી રમણી આલેખી હતી તેવી સુન્દરી હેણે કદી પણ જગત્‌માં જોઇ નહોતી બલ્કે હેને હજી સુધી મળી આવી નહોતી. પરંતુ હેનો દૃઢ વિશ્વાસ હતો કે પોતાના તરૂણ હૃદયમાં જેવી કલ્પના ઉદ્‌ભવી છે તેવીજ અતુલનિય સૌંદર્યવાન અને મોહમયી સુન્દરી આ જગતમાં જન્મી જ છે—આ જગતના કોઇક ખૂણામાં એકાદ મંગળ પળે હેનો તે સ્ત્રી સાથે મેળાપ થશે ને થશેજ—પોતાની આન્તરિક મહદ્ ઇચ્છાઓ તે વખતે પોતે હેને વ્યક્ત કરશે ને કરશેજ—અને છેવટ તીવ્ર આગ્રહ સહિત રામચન્દ્ર હેની સાથે લગ્ન ગ્રંથીથી જોડાશે ને જોડાશેજ!

હેની માનસી—પ્રતિમા કેવી સૌન્દર્યવાન છે એ તો ફકત પોતેજ પોતાના હૃદયમાંજ સમજી શકતો હતો. પોતે તે વ્યક્ત કરી શકતો નહોતો. ભાષામાં રહેલ શબ્દોની ન્યુનતાને લીધે તે વ્યક્ત કરી શકતો નહિ હોય એમ અનુમાન થતું હતું. હેના હૃદયમાં તો તે સ્ત્રીને

માટે કાયમ પ્રેમ રહેલોજ હતો એટલુંજ નહિ પણ તે સ્ત્રીને ફક્ત પોતાની દ્રષ્ટિ સમિપ જોવાને તે ઘણોજ વ્યાકુળ રહેતો અને આટલાજ ખાતર જ્યારે જ્યારે હ્હેની દ્રષ્ટિ કોઇ નવયુવાન સુશોભિત સુન્દરી ઉપર પડતી ત્યારે તે એકીટસે તે સુન્દરીના તરફ જોઇ રહેતો. તે સમયે તે એક મટકુ પણ મારતો નહિ. સ્ત્રીના ચ્હેરા ઉપરથી હ્હેની દ્રષ્ટિ એક પળ માટે પણ ગમે તેવા દ્રષ્ય તરફ દોરાતી નહિ. આથી ફક્ત હ્હેના ચક્ષુની પિપાસા મટતી પરંતુ હ્હેના પ્રાણુની આકાંક્ષા જતી નહોતી. પ્રાણ તો હ્હેને જાણે કે એવું કહેતો ન હોય કે જેને તું શોધે છે " તે આ નથી ! " આ પ્રમાણે અનેક રૂપવતી રમણી જોવા છતાં પણ હ્હેના હૃદયમાં સૌન્દર્યવાન સ્ત્રીને જોવાનો જે અગ્નિ ભભૂકતો હતો તે તો હજી એમનો એમજ શાન્ત થયા સિવાય દિવસે ને દિવસે વિશેષ પ્રજ્વલિત થતો હતો.

રામચન્દ્ર સંસ્કૃતનો અભ્યાસી હોવાથી શકુન્તલા અને કાદમ્બરીનાં પાત્રોનું પઠન કરતાં અતિ ઉશ્કેરાઇ જતો હતો. ક્વચિત્ ક્વચિત્ તો હ્હેની ચક્ષુમાંથી એકાદ બે અશ્રુના ટીપા પણ પડી જતાં—તે અતિ દુ;ખીત થતો. વળી આથી પોતાના વિચારમાં તે દિવસે દિવસે દ્રઢ થતો જતો હતો. તે એમજ સમજતો હતો કે પોતાની માનસી—પ્રતિમા શકુન્તલા અથવા તો કાદમ્બરીના કરતાં પણ વિશેષ ઉન્નત્ત છે.

પરંતુ દિલગિરીની વાત હતી કે આટલો વખત શોધ કરવા છતાં પણ રામચન્દ્ર હ્હેની અગાધ સૌન્દર્યથી વિભૂષિત થયેલી સુન્દરીને મેળવી શક્યો નહોતો. રામચન્દ્ર દ્રઢ નિશ્ચયવાળો મનુષ્ય હતો. તે ગમે તેવી નિરાશા મળવા છતાં વિચલિત થાય તેવો નહોતો. હ્હેને સંપૂર્ણ ખાત્રી હતી કે એક શુભ અવસરે તે સ્ત્રી સાથે પોતાનો

મેળાપ થશે. આ અનન્ત અજ્ઞાત પથે રામચન્દ્રને ફક્ત એક સીમાહિન આશા અને ઐશ્વર્યવાન થવાની ઇચ્છા સિવાય કાંઇ પણ પોતાના હૃદયમાં લાલસા નહોતી. આ કાર્યમાં સફળતા મળો યા ન મળો—આ કાર્ય કરવા જતાં પોતાનું ભવિષ્ય સુધરે યા ન સુધરે—ગમે તેમ થાવ છતાં પણ આ એકજ ઇચ્છા—આકાંક્ષા રામચન્દ્રના હૃદયમાં રમી રહી હતી.

આ પ્રમાણે અદ્‌ભૂત હૃદય—વૃત્તિ ધારીને રામચન્દ્ર પોતાના દિવસો ગુજારતો હતો. મનુષ્ય ઇશ્વરની અદ્‌ભૂત લીલાને સમજી શકતું નથી અને તેથીજ ત્હેમાં પોતાનું સર્વસ્વ સમજીને આનન્દમાં રહે છે. કદી જો મનુષ્યને ભવિષ્ય જાણી શકવાની શકિત હોત તો તે, ઇશ્વરે મોહાચ્છન્ન કરવાને પાથરેલ આ માયાની જાળને અને આવી પડનાર ભયંકર વિપદને દૂરથીજ નમસ્કાર કરત ! પરંતુ આ અજ્ઞાનાવસ્થાને લીધે રામચન્દ્રને ફક્ત ઐશ્વર્યવાન થવાની ઇચ્છાથી અને અતુલ સૌન્દર્યવાન સુન્દરી મેળવવાની આકાંક્ષાથીજ પોતાની નિર્વાહ રૂપ નોકરી ઉપરથી પદ્દચ્યુત થવાનો સમય આવ્યો.

એક દિવસ સવારના રામચન્દ્ર નિત્ય નિયમ મુજબ પોતાના વિદ્યાર્થીને શિક્ષણ આપવાને ગયો. પરંતુ તે વિદ્યાર્થી ગૃહે ન હોવાથી તે પરસાલમાં આમ તેમ આંટા મારવા લાગ્યો. આજ સમયે બારીમાં એક અતિ સૌન્દર્યશાળી રમણી આવીને ઉભી રહી. સૌન્દર્યની શોધમાં ફરનાર રામચન્દ્રની દ્રષ્ટિ તુરતજ ત્હેના ઉપર પડી. રામચન્દ્રે હૃદયની સમસ્ત શકિતને એકઠી કરી ને રમણી ઉપર દ્રષ્ટિપાત કર્યો.

રામચન્દ્રની દ્રષ્ટિમાં એક જાતનું આકર્ષણ હતું. અચાનક તેજનો અંબાર નિહાળતાં મનુષ્યની દ્રષ્ટિ જેમ અંધ બની જાય છે તેમ

રામચન્દ્રની દ્રષ્ટિ પડતાં રમણીઓની માનસિક ગતિ થોડા વખતને માટે તો સ્થિર થઇ જતી. આ સુન્દરી ઉપર પણ તેવીજ અસર થઇ. રામચન્દ્રની અદ્દ્ભુત ચક્ષુથી આકર્ષાઇ થોડો વખત પોતેપોતાને ભૂલી જઇ ત્યાંની ત્યાંજ ઉભી રહી. છેવટે આત્મજ્ઞાન થતાંજ રમણી ત્વરિત ગતિથી ગૃહમાં ચાલી ગઇ. આ રમણી સુચતુર હોવાથી રામચન્દ્રના આ વર્તનને ધિઃક્કારવા લાગી. ત્હેણે પોતાની માતાને એ હકીકતથી જ્ઞાત કરી. આનું પરિણામ એ આવ્યું કે બીજે દિવસથી રામચન્દ્રને નોકરીમાંથી ગડગડી મળ્યું.

## પ્રકરણ ૬ ઠું.

## પચીશ લાખનો વારસો.

સન્ધ્યાને અધિક વિલમ્બ નહતો. ભગવાન સૂર્યનારાયણ પશ્ચિમ આકાશમાં ડૂબી જતા હતા. ચન્દ્ર ધીમે ધીમે પોતાનું સામ્રાજ્ય સ્થાપવાની તૈયારી કરતો હતો. આ સમયે સરિતાના કિનારા ઉપર રામચન્દ્ર મન્દ ગતિથી ચાલ્યો જતો હતો. ત્હેની મુખમુદ્રા ઉપરથી એમ ન્હોતું જણાતું કે ત્હેની નોકરી જવાથી ત્હેનું હૃદય દુઃખીત થયું હોય અથવા તો ત્હેને ચિન્તા થતી હોય ! ત્હેને ચિન્તા ન થાય એ પણ સમ્ભવિત હતું; કારણ કે જે માણસ દરિદ્રાવસ્થામાં લોટતો હોવા છતાં અગાધ સંપત્તિશાળી થવાના વિચારો કરતો હોય ત્હેને પોતાની જીર્ણ કુટીર પડી જવાથી તે તરફ દ્રષ્ટિપાત કરવાની પણ ઇચ્છા ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ જે દરિદ્ર પોતાની ગમે તેવી જીર્ણ થઇ ગયેલી ન્હાની સરખી પણ કોટડીને પોતાનું સર્વસ્વ સમજતો

હોય તે તો ત્હેના પતનથી તદ્દન હતાશ થઇ જાય ! રામચન્દ્રની ઇચ્છા તો ઇન્દ્રનું ઐશ્વર્ય મેળવવાની હતી. ત્હેનું મન એક સામાન્ય નોકરીની લાલસાથી મુગ્ધ થાય એવું નહોતું ! ફક્ત અત્યારે હવે શું કરવું એટલોજ ત્હેને તો વિચાર કરવાનો હતો !

રામચન્દ્ર જે રસ્તે ચાલ્યો જતો તેજ રસ્તાની બન્ને બાજુએ કાનોજી લુંટારો અને ત્હેના માણસો રહેતા હતા. વિજાપુરની વસ્તિને કાનોજી તરફથી કોઇપણ દિવસ હરકત થતી ન હોવાથી તેઓ ત્યાં આવવા જવામાં સંકોચ ખાતા નહિ. રામચન્દ્ર તો સ્હેજ તે બાજુ ફરવા નિકળ્યો હતો.

રામચન્દ્ર ચાલ્યો જતો હતો એવામાં સહસા ત્હેની નજર એક સુન્દરી ઉપર પડી. સુન્દરીના ચ્હેરા ઉપર ચન્દ્રનું અજવાળું પડતું હોવાથી ત્હેની સુન્દરતા વિશેષ મોહક લાગતી હતી. રામચન્દ્ર તો થોડો વખત સ્તબ્ધજ થઇ ગયો. આ લુંટારાની વસ્તિમાં આવી ખુબસુરત રમણી ક્યાંથી? તે શું કોઇ લુંટારાની પુત્રી હશે? રામચન્દ્ર વધારે વખત સંશયગ્રસ્ત રહી શક્યો નહિ. તે તુરતજ રમણી પાસે ગયો. સ્ત્રી યુવાન હતી—યુવાવસ્થાએ ત્હેના માધુર્યમાં ઉમેરો કર્યો હતો. રામચન્દ્રે રમણીને પૂછ્યું: " તું શું લુંટારાની પુત્રી છું ? હું ધારૂં છું કે એમ કદી હોયજ નહિ. ત્હારી હકીકત જાણવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે."

આ શબ્દો સાંભળતાંજ યુવતિની ચક્ષુઓ અશ્રુથી ભરાઇ ગઇ. ત્હેણે ઘણો વખત થયાં આવા માયાળુ શબ્દો સાંભળ્યા નહોતા. યુવતિ રૂદ્ધકંઠે બોલી: "મહાશય ! આપનામાં દયા અને મમતા વિશેષ હોય એમ જણાય છે. આપે બરોબર અનુમાન કર્યું છે કે

હું લુંટારાની કન્યા નથી. લુંટારાઓ મ્હને પકડી લાવ્યા છે.”

“ત્યારે તો ત્હારા ઉપર ઘણોજ અત્યાચાર કરતા હશે ?” રામચન્દ્રે ભય અને ગુસ્સાથી કહ્યું.

“તેઓનું કામ હું કરતી નથી ત્યારે જુલમ ગુજારે છે.”

“તું શા માટે કામ કરતી નથી ?” રામચન્દ્રે આતુરતાથી પૂછ્યું.

“તેઓ મ્હને એવું નીચ કાર્ય કરવાનું કહે છે કે જે સાંભળતાંજ મ્હારૂં શરીર કંપી ઉઠે છે. તેઓ ઘણી વખત મ્હને શિકારમાં સાથે આવવાનું કહે છે. જો હું સાથે જતી નથી તો માર મારે છે અને સાથે જાઉં છું તો તેઓએ કરેલ શિકારને ઉચકી ગૃહે લઇ જવાનું કામ સોંપે છે. આપજ વિચાર કરો કે આવું ક્રુર અને અઘટિત કાર્ય મ્હારાથી શી રીતે બને? આવાજ કારણથી તે લોકોએ છેલ્લા બે દિવસ થયાં મ્હને ખાવા દીધું નથી. મ્હારે બે દિવસના અપવાસ થયા છે.” આટલું બોલતાં બોલતાં તો સુન્દરીના ગુલાબી ગાલો અશ્રુથી ભીંજાઇ ગયા.

“તું શું બોલે છે ? આવો જુલમ ? બબ્બે દિવસના કડાકા કર્યા છતાં તે પાષાણ હૃદયના દુષ્ટોને ત્હારા ઉપર દયા આવતી નથી ?” રામચન્દ્રનું હૃદય રમણીની આ વિપદ્ જોઇને દયાથી ઉભરાઇ ગયું. ત્હેણે પોતાના ખીસ્સામાં હસ્ત નાંખ્યો. ખીસ્સામાં ફક્ત બે રૂપિયા જ હતા. રામચન્દ્રે તુરતજ તે રૂપિયા રમણીને આપ્યા અને કહ્યું: “મ્હારી પાસે વિશેષ તો કાંઇ નથી છતાં જે છે તે ત્હને આપું છું; હું દરિદ્ર હોવાથી આથી વિશેષ સહાય કરી શકું એમ નથી. આ નરાધમોનો ત્હારા પ્રત્યેનો ત્રાસ સાંભળીને મ્હારૂં હૃદય ચિરાઇ

ગયું છે. હજી પણ ત્હારે ઇશ્વરનો ઉપકાર માનવાનો છે કે તેઓ ત્હારૂં સતિત્વ લુંટવાને કાંઇપણ પ્રયત્ન કરતા નથી. ''

''પ્રાણ જતાં સૂધી પણ મ્હારૂં સતિત્વ તો હું ભંગ થવા નહિ જ દઉં. '' રમણીએ ભૂમિ તરફ દ્રષ્ટિ રાખીનેજ કહ્યું: '' હું એક ભિખારિણી છું-મ્હારી પાસે કાંઇ પણ હવે રહ્યું હોય તો તે ફક્ત મ્હારૂં સતિત્વજ છે; અને એ સતિત્વને લીધેજ મ્હારૂં જીવન પણ હું ટકાવી શકી છું. તે જો ગુમાવી બેસું તો પછી આ જગતમાં રહેવું પણ શું કામનું? આપ મ્હારા જીવનદાતા છો, આજે આપે મ્હારી જીંદગી બચાવી છે! મ્હારા જીવનદાતાનું નામ જાણીને ત્હેને મ્હારા હ્રદયના ઉંડાણમાં જડી રાખવાનો મ્હારો વિચાર છે.''

''મ્હારૂં નામ રામચન્દ્ર છે! ત્હારૂં નામ તું કહી શકીશ? ''

''મ્હારા જીવનદાતાને મ્હારૂં નામ કહેવામાં વળી સંકોચ હોય ખરો કે? મ્હને અહીં સર્વ બેલા કહીને બોલાવે છે.''

'' મ્હારાથી બનશે તો હું ત્હારો ઉદ્ધાર કરવાને યત્ન કરીશ.'' રામચન્દ્રે પોતાની ઇચ્છા દર્શાવી.

''ના ના મહાશય! આ સાહસ ખેડવા જેવું નથી. લુંટારાઓ અતિ નિષ્ઠુર છે. દયા કે પરોપકાર તેઓમાં છે જ નહિ. ત્હમે નાહક વિપદ્‌માં આવી પડશો. બાદશાહ પણ તેઓને કાંઇ કહી શકતો નથી. હું આપનો ઉપકાર કદી પણ વિસરી જઇશ નહિ. ''

રામચન્દ્ર કાંઇ પણ બોલ્યા સિવાય ચન્દ્રના કિરણોથી આચ્છાદિત થયેલ રમણીનું મુખ થોડો વખત જોઇ રહ્યો અને પછી બોલ્યો: '' ત્યારે હવે હું જાઉં ? ''

સુન્દરીએ કાંઇ જવાબ આપ્યો નહિ. પરંતુ ત્હેની તિવ્ર ચક્ષુઓ

રામચન્દ્રને એવું કહેતી હોય એમ જણાતી હતી કે " મૂકીને જશો ? જવુંજ હતું તો પછી આવ્યા કેમ ? "

રામચન્દ્ર ચાલ્યો ગયો. યુવતિના સુન્દર ચ્હેરાએ સૌન્દર્યના ભિખારી—સૌન્દર્યના ઉપાસક રામચન્દ્રની છાતીને હચમચાવી મૂકી પરંતુ હૃદયનું પડ ભેદીને અન્દર તો તે પ્રવેશ કરી શક્યો નહિ.

* * * * *

રામચન્દ્ર હવે ક્યાંઇ પણ ન જતાં સીધો ગામ તરફ ચાલ્યો કારણ કે કૃષ્ણરાવે ત્હેને મળવાનું કહ્યું હતું. કૃષ્ણરાવ વકિલાત કરતો હતો. વકિલ તરીકે વિજાપુરમાં ત્હેની કિર્તિ સારી હતી. ત્હેની પાસે સંપત્તિ પણ સારી હતી. સંતાનમાં ફક્ત ત્હેને એક પુત્રીજ હતી—પુત્ર નહોતો. એક પુત્રીજ હોવાથી, કૃષ્ણરાવની ત્હેના ઉપર અગાધ પ્રીતિ હતી. પુત્રીનું નામ પ્રભાવતી હતું. ત્હેની ઉમ્મર લગભગ પંદર વર્ષની થયાં છતાં તે અવિવાહિતા હતી. યોગ્ય વરના અભાવેજ પ્રભાવતીનાં લગ્ન થવા પામ્યાં નહોતાં. કૃષ્ણરાવને ફક્ત આ એકજ પુત્રી હોવાથી ત્હેની ભવિષ્યની જીંદગી કેમ સુખ અને આનન્દમાં તે ગુજારે એવી ત્હેની ઇચ્છા હતી.

રામચન્દ્રને કૃષ્ણરાવે આજે એક મહત્ત્વના કાર્ય માટે બોલાવ્યો હતો. રામચન્દ્રે કૃષ્ણરાવને ત્યાં જઇને બારણું ખખડાવ્યું. એક નોકરે આવીને તુરતજ તે ઉઘાડ્યું. રામચન્દ્રને ઓળખતાં નોકરને કાંઇ વિચાર કરવો પડ્યો નહિ.

નોકર તુરતજ રામચન્દ્રને પોતાના શેઠ પાંસે લઇ ગયો. કૃષ્ણરાવે રામચન્દ્રને પોતાની પાંસેજ ગાદી ઉપર બેસવાનું કહ્યું. રામચન્દ્રના બેઠા પછી કૃષ્ણરાવે આડા અવળા ગામ ગપાટા મારવા

માંડયા. રામચન્દ્રને આ વાતમાં કાંઇ રસ ન પડયો. ત્હેને તો આજે પૈસાની ખાસ જરૂર હતી. ત્હેની પાસે એક રાતી પાઇ પણ નહોતી. જે કાંઇ હતું તે તો ત્હેણે બેલાને આપી દીધું હતું. આથી રામચન્દ્રે કહ્યું: "વકિલ સાહેબ ! હું અતિ વિપદ્‌માં આવી પડયો છું. નિર્ધનાવસ્થાએ મ્હને લગભગ ગાંડા જેવો કરી દીધો છે. મ્હારી નોકરી પણ હું ગુમાવી બેઠો છું. નોકરીની તજવીજ કરવાનો અત્યારે વિચાર હતો, પરંતુ આપની ચીઠ્ઠી મળવાથી આપની પાસે આવ્યો છું."

કૃષ્ણરાવે રામચન્દ્રની વિશેષ નજીક જઇને કહ્યું: "હું ધારૂં છું કે તમે કોણ છો તે ત્હમે હજી સુધી જાણતા નથી."

રામચન્દ્ર વકિલના આ પ્રશ્નથી ઉંડા વિચારમાં પડી ગયો. ત્હેને વકિલનું ભેજું ચસકી ગયેલું જણાયું. તે જરા ઉશ્કેરાયેલા હ્રદયે બોલ્યો. "વકિલ સાહેબ ! હું પોતે કોણ છું એટલું એ ન જાણું એમ બને પણ ખરૂં કે ? હું શુદ્ધ બ્રાહ્મણ છું—શાસ્ત્રાદિએ ફરમાવેલ નિયમોનો યથાશક્તિ પાલન કરનાર છું."

કૃષ્ણરાવ વકિલ આ જવાબ સાંભળીને સ્હેજ વિરક્ત થયો તે સાથે તે હસવું પણ દાબી શક્યો નહિ. ત્હેણે હસતાં હસતાં કહ્યું: "આ ત્હમને પૂછે છે પણ કોણ ? મ્હારો કહેવાનો આશય તદ્દન જૂદોજ છે. લાલપુર પરગણાના જમીનદાર કેશવરાવના ત્હમે દૌહિત્ર છો—ત્હેની બ્હેનના ત્હમે પુત્ર છો. તે નિ:સંતાન ગૂજરી ગયેલ છે. હવે ત્હેની સંપત્તિ ત્હમારીજ છે. આ વિપુલ સંપત્તિ લગભગ પચીસ લક્ષ રૂપિયાની છે.

રામચન્દ્રને તો સાક્ષાત ઇશ્વરનાં દર્શન થયાં હોય તેવોજ આ-

નન્દ થયો ! ત્હેને આશ્ચર્ય પણ બહુ લાગ્યું. તે વિકસિત નયને બોલ્યો: " આપ આ શું બોલો છો ? મ્હને તો મહાન આશ્ચર્ય લાગે છે ! આકાશ–કુસુમ બતાવવા જેવોજ મ્હને તો આ ખેલ જણાય છે."

" ત્હમારે શંકા લાવવાનું કાંઇ પ્રયોજન નથી. હું ત્હમને જેમ કહું તેમ કરવાથી આ મિલ્કત ત્હમે હસ્તગત્ કરી શકશો. કેશવરાવનો ભાઇ આ સંપત્તિ હાથ કરવા ઘણી ચેષ્ટા કરે છે. અદાલતમાં ત્હેણે એ માટે અરજી પણ કરી છે. બાદશાહે એવો હુકમ કાઢયો છે કે ' કેશવરાવની મિલ્કતનો જે કોઇપણ ઉત્તરાધિકારી હોય તો ત્હેણે એક માસની અંદર અદાલતમાં પોતાના પુરાવાના કાગળ–પત્રો દાખલ કરવા. ' હું ખાત્રીથી કહું છું કે આ સંપત્તિના ત્હમેજ હકદાર છો. "

" હું કેશવરાવ જમીનદારનો દૌહિત્ર હોઉં તો પણ શું કરી શકું ? અદાલતમાં એ બીના પુરવાર કરવા જેવા કાગળ–પત્રો કે અન્ય કાંઇપણ સાધન મ્હારી પાસે નથી. અરે હું પોતે મ્હારા આત્મિય સમ્બન્ધી, માતપિતા સમ્બન્ધી કે વંશ સમ્બન્ધી કાંઇપણ જાણતો નથી ! " રામચન્દ્રે નિરાશા બતાવી.

" વંશાવળી તો જાણવી પડશે. "

" કોની પાસેથી જાણું ? હું કોણ છું, કયાં જન્મો છું, મ્હારા માતાપિતા કોણ છે; તેઓ અત્યારે જીવિત છે કે કેમ, એ કાંઇ પણ હું જાણતો નથી. કેવી રીતે હું મ્હારા પૂર્વજોની માહિતી મેળવી શકું ? "

"રામચન્દ્ર! ઉપાય છે—નથી એમ ન સમજવું. ત્હમને જેઓ જાણેછે—ત્હમને જેઓ ઓળખે છે–તેવા લોકોના પરિચયમાં હું આવ્યો

છું અને તેઓની પાસેથી મ્હેં ત્હમારા વિષે ઘણું સાંભળ્યું છે. વળી જે કાગળ–પત્રોની આવશ્યકતા છે તે પણ હું થોડા ઘણા સંગ્રહ કરી શકયો છું. જે બાકી રહ્યા છે તે થોડા દિવસમાં હસ્તગત્ કરી શકીશ.''

આ શબ્દો સાંભળતાં રામચન્દ્રની નિરાશા આશામાં ફેરવાઇ ગઇ. છતાં પણ ત્હેણે કહ્યું: "જો આ સર્વ સત્ય હોય તો હું આપનો જીંદગી સૂધી આભાર ભૂલીશ નહિ. પરંતુ એક વાત આપને કહેવાની છે. હું અતિશય દરિદ્ર છું. કાલે શું ખાઇશ એ ચિન્તા મ્હારૂં મગજ ભ્રમિત કરી નાખે છે છતાં હું બ્રાહ્મણ છું–હું સારી રીતે જાણું છું કે ધન સિવાય મનુષ્યને સુખ મળી શકાતું નથી. મ્હારી આશા તો વિશેષ ઉન્નત્ત છે—છતાં હું બ્રાહ્મણ છું; અને બ્રાહ્મણ છું એટલાજ માટે મ્હારાં બ્રહ્મત્વનો લોપ થાય એવું અઘટિત કાર્ય કરીને તો વિષયસંપત્તિ મેળવવા ઇચ્છતો નથી. ખોટા કાગળ–પત્રો લખાવરાવી–ખોટા સાક્ષીઓ ઉભા કરી કાંઇ પણ મેળવવા મ્હારી વૃત્તિ નથી.''

"ત્હમે આ કોની સાથે વાત કરો છો ત્હેનો કાંઇ વિચાર થાયછે?''

"હા! હું એક પ્રખ્યાત વકિલની સાથે વાત કરૂં છું.''

"રામચન્દ્ર! હું એવા અઘટિત કાર્યને ધિઃક્કારનારો પુરૂષ છું. મ્હને હજારો રૂપિયા મળતા હોય તોપણ એવા કાર્યને હું લાત મારૂં! અન્યાય પથને હું કદી પણ ગ્રહણ કરનાર નથી. પરંતુ હવે આ કાર્યમાં વિલમ્બ કરવા જેવું નથી. કાલે હું કહું તેમ કરશો?''

"આપ મ્હારા પરત્વે આટલી બધી લાગણી ધરાવો છો તો પછી આપ જે કાંઇ કહો તે શામાટે ન કરૂં?''

"આવતી કાલેજ અદાલતમાં એક દરખાસ્ત ભરવી પડશે."

"ત્હેમાં શું લખવું પડશે?" રામચન્દ્રે આતુરતાથી પૂછ્યું.

"ત્હેમાં તમારે એમ જણાવવું પડશે કે હું કેશવરાવનો દૌહિત્ર છું. ત્હેની મિલ્કતનો હું એકજ ઉત્તરાધિકારી છું. નામદાર બાદશાહના ફરમાન અનુસાર હું અદાલતમાં હાજર થઇશ, પરંતુ મ્હને બે માસની મુદત આપવાનો હુકમ થવો જોઇએ. આ મુદત દરમ્યાન હું સઘળા કાગળ-પત્રો રજુ કરીશ."

"કદાચિત બે મહિનાની મુદત આપણને મળે; પરંતુ આ કાર્યમાં પૈસાની ખાસ આવશ્યકતા છે. મ્હારી પાસે એક કોડી પણ નથી, હું શી રીતે આ સર્વ કરીશ." રામચન્દ્રે પોતાની મુશ્કેલી જણાવી.

" જે કાંઇ પણ ખર્ચ થશે તે હુંજ આપીશ. હું ત્હમારી સ્થિતિ સારી રીતે જાણું છું. વળી અન્ય જે કાંઇ કરવું આવશ્યક છે તે પણ હુંજ કરીશ. " વકિલ સાહેબે પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો.

" આપની આ નિ:સ્વાર્થતા માટે જીંદગી પર્યંત હું આપનો ઋણીજ રહીશ. "

" ના, એ કાંઇ કહેવાની જરૂર નથી. મ્હારો આમાં સ્વાર્થ નથી એમ નહિ. મ્હારો સ્વાર્થ છે ! "

" પરંતુ તે સામાન્યજ ! હું ધારૂં છું કે આપ વકિલાતની મ્હેનત માટે કહેતા હશો. એ તો હું અન્ય વકિલ રાખું તોપણ મ્હારે ત્હેને બદલા તરીકે આપવુંજ જોઇએ છતાં પણ તે વકિલ આપના જેટલું કાર્ય તો નજ કરે ! આપે કાંઇ મ્હારા માટે થોડો

શ્રમ લીધો ન કહેવાય !"

"હું મ્હારી વકિલાત માટે કહેતોજ નથી. ત્હમારી પાસેથી આર્થિક સહાય લેવાની મ્હારી બિલકુલ ઇચ્છાજ નથી છતાં મ્હારો ત્હેમાં બીજો સ્વાર્થ છે. મ્હારે એક પુત્રી છે. ત્હેનું નામ પ્રભાવતી છે. પ્રભાવતીનાં લગ્ન હું ત્હમારી સાથે કરવા ઇચ્છું છું. આટલા પૂરતોજ મ્હારો સ્વાર્થ છે. ત્હમારી સાથે ત્હેનાં લગ્ન થાય એટલે હું મ્હને પોતાને અત્યંત ભાગ્યશાળી માનીશ. મ્હારી પુત્રી આ અતુલ સંપત્તિની ભાગીદાર થઇ પોતાનું જીવન સુખ અને આનન્દમાં ગાળી શકશે."

લગ્ન ! રામચન્દ્ર તો આનન્દ સાગરમાં તરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો. "લગ્ન ! વિવાહ ! તે કર્યા સિવાય જીવન સંપૂર્ણ સુખનો અનુભવ શી રીતે લઇ શકશે ? ત્હેની સાથે લગ્ન તો કરવાંજ–પણ–પણ ત્હેની સાથે લગ્ન કર્યા પછી અન્ય સ્ત્રીની સાથે શી રીતે લગ્ન થઇ શકશે ?"

રામચન્દ્ર આ વિચારે નિદ્રામાંથી જાગૃત થાય તે પહેલાં તો એક નોકરે આવીને વકિલને કહ્યું: "રસોઇ તૈયાર થઇ ગઇ છે. આપની પધારવાનીજ વાર છે."

રામચન્દ્રને પોતાની સાથે ભોજન લેવાનો વકિલે આગ્રહ કર્યો. રામચન્દ્ર તો અત્યંત હર્ષાવેશમાં હોવાથી કાંઇ બોલ્યોજ નહિ. વકિલ ત્હેને સાથે લઇને ભોજનગૃહ તરફ ગયો.

રામચન્દ્રે પ્રભાવતીને જોઇ ! પ્રભાવતી તે સમયે પિરસવાના કાર્યમાં રોકાઇ હતી. કાર્ય પ્રસંગે કૃષ્ણરાવ ત્હેને નામથી બોલાવતો હતો. રામચન્દ્રને આથી પ્રભાવતીને ઓળખતા કાંઇ મુશ્કેલી પડી

નહિ. પ્રભાવતીએ યુવાવસ્થામાં પ્રવેશ કરેલ હોવાથી હ્હેના ચ્હેરામાં સૌન્દર્ય સાથે માધુર્ય અને લાલિત્ય પણ આવી રહ્યાં હતાં. રામચન્દ્રને પ્રભાવતીનું રૂપ જોઇને હ્હેના પ્રત્યે આકર્ષણ થયું, પરંતુ તે મુગ્ધ ન થયો! હ્હેણે મનમાં ધાર્યું કે "આ રૂપ ઉપભોગ કરવા યોગ્ય છે પરંતુ પૂજનિય તો નથીજ! ગમે તેમ હોય પરંતુ હ્હેની સાથે લગ્ન કરવાથી જો પચ્ચીસ લક્ષ રૂપિયાની સંપત્તિ મળતી હોય તો તેમ કરવામાં શું હરકત છે? વિવાહ એક જૂદી વાત છે અને પ્રેમ એ એક જૂદી વાત છે."

રામચન્દ્રે છેવટ લગ્ન કરવાનું નક્કિ કર્યું. ભોજન કરી દિવાનખાનામાં આવ્યા બાદ થોડો વખત વાતો કરી, લગ્નમાં પોતાની સમ્મતિ જણાવી રામચન્દ્ર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### આકર્ષણ.

વહે છે સૌન્દર્યો પ્રતિનયન પાસે કઇ કઈ,
અરે! ખેંચી કાઢે જિગર પણ કો એકજ નકી;
અહા! તે તો તેની કુદરત બધીની મધુરતા,
અને એ આત્માના અમર રસની એકમયતા.

કલાપી.

બીજે દિવસે લગભગ બે પ્રહર વિત્યા બાદ ત્રીજા પ્રહરનો સમય થયો હતો તે સમયે રામચન્દ્ર અદાલતમાંથી આવશ્યક કામકાજ કરીને હ્હેના ક્ષુદ્ર, એકાંત અને શોભા—સૌન્દર્યહીન ગૃહ તરફ જતો હતો.

સૌન્દર્યનું દર્શન કરવું એ તો રામચન્દ્રની કાયમની ટેવ હતી. તે જે રસ્તેથી ગૃહે જતો હતો તે રસ્તા ઉપર જ એક પ્રખ્યાત ચિત્રકાર રહેતો હતો. તે ચિત્રકાર પોતાની કૃતિથી લગભગ આખા મ્હારાષ્ટ્ર દેશમાં પ્રખ્યાતિ પામ્યો હતો. તે વખતે તો ત્હેના ચિત્ર ઉપર લોકો તૂટી પડતા હતા. આ ચિત્રકારની ચિત્રશાળામાં રામચન્દ્ર અવાર નવાર જતો હતો. ત્હેની ચિત્રશાળામાં સૌન્દર્યના નમુના રૂપ અસંખ્ય ચિત્રો ગોઠવેલા હતા. જ્યારે જ્યારે રામચન્દ્ર આ ચિત્રકારના ગૃહ પાસેથી નિકળતો ત્યારે ચિત્રકારની ચિત્રશાળામાં જઇ તે સર્વ ચિત્રોને નિહાળવાની ત્હેની ઇચ્છાને તે રોકી શકતો નહિ. આજે તો વળી ત્હેનું હૃદય જૂદાજ પ્રકારનું હતું. કૃષ્ણરાવ વકિલ સાથેની વાતચિત ઉપરથી ત્હેને સંપૂર્ણ ખાત્રી થઇ હતી કે કેશવરાવની અગાધ સંપત્તિ થોડા વખતમાંજ પોતાના હસ્તમાં આવશે. રામચન્દ્રને આ વાત ઉપર વિશેષ વિશ્વાસ તો એથી આવ્યો હતો કે જો ક્વચિત આ સંપત્તિ પોતાના હસ્તમાં આવવાની ન હોય તો કૃષ્ણરાવ જેવો પ્રખ્યાત વકિલ ત્હેની એકની એક પુત્રીના પોતાના જેવા કંગાળ અને દીન પુરૂષની સાથે લગ્ન કરવાને શા માટે તૈયાર થાય ? આથીજ ત્હેના હૃદયમાં આશાનો દીપક પોતાની જ્યોત ઝળઝળાવી રહ્યો હતો પરંતુ મૂર્ખને ખબર નહોતી કે ગમે તેવા પ્રકાશ આપતા દીવાની પછવાડે અંધારૂં તો હોયજ !

રામચન્દ્રના મનમાં થયા કરતું હતું કે ' આટલી સંપત્તિ મળવાથી સુખી થઇશ. પરંતુ મ્હારી માનસી–પ્રતિમા ન મળી શકે તો પછી આ ઐશ્વર્ય શું કામનું ? તે શું મળશે ? ન મળે તેમ તો બનેજ નહિ ! નક્કી તે મ્હને મળશે ? જરૂર તે મ્હારી હૃદયે-

શ્વરી મ્હને શોધતી શોધતી મ્હારે દ્વાર આવશેજ અને ત્હેના સુબાહુથી મ્હારા કંઠને લપેટી લેશે ! હું પણ ત્હેના કોમળ શરીરને મ્હારા બાહુથી હૃદય સાથે ચાંપીશ !'

આવા વિચાર કરતાં કરતાંજ રામચન્દ્ર ચિત્રકારના ગૃહ પાસે પહોંચ્યો અને ત્હેણે ચિત્રશાળામાં પ્રવેશ કર્યો. તે સમયે ચિત્રકાર એક યુવકને પોતાની સન્મુખ બેસાડી ત્હેની છબી આળેખતો હતો. યુવક નિશ્ચિંતભાવે સ્થિર બેઠો હતો. રામચન્દ્ર ત્યાંજ જઇને ઉભો રહ્યો. ત્યાં જતાંજ ત્હેણે યુવક તરફ દ્રષ્ટિ કરી—દ્રષ્ટિ કરતાંજ તે સ્તમ્ભિત થઇ ગયો. ' અરે ! આવું રૂપ ! આવું અગાધ સૌન્દર્ય !' રામચન્દ્ર તો અનિમેષ નેત્રે યુવકના ચ્હેરા સામું જોઇ રહ્યો. રામચન્દ્રને તુરતજ જણાયું કે જેને પોતે શોધી રહ્યો છે તે આજ! પોતાના હૃદયમાં વસેલી છે તે આજ ! પોતાની માનસી–પ્રતિમાના જેવુંજ અગાધ સૌન્દર્ય ! ત્હેનાં જેવોજ સુન્દર ચ્હેરો ! બસ ! એતો એજ ! અન્ય કોઇ પણ નહિ. પણ–પણ તે પુરૂષ કેમ ? રામચન્દ્રના આત્માએ ખુલાસો કર્યો: " આવરણ દૂર કર ! ત્હને તુરતજ ખાત્રી થશે કે તે ત્હારી આરાધ્ય દેવી–પ્રતિમા છે. કાયમ તું આનીજ શોધ કરી રહ્યો છું. જેના ચરણે તું વેચાઇ ગયો છું જેનો ગુલામ થઇ રહ્યો છું તે આજ ! "

રામચન્દ્ર યુવકનો ચ્હેરો સંપૂર્ણ નિહાળી શકાય તેવે સ્થળે ઉભો રહ્યો અને જેમ ચાતક આકાશ તરફ મેઘ માટે જોઇ રહે તેમ રામચન્દ્ર અતિ આતુરતાથી તે યુવક તરફ જોઇ રહ્યો.

યુવકની દ્રષ્ટિ થોડા વખતે રામચન્દ્ર ઉપર પડી. રામચન્દ્રને પોતાની તરફ અનિમેષ નેત્રે નિહાળી રહેલ જોઇને યુવક અતિ વિસ્મિત

થયો. રામચન્દ્રની આ વર્તણુક પસંદ ન પડવાથી ત્હેણે ચિત્રકારને મન્દ હાસ્ય કરીને કહ્યું: " આજે હવે ત્હમારૂં કાર્ય બંધ કરો કારણ કે મ્હારી તબિયત સારી નથી. કાલે હું આપની પાસે આવીશ."

ચિત્રકારે કાંઇ પણ બોલ્યા સિવાય પોતાનું કાર્ય બંધ કર્યું. યુવક તુરત ઉભો થઇને ચિત્રશાળા બ્હાર ચાલ્યો ગયો. ચુમ્બક જેમ લોહનું આકર્ષણ કરે છે તેમ આ યુવકે રામચન્દ્રના હૃદયનું આકર્ષણ કર્યું હતું. રામચન્દ્ર પણ વધારે વખત ત્યાં ન રોકાતાં તુરતજ યુવકની પછવાડે બ્હાર નિકળ્યો અને ત્હેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

બન્ને જણા રસ્તા ઉપર ચાલ્યા જતા હતા. રામચન્દ્ર તો અત્યારે પોતાના હૃદયને પણ ભૂલી ગયો હતો. તે કયા રસ્તા ઉપર ચાલ્યો જાય છે–સામેથી કોણ આવે છે ત્હેનું ત્હેને અત્યારે બિલકુલ ભાન નહોતું. ત્હેની સર્વ શક્તિ યુવકનામાંજ ગ્રંથિત થઇ ગઇ હતી. ત્હેના હૃદયમાંથી જાણે કોઇ ત્હેને વારંવાર એવું કહેતું ન હોય કે " ત્હારા આત્માના વચનો યાદ કર ! આ પ્રતિમાનેજ ત્હેં હજારો વખત ચાહી છે–ત્હારા હૃદયમાં સ્થાન આપેલ છે. આનાજ મહાન આકર્ષણથી જન્મે જન્મે તું ત્હેની પાછળ આથડે છે ! "

બન્ને કાંઇ પણ બોલ્યા સિવાય ચાલ્યા જતા હતા. રામચન્દ્રને તો અત્યારે કાંઇ પણ વાતચિત કરવાની શક્તિ રહી નહોતી ! છેવટ યુવકે મન્દ હાસ્ય કરી રામચન્દ્રના હૃદયને ભેદી નાખતાં પૂછ્યું: "ત્હમે આ પ્રમાણે શા માટે મ્હારી પાછળ પાછળ આવો છો ? ત્હમે એવું તે મ્હારામાં શું જોયું છે કે મ્હારા ઉપર આટલા મુગ્ધ થઇ ગયા છો ? "

રામચન્દ્રને શું ઉત્તર આપવો તે સૂઝ્યું નહિ. વાણીમાં આટલું બધું માધુર્ય—આવી મોહિની શક્તિ એક પુરૂષમાં હોય તેનો રામચન્દ્રને પૂર્વે કદી પણ ખ્યાલ નહોતો.

ઉત્તર ન મળવાથી યુવકે પુનઃ પૂછ્યું: " જ્યારે ત્હમે મ્હારી સાથે વાતચિત કરતા નથી ત્યારે શામાટે મ્હારી પાછળ આવ્યા ? હવે મ્હારે રોકાવાની પણ શી આવશ્યકતા છે ? હું જાઉં છું ! "

રામચન્દ્રે અતિ દુઃખિત સાથે સાથે આનન્દિત તેમજ ઉત્તેજીત હૃદયે કહ્યું: " ત્હમે કોણ છો? હું ત્હમને અત્યંત ચાહું છું—આજનો નહિ પરંતુ કેટલાય વખત થયાં હું ત્હમને ચાહું છું. પરંતુ એટલું તો ખરૂંજ કે હું ત્હમને દેવીરૂપે ચાહું છું. મ્હને મહાન્ આશ્ચર્ય થાય છે કે ત્હમે પુરૂષ ક્યાંથી ? "

યુવકે હસતાં હસતાં કહ્યું: " ત્હમે શું કહો છો અથવા શું કહેવાની ત્હમારી ઇચ્છા છે તે કાંઇપણ હું સમજી શકતો નથી. "

" તે તો કાંઇ સમજાવવાની મ્હારામાં પણ શક્તિ નથી. હું પોતે અત્યારે મ્હને પોતાને જાણી શકું એમ નથી. " રામચન્દ્રે ખૂલાસો કર્યો.

" ત્યારે હું જાઉં છું. ? "

" ક્યાં ? "

" મ્હારા ગૃહે ! "

" તે ક્યાં છે ? "

" ત્હમારે ત્હેનું શું કામ છે ? "

" ત્યાં મ્હારો આવવા વિચાર છે. "

" શું કામ ? "

" ત્હમને જોવા માટે !"

યુવક તો આ સાંભળીને હસવા લાગ્યો. આ હાસ્યે તો રામચન્દ્રના હૃદયને ડોલાવી–આત્માને લગભગ બેશુદ્ધ કરી દર્શનિય અને સ્પર્શનિય ઇન્દ્રિયોને સ્વર્ગ સુખનો ઉપભોગ કરાવ્યો! યુવકે અતિ આતુરતાથી પૂછ્યું: "ત્હમે શું જોવા ઇચ્છો છો? શું જોશો? મ્હને તો ત્હમારા શબ્દો સાંભળીને અતિ આશ્ચર્ય થાય છે! આનું કારણ ત્હમે જણાવી શકશો?"

"મનુષ્યો ચન્દ્રને જોઇને અતિ આનન્દિત થાય છે, છતાં શા કારણથી તેઓ ત્હેમાં આનન્દ માને છે તે જેમ સમજાવી શકતાં નથી તેમ હું પણ ત્હમને જોવાથી ત્હમારી પ્રત્યે કેમ દોરાઉં છું તે સમજાવી શકું એમ નથી! હું એટલુંજ કહી શકું છું કે ત્હમને મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ હું ચાહું છું–ત્હમારા માટે તડપું છું."

યુવકે આ શબ્દો ઉપર ધ્યાન ન આપતાં હસતાં હસતાં જ કહ્યું: " ત્યારે ત્હમે આવજો?"

"પણ કયાં આવું?" રામચન્દ્રે સ્હેજ વિરક્ત ભાવે પૂછ્યું.

"કયાં શું યોગાશ્રમમાં! હું સચ્ચિદાનન્દ મહાત્માના આશ્રમમાં રહું છું. સન્ધ્યા પછી ત્યાં આવજો. દિવસના ભાગમાં હું ત્યાં રહેતો નથી."

આ સમયે એક ગાડી આવીને ત્યાં ઉભી રહી. યુવક વિશેષ વાતચિત ન કરતાં તે ગાડીમાં ચડી બેઠો. ગાડી તુરતજ ચાલી ગઇ.

મેઘના પ્રથમ આવાગમનથી જેમ શુષ્ક ભુમિમાંથી સહસા હજારો છોડવાઓ ફુટી નિકળે છે તેમ રામચન્દ્રના ઘણા દિવસના આકાંક્ષિત હૃદયમાંથી આશા અને આનન્દના હજારો કોંટાઓ વિકસી

નિકળ્યા; છતાં પણ ત્હેના હૃદયને હર ઘડિયે એકજ વિચાર હચમચાવી મૂકતો હતો. આ વિચાર અન્ય કાંઇ પણ ન સૂચવતાં એમજ સૂચવતો કે "આ પુરૂષ કેમ ?"

---

## પ્રકરણ ૮ મું.

### યુવક કે યુવતિ !

વિજાપુરથી પાચેક ગાઉ દૂર સચ્ચિદાનન્દ મહાત્માનું યોગાશ્રમ હતું. તે સરિતાના કિનારા ઉપર હોવાથી અતિ રમણિય ભાસતું હતું. તેઓએ અન્ય પણ બે ત્રણ સ્થળે યોગાશ્રમ સ્થાપ્યા હતા. તેઓ થોડો થોડો વખત દરેક યોગાશ્રમમાં રહેતા હતા અને પોતાની યોગવિદ્યાથી માણસોને અદ્દ્ભુત દૃશ્યો બતાવી આશ્ચર્યમાં ડૂબાવી દેતા હતા. માણસોમાં ત્હેમની શક્તિ વિશે જૂદી જૂદી વાતો થતી હતી. ઘણાઓ એમની મુક્ત કંઠે પ્રસંશા કરતા એટલુંજ નહિ પણ ત્હેમના તરફ પૂજ્યભાવ રાખતા હતા. એવું કહેવાતું કે સચ્ચિદાનન્દ વ્યાઘ્ર ઉપર સ્વારી કરી ઘણી વખત ફરતા, વળી ઇચ્છા થતાં પાણીની સપાટી ઉપર પણ ચાલતાં. આ સિવાય પણ ત્હેમનામાં અનેક પ્રકારની અદ્દ્ભુત શક્તિ છે એવી ઘણા મનુષ્યો વાતો કરતા.

રામચન્દ્ર પોતાના ગૃહે સન્ધ્યાના થવાનીજ રાહ જોઇને બેઠો હતો. તે અત્યારે અન્ય કાંઇ પણ વિચાર કરતો નહોતો. ક્યારે સન્ધ્યા થાય ને હું યોગાશ્રમે જાઉં ? ક્યારે તે યુવકનો સુન્દર ચ્હેરો જોઉં ? આજ વિચારમાં ત્હેણે આખો દિવસ ગાળ્યો. સન્ધ્યા થતાં સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમે પહોંચી ગયો.

રામચન્દ્રનું હૃદય એ સ્થાન જોતાંજ અતિ આનન્દિત થઇ ગયું. આગળના ભાગમાં સરિતા સુસવાટા મારતી વ્હેતી હતી. આશ્રમની અન્દરના ભાગમાં અનેક વૃક્ષો ઝૂકી રહ્યાં હતાં. આ વૃક્ષમાં વિશેષ ભાગ આમ્ર વૃક્ષનો હતો. પુષ્પના પણ અનેક છોડ અને વેલાઓ હતાં. આશ્રમમાં પેસતાંજ મનુષ્યને કોઇ દિવ્ય ભૂમિમાં ગયા જેવું ભાન થતું હતું. શાન્તતા તો એટલી બધી પ્રસરી રહેલી હતી કે પ્રથમ આવનારને તો એવોજ ભાસ થાય કે આ આશ્રમમાં કોઇ મનુષ્ય રહેતુંજ નહિ હોય !

સચ્ચિદાનન્દ મહાત્મા આશ્રમના મધ્ય ભાગમાં રહેતા હતા. ફરતી અનેક કોટડીઓ હતી. સન્ધ્યાનો સમય થઇ ગયેલ હોવાથી અત્યારે દરેક કોટડીમાં દીવો દેખાતો હતો.

રામચન્દ્ર યોગાશ્રમમાં તો ગયો પરંતુ યુવકને શી રીતે શોધી કાઢવો ત્હેના વિચારમાં પડી ગયો. કોટડીઓ ઘણી હોવાથી તે કઇ કોટડીમાં રહેતો હશે તે શી રીતે માલુમ પડે? રામચન્દ્ર તો ત્યાંજ સ્થિર ઉભો રહ્યો. આ વખતે એક માણુસ ખભા ઉપર માટલું રાખી સરિતા તરફ પાણી ભરવાને જતો હતો. રામચન્દ્ર તુરતજ ત્હેની પાંસે ગયો; અને ત્હેને પૂછ્યું: "એક યુવક અહીં રહે છે ને?"

"અહીં તો ઘણા યુવકો રહે છે!" પેલાએ જવાબ આપ્યો.

"ગમે તેટલા યુવકો અહીં રહેતા હોય ત્હેની મ્હારે દરકાર નથી. હું તો ત્હમને એજ પૂછું છું કે જે યુવક અતિસૌન્દર્યવાન છે તે ક્યાં છે?"

"ત્હમે શું કહો છો તે કાંઇ હું સમજી શકતો નથી. તે યુવકનાં નામની ખબર છે?" પેલા માણુસે સ્હેજ વિરક્ત ભાવે કહ્યું.

"નામની તો મ્હને ખબર નથી." રામચન્દ્રે નિરાશા બતાવી.

વળી સાથે સાથે પોતાની મૂર્ખતા માટે તે અતિ દિલગીર થયો. સૌન્દર્યનું પાન કરવામાં યુવકનું નામ પણ પૂછ્યું તે તદ્દન વિસરી ગયો હતો.

"ત્હમે સચ્ચિદાનન્દ મહારાજને મળો! તેઓશ્રી ત્હમને સર્વ કહેશે!"

"તેઓ ક્યાં છે?" રામચન્દ્રે આતુરતાથી પૂછ્યું.

"આ રસ્તેથી સીધા ચાલ્યા જાઓ. ત્યાં ગયા બાદ ગમે ત્હેને પૂછશો એટલે તે બતાવશે." એટલું બોલી પેલો માણસ ચાલ્યો ગયો.

રામચન્દ્ર તુરતજ તે રસ્તે ચાલ્યો. જરા દૂર જતાંજ મહાત્માનું નિવાસસ્થાન આવ્યું. મહાત્માને શોધી કાઢતાં રામચન્દ્રને વિલમ્બ ન થયો. મહારાજ પાસે જઇ ત્હેણે પ્રણામ કર્યા અને પોતાની ઇચ્છા જણાવી.

સચ્ચિદાનન્દે હસતા હસતા જવાબ આપ્યો: "અલબત તે મળશે એમાં આશ્ચર્ય શું છે? અત્યારે તે ક્યાં છે એ હું જાણતો નથી. અહીં નજીકજ ત્હેની કોટડી છે. ચાલો! હું ત્હમને ત્યાં લઇ જાઉં!"

બન્ને ઉભા થયા. સચ્ચિદાનન્દ મહારાજ રામચન્દ્રને એ કોટડીએ લઇ ગયા. આ કોટડી ઘાસની બનાવેલી હતી અને ત્હેના ઉપર સાદડીઓ નાખી હતી. બ્હારથી તો તે સુન્દર જણાતી નહોતી પરંતુ અન્દર એટલી બધી સ્વચ્છ હતી કે ગમે તેવા મનુષ્યને પણ થોડો વખત ત્યાં બેસવાની ઇચ્છા થાય!

એક સુન્દર વ્યાઘ્રચર્મ હતું ત્હેના ઉપર રામચન્દ્રને બેસારી સચ્ચિદાનન્દે કહ્યું: "ત્હમારા આહાર માટે શું મંગાવું?"

"આપને એ માટે વિશેષ તસ્દી લેવાની આવશ્યકતા નથી." રામચન્દ્રે નમ્રસ્વરે જવાબ આપ્યો.

મહાત્માએ સ્હેજ હસતાં હસતાં કહ્યું: "વિશેષ તસ્દી ન લઉં પરંતુ સામાન્ય તો તસ્દી લેવી પડશેને ? ત્હમે અતિથિ છો. અતિથિ સત્કાર એજ અમારો ત્યાગીઓનો મુખ્ય ધર્મ છે."

"આપના આ શબ્દોથીજ મ્હને પરમ આનન્દ થાય છે. અત્યારે તો હું કાંઇ પણ આહાર કરીશ નહિ."

"અમારા આશ્રમનો એવો નિયમ છે કે કોઇ પણ આહાર કર્યા સિવાય રહેવું ન જોઇએ. ત્હમારે આહાર તો કરવો જ પડશે." એટલું કહી સચ્ચિદાનન્દે એક નોકરને આહારની વ્યવસ્થા કરવાનો હુકમ કર્યો, અને પછી રામચન્દ્ર તરફ ફરીને તેઓએ પુનઃ કહ્યું; "હમણાજ ત્હમારે માટે ભોજન આવશે. ત્હમે શાન્તિથી આહાર કરી અહીંજ બેસજો. યોગમાયા આવશે એટલે ત્હમારી પાસે મોકલીશ."

આટલું કહી સચ્ચિદાનન્દ મહાત્મા ચાલ્યા ગયા. સચ્ચિદાનન્દના છેવટના શબ્દો સાંભળીને રામચન્દ્ર ચમકી ગયો. ત્હેના હૃદયમાં એક ક્ષણમાં તો અનેક વિચારો આવી ગયા ! તે વિચારવા લાગ્યો: "યોગમાયા ! યોગમાયા તો સ્ત્રીનું નામ હોય એમ સ્પષ્ટ જણાય છે ! ત્યારે શું તે યુવક યુવતિ હશે ? મારી માનસી–પ્રતિમા હશે ?–યોગમાયા ખરેખર રમણીજ હશે ? ત્યારે–ત્યારે—"

સહસા રામચન્દ્રે જોયું કે એક અતિ બલિષ્ટ પુરૂષ શ્વેત વસ્ત્ર પરિધાન કરી લાંબી લાંબી ફલાંગો ભરતો અને ઉંચા નીચા હસ્ત કરતો તે જે કોટડીમાં બેઠો હતો તે કોટડીના દ્વાર પાંસેથી ચાલ્યો ગયો. રામચન્દ્ર સ્પષ્ટ જોઇ શકયો હતો કે આ મહાન બલિષ્ટ અને દીર્ઘ દેહવાળા મનુષ્યની મ્હોટી ચક્ષુમાંથી અગ્નિ ઝરતો હતો.

રામચન્દ્રે ચારે તરફ જોયું પરંતુ પુનઃ આ વ્યક્તિના હેને દર્શન થયા નહિ. આ સમયે ચન્દ્ર આકાશમાં મનહર ગતિથી ચાલ્યો જતો હતો. હેને અસ્ત થવાને વિશેષ વિલમ્બ નહોતો. આથી વૃક્ષની ટોચે આવી રહેલ પાંદડાઓ ઉપરજ હેનો ઠંડો પણ મન્દ પ્રકાશ પડતો હતો. પુષ્પો અત્યારે પોતાની સુગન્ધથી રામચન્દ્રના હૃદયને શાન્ત કરવા મથતા હતાં. રજની તો શાન્તતાથી વ્યતીત થતી હતી.

રામચન્દ્ર મુગ્ધ અને ચકિત નયને ઉદ્યાન તરફ જોઇ રહ્યો હતો. આ સમયે વળી એક અદ્‌ભુત બનાવ બન્યો. અચાનક વૃક્ષની શાખા અને પત્રને કંપાવતો એક ભિષણ શબ્દ રામચન્દ્રના કર્ણે અથડાયો ! આ શબ્દની સાથેજ ચક્ષુને અંધ કરી દેય તેવો મહાન શક્તિવાન પ્રકાશ થયો ! ક્ષણ પ્હેલાં જ્યાં કાંઇ પણ નહોતું. અન્ધકાર સર્વ સ્થળે પ્રસરી રહેતો હતો ત્યાં આવો અદ્‌ભુત પ્રકાશ ! રામચન્દ્રને અત્યંત ભય લાગ્યો ! આ તે શું ભૂત હશે—પિશાચ હશે ? આ શું ?

વળી આ શું ? આ શી રીતે બન્યું ? આવો કાંડ શી રીતે બનવા પામ્યો ? રામચન્દ્ર તો આ દ્રષ્ય જોઇને સ્તમ્ભિતજ થઇ ગયો. હેણે ચકિત નેત્રે જોયું કે પોતાની કોટડીની સામેના વૃક્ષની દરેક શાખાએ અકેક હાડપિંજર લટકી રહ્યું છે. કેટલું ભયાનક દ્રષ્ય ! આ હાડપિંજરો વળી વિકટ હાસ્ય કરતા હતા. પ્રલયના સૂચનરૂપ કર્ણને પણ ભેદી નાખે તેવા અવાજો તો ચાલ્યા જ આવતા હતા. આજ સમયે પેલો પ્રકાશ ચાલ્યો ગયો. અન્ધકાર ! સર્વત્ર અન્ધકાર ! ગાઢ અન્ધકાર ! અનન્ત, દુર્ભેદ્ય—મરણ પથનોજ અન્ધકાર ! આ અન્ધકારમાં રામચન્દ્રે જોયું કે હાડપિંજરો વૃક્ષની શાખા ઉપ-

રથી નીચે ઉતરી ત્હેની તરફ ચાલ્યા આવે છે અને ત્હેને બાથમાં લેવાને પોતાના બાહુ લંબાવે છે. કોઇ કોઇ હાડપિંજરતો હસ્તમાં માંસના કટકા લઇને પોતાના ચરણે ધરવાને આવે છે. આવું ભયાનક દ્રષ્ય રામચંદ્રથી શી રીતે જોવાય ? ત્હેમાં પણ એક બ્રાહ્મણથી-એક શાસ્ત્રના નિયમોનું યથાવિધી પાલન કરનારથી ? આ તો તદ્દન અશક્ય ! રામચન્દ્રે તુરતજ પોતાની ચક્ષુઓ બંધ કરી દીધી. રામચન્દ્રે ચક્ષુઓ બંધ કરી કે તુરતજ પુનઃ પુર્વવત પ્રકાશ થયો ! પ્રકાશ થતાંજ રામચન્દ્રે પોતાના બન્ને નેત્રો ઉઘાડયા. નેત્રો ઉઘાતાંજ ત્હેણે જોયું કે ત્રણ વ્યક્તિઓ પોતાની કોટડી તરફ ચાલી આવે છે. પરંતુ આ સમયે વળી અન્ધકાર ! આ અન્ધકારમાંજ ત્રણ વ્યક્તિઓએ રામચન્દ્રની કોટડીમાં પ્રવેશ કર્યો. રામચન્દ્રને તો આ વ્યક્તિઓ કોણ હશે ત્હેનો વિચાર કરવાનો વખત મળે તે પ્હેલા તો વળી પ્રકાશ થયો ! રામચન્દ્રે જોયું કે ત્રણ પુરૂષ વ્યક્તિઓ નહિ પરંતુ દેવીઓ પોતાની સમક્ષ ઉભી છે.

આ ત્રણે વ્યક્તિઓ પાંસે પાંસેજ ઉભી હતી. જાણે કે લક્ષ્મી, સરસ્વતી અને મધ્ય ભાગમાં ભગવતી ઉભેલી ન હોય ! રામચન્દ્રે મુગ્ધ નયને-ભય ચકિત નયને જોયું કે જમણી તરફ જે ઉભેલી હતી તે આ જન્મની પોતાની ઉપાસ્ય માનસી પ્રતિમા હતી ! ચ્હેરા ઉપર હાસ્ય નહોતું છતાં પણ ત્હેનું આકર્ષણ તો અકથનિય હતું-ત્હેનો ચ્હેરો સૌન્દર્યથી ભરપૂર હતો. આ મુખ જોઇને-આ યૌવન-સૌન્દર્ય જોઇને રામચન્દ્ર તો વ્યાકુળ થઇ ગયો. આ સુન્દરીની ડાબી બાજુએ નવયૌવના પ્રભાવતી હતી. પ્રભાવતીના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું હતું. સર્વાંગ પ્રસન્નતાથીજ ભરેલું હતું. મધ્ય

ભાગમાં એક વૃદ્ધા હતી.

પરંતુ રામચન્દ્રે આશ્ચર્ય સાથે જોયું કે વૃદ્ધાના હસ્તમાં એક દોરી હતી. આ દોરીનો એક છેડો મ્હેની માનસી–પ્રતિમાએ પકડેલો હતો અને અન્ય છેડો પ્રભાવતીએ પકડેલો હતો. આ રહસ્યની મિમાંસા રામચન્દ્ર કાંઇ પણ કરી શક્યો નહિ. રામચન્દ્ર આજ વિચાર કરતો હતો તે દરમ્યાન વૃદ્ધાએ ત્હેને કહ્યું: “ રામચન્દ્ર ! હું ત્હારી માતા–જનની છું ! આ જો ! મ્હારા જમણા હસ્ત તરફ ત્હારી જન્મ જન્મની ઉપાસ્ય રમણી છે. પરંતુ તે શું કરે છે તે તું જાણે છે ? મ્હારા હસ્તમાં રહેલી આ દોરીને ખેંચવા માટે તે પ્રયત્ન કરી રહી છે. વળી તે સાથે ત્હારા તરફ દોરાયેલી આ યુવતિ પોતાના હસ્તમાં ત્હને લેવાને તે પણ આ દોરીને પ્રાણપણે પોતાની તરફ ખેંચવાનો યત્ન કરે છે. પરંતુ હું ત્હારી જનની છું–માતા છું. ત્હારૂં અનિષ્ટ કોઇપણ પ્રકારે ન થાય એવા પ્રયત્ન હું હમેંશા કરૂં છું ને કરીશ ! આ રમણીઓના હસ્તમાં જો તું પડીશ–તેઓના સૌન્દર્યમાં તું જો મુગ્ધ થઇશ તો તેઓ ત્હને હરેક રીતે નચાવશે–એક ગુલામ તરીકે રાખશે અને છેવટ ત્હારા ભવિષ્યને બગાડશે. માટે હું ત્હને સ્પષ્ટ કહું છું કે ત્હારે અત્યંત સાવધાન રહેવું ! બિલકુલ તેઓના સૌન્દર્ય ઉપર મુગ્ધ થવું નહિ—દૂરથીજ તેઓને નમસ્કાર કરવા ! અલબત, તેઓ અનેક જન્મ થયાં ત્હને મેળવવાની ઇચ્છાથી ત્હારી પાછળ પાછળ ભટકે છે છતાં પણ હું ત્હને ત્હેઓની સંગત કરવાની સ્પષ્ટ ના કહું છું કારણ કે અનેક જન્મમાં તેઓને નિરાશા મળવાથી પ્રેમ સાથે દ્વેષે પણ ત્હેમના અન્તરમાં વાસ કર્યો છે. માટે રામચન્દ્ર ! સાવધાન ! અત્યંત સાવધાન રહેજે !”

**રામચન્દ્રે** જોયું કે વૃદ્ધાનું કહેવું સમાપ્ત થતાંજ હેની માનસી-પ્રતિમાએ વ્યાકુળ કરી નાખે તેવા કટાક્ષો ફેંકવા માંડયા; અને અન્ય તરફ પ્રભાવતી પ્રેમસ્નિગ્ધ ચક્ષુથી હેના તરફ નિહાળવા લાગી.

વળી આ સમયે એકદમ પ્રકાશ બંધ થઇ ગયો. આખી કોટડીમાં પ્રથમની માફક અન્ધકાર વ્યાપિ ગયો. બ્હારથી પુનઃ ભયાનક શબ્દો સંભળાવા લાગ્યા. હાડપિંજરનું વિકટ તાંડવ પણ શરૂ થયું. રામચન્દ્રનું ધૈર્ય હવે ન રહ્યું ! તે તુરતજ મૂર્ચ્છિત થઇને શય્યા ઉપર પડયો!

કેટલો વખત સૂધી મૂર્ચ્છિતાવસ્થામાં પોતે પડયો રહ્યો અને તે દરમ્યાન શું બન્યું હેનું કાંઇપણ ભાન રામચન્દ્રને નહોતું. તે જાગૃત થયો ત્યારે હેણે જોયું કે ઉષાદેવી પધારવાની તૈયારીમાં છે. અન્ધકારનું જોર ધીમે ધીમે નબળું પડતું જાય છે. અનેક નવા પુષ્પો ખીલી નિકળ્યા છે.

જાગૃત થતાંજ રામચન્દ્રને પૂર્વરાત્રીની સમસ્ત ઘટના એક પછી એક યાદ આવવા લાગી—એ ભયંકર સ્વપ્ન માંહેની ત્રણ દેવી મૂર્તિની હકીકત પણ યાદ આવી. આ વિચાર તે કરતો હતો ત્યાં તો સહસા પ્રકૃતિની ઉષાને પણ લજ્જીત કરી નાખે તેવી માનુષી ઉષા રામચન્દ્રની સન્મુખ આવી હસતાં હસતાં બોલી: " હમે કાલના આવ્યા છો પરંતુ હું મ્હારી એક સખીના આમંત્રણથી હેના ગૃહે ગઇ હતી અને ત્યાંજ ગત્ રાત્રી રહી હતી. અહીં આવતાં સચ્ચિદાનન્દ પ્રભુ પાસેથી હમારા આવાગમનની વાત સાંભળીને તુરતજ હમારી પાસે આવી છું. રાત્રે કાંઇ કષ્ટ તો સહન કરવું પડયું નથી ને ? "

રામચન્દ્ર સ્તમ્ભિત થઇ ગયો ! પોતાના હૃદયનીજ માનસી-પ્રતિમા ! ઘણો લાંબો વખત થયાં ધ્યાન ધરતો હતો તેજ પ્રતિમાં !

સૌન્દર્યથી ઉભરાતી પ્રતિમા !

રામચન્દ્રે ધીમેથી પૂછ્યું: " કાલે તો ત્હમે પુરૂષ હતા ને ? "

રમણીએ હસતાં હસતાં કહ્યું: " તું તો રમણીને ચાહે છે. હું પુરૂષ રહું તો ચાલે કેમ ? "

---

## પ્રકરણ ૯ મું.

### " હું ત્હને ચાહું છું ! "

સખા જોયા મેં ઘણા: સખી જોઈ એક મેં !
ઉમેદ બર આવી નહીં: શું કહું ખાલેક નેકને ?

કલાપી.

સન્ધ્યાનો સમય હતો. રામચન્દ્ર સમસ્ત દિવસ આખા ગામમાં રખડી રખડી શ્રમિત થવાથી પોતાના ક્ષુદ્ર ગૃહના ઓટલા ઉપર કપાળે હાથ મૂકી આકાશ તરફ એકી નજરે જોઇ રહ્યો હતો. યોગમાયાને પ્રથમ મળ્યો હતો ત્હેને ચારેક માસ વ્યતિત થઇ ગયા હતા. આ દરમ્યાન તે ઘણી વખત યોગમાયા પાસે ગયો હતો અને અદ્ભુત વાતો કરી હતી. પરંતુ છેલ્લા પંદર વિસ દિવસ થયાં પોતાની ઇચ્છા હોવા છતાં યોગમાયાને તે મળવા ગયો ન હતો. તેનું હૃદય આજે ઘણુંજ ચિંતાતુર જણાતું હતું. અચાનક કોઇ ભયંકર દુ:ખ આવી પડવાથી જેવી શોચનિય સ્થિતિ મનુષ્યની થઇ જાય છે તેવીજ આજે રામચન્દ્રની સ્થિતિ થઇ પડી હતી. શું કરવાથી પોતાની મહદેચ્છા પૂર્ણ થાય એજ વિચાર આજે રામચન્દ્રના મગજમાં ઘુમ્યા કરતો હતો. ત્હેને આજે જગત જૂદાજ રૂપમાં ભાસતું હતું. શાન્તિનું સ્થાન જગતમાં હશે કે કેમ ત્હેની પણ આજ ત્હેને

શંકા થતી હતી !

રામચન્દ્ર વિચારતો હતોઃ "જગત શું રહસ્યની અક્ષય કોથળી છે ? જગતમાં કેવું રહસ્ય રહેલું છે તે શું કોઇ જાણવાને શક્તિવાન નહિ હોય ? વળી આ મનુષ્યનું અદ્ભુત હ્રદય ! એ હ્રદયમાં આટલી આકાંક્ષા કેમ ? આવી મહદ ઇચ્છાઓ કેમ ? મનુષ્ય થઇને એક મનુષ્યને માટે ત્હેનું હ્રદય આકર્ષાય છે કેમ ? એ કોણ છે ? તે પણ મનુષ્ય છે—હું પણ મનુષ્ય છું ! મનુષ્ય છું છતાં મનુષ્યને મેળવીને શું કરીશ ? યોગમાયા શું મનુષ્ય નથી ? તે શું દેવતા હશે ? ત્હેની વાત—ત્હેના વિચારો—ત્હેનો ભાવ એ કાંઇ પણ હું સમજી શકતો નથી ? હું ચાર માસ થયાં ત્હેના સહવાસમાં આવ્યો છું. આ ચાર માસ દરમ્યાન મ્હેં ઘણી વખત ત્હેની સાથે કલાકોના કલાક સૂધી વાતચિત કરી છે, પ્રાણપણે ત્હેનું હ્રદય જાણવાને યત્ન કરેલ છે પરંતુ હું કાંઇ પણ જાણી શકયો નથી—સમજી શકયો નથી—ત્હેના હ્રદયના ગુપ્ત રહસ્યના ભેદને એક રજ પણ જાણી શકયો નથી. આ છતાં પણ ત્હેને માટે પ્રાણની આટલી આકાંક્ષા—હ્રદયનું પ્રબળ આકર્ષણ દૂર થઇ શકયા નહિ. આ શા કારણથી થતું હશે ?"

રામચન્દ્ર થોડો વખત શાન્ત બેસી રહ્યો. વળી અચાનક કાંઇક સ્મરણમાં આવતાં તે પુનઃ વિચારવા લાગ્યોઃ "જે દિવસે હું પ્રથમ સચ્ચિદાનન્દ મહારાજના યોગાશ્રમમાં યોગમાયાને મળવા ગયો તે દિવસે રાત્રિના જે સ્વપ્ન મ્હેં જોયું અને વૃદ્ધાએ જે કાંઇ કહ્યું ત્હેનો શું અર્થ હશે ? શું મ્હારા જીવન સાથે ત્હેનો કાંઇ પણ સંબંધ હશે ? આ રહસ્ય મ્હને કોણ સમજાવે ?

"કૃષ્ણરાવ વકિલને આટલો વખત તો કાંઇક કાંઇક બ્હાના બ-તાવી છેતરેલ છે, પરંતુ હવે કાંઇ પણ બની શકે એમ નથી. પરમ દિવસેજ એ અગાધ સંપત્તિ મળવાના દાવાની છેલ્લી મુદત છે. એ દિવસેજ મ્હારા કબજામાં એ અખુટ મિલ્કત આવશે. પરંતુ કૃષ્ણ-રાવ વકિલે સ્પષ્ટ કહ્યું છે કે આવતી કાલેજ જો તું મ્હારી પુત્રી પ્રભાવતીની સાથે લગ્નની ગ્રંથીથી નહિ જોડાય તો હું કોઇ પણ રીતે ત્હારા હસ્તમાં એ મિલ્કત આવવા દઇશ નહિ. જે સર્વ કાગળ-પત્રો હજી સૂધી અદાલતમાં બતાવ્યા નથી, જે સર્વ મ્હારી પાંસે છે-જે ન બતાવવાથી સંપત્તિ મળવાની કાંઇ પણ આશા નથી, તે કાગળ પત્રો હું અદાલતમાં બતાવીશ નહિ. મ્હારી કન્યા સાથે લગ્ન કર અને તે સંપુર્ણ સુખી થાય એટલાજ માટે મ્હારે આ સર્વ પ્રયત્ન કરવા પડ્યા છે. હવે કરવું શું ? આટલી અગાધ સંપત્તિ ! ઇન્દ્રના જેટલું ઐશ્વર્ય કેમ જવા દેવાય ? રમણીનું સૌ-ન્દર્ય જેટલું મનુષ્યને આકર્ષણિય છે-ધન-સંપત્તિ પણ તેટલીજ પ્રયોજનિય છે ! પ્રભાવતી અલબત સૌન્દર્યવાન છે ! પરંતુ સ્વપ્નમાં મ્હેં શું જોયું હતું ? પ્રભાવતી, યોગમાયા અને એક વૃદ્ધાના હ-સ્તમાં મ્હારા ભવિષ્યના ભાગ્યની દોરી હતી ! આ શું સત્ય હશે ? મ્હારૂં ભાગ્ય સ્ત્રીઓના-અબળાના હસ્તમાં ! આ કયાંનો ન્યાય ? આ રહસ્યની પણ મિમાંસા કોણ કરી બતાવે ? ખેર ! ગમે તેમ હોય ! સ્વપ્ન ઉપર વિશ્વાસ રાખવો એ તો મૂર્ખતાજ કહેવાય-હૃદયની નબળાઇ જ ગણાય ! પ્રશ્ન એટલોજ છે કે પ્રભાવતીની સાથે લગ્ન કરૂં તો યોગમાયા શી રીતે મળવાની ? જ્યારે તે જાણશે કે મ્હેં પ્રભાવતી સાથે લગ્ન કર્યા છે ત્યારે ત્હેને ચોક્કસ ખાત્રી થઇ

જશે કે મ્હારો ત્હેના તરફ બિલકુલ પ્રેમ નથી. જો કે તે તો મ્હને ચાહતી નથી—ચાહવાનું તે શીખી હોય તેમ જણાતું નથી. તે તો ફક્ત જાણે છે કળા—વિદ્યા—જાણે છે સ્વતંત્ર રહીને આનન્દ મેળવવાનું ! ચાહતા તે જાણતી નથી. મેં ઘણી વખત જોયું છે કે તે આ રસ્તાની પ્યાસી નથી. આ પથના રસનો ત્હેણે આસ્વાદ લીધો નથી. અથવા મ્હારી ભૂલ પણ થતી હોય ! હું જેમ ત્હેને ચાહું છું તેમ તે અન્ય કોઇ પુરૂષને પણ ચાહતી હોય ! ક્યાં, ક્યારે અને કોને ચાહવું એ કાંઇ નિશ્ચિત થઇ શકે એમ છે ? ગમે તેમ હોય પરંતુ જો ક્વચિત યોગમાયા મ્હને ચાહતી હોય તોપણ હું શું કરી શકું ? તે તો જ્ઞાતિની ક્ષત્રિય છે અને હું—હું તો આ—"

"પ્રભાવતીને પરણીને હું સુખી થઇ શકું કે કેમ ? મ્હારો સંસાર આનન્દથી વ્યતિત થઇ શકે કે કેમ ? યોગમાયા જો દ્રષ્ટિએ પડી નહત તો આ કાંઇપણ ગુંચવાડા થવા પામત નહિ. એક તરફ મ્હારૂં હૃદય યોગમાયાને ત્યજી દેવાની ના કહે છે; બીજી તરફ મિલકતનો મોહ પણ ઓછો થતો નથી. ત્યારે હવે કરવું કેમ ? આ અગાધ સંપત્તિનો મોહ છોડી દઇને અન્ય દેશમાં ચાલ્યા જવું ! ત્યાં જવાથી થોડા વખતમાં સંપત્તિની લાલસા ચાલી જશે. યોગમાયા તરફનું આકર્ષણ તો જીંદગીભર જવાનું નથી જ ! "

આ તરફ રાત્રિએ પોતાનો અન્ધકાર જગત ઉપર પાથરી દીધો. આકાશમાં તારાઓ પોતાનો પ્રકાશ ફેલાવવા લાગ્યા. રામચન્દ્ર આ અન્ધકારમાં પણ થોડો વખત બેસી રહ્યો. ત્હેને હજી એના એજ વિચારો આવ્યા કરતા હતા. છેવટ ત્હેણે એવો નિશ્ચય કર્યો: "સ્વપ્ન સાચું હોય યા તો મિથ્યા હોય પરંતુ સંજોગો એવા આવી

ગયા છે કે મ્હારૂં શ્રેય થાય એવા ચિન્હો જણાતા નથી. મ્હારે અહીંથી પલાયન કરી જવું એજ ઉત્તમ છે. મ્હારૂં અહીં શું છે ? આ એક ક્ષુદ્ર ગૃહ અને માટીના બે ચાર તોલડા ! આ સિવાય અન્ય અસબાબ શું છે કે મ્હને મોહ ઉત્પન્ન થાય? પ્રભાવતી અને યોગમાયા મ્હારા આ સૂવર્ણ દેહને ચૂર્ણ-વિચૂર્ણ કરી નાખશે એવી સ્વપ્નમાં વૃદ્ધા સ્ત્રીની વાણી સાંભળી હતી-બનાવ પણ તેવાજ બને છે. હવે તો આ ગૃહનો ત્યાગ કરી ચાલ્યા જવું. મ્હારી માનસી-પ્રતિમા યોગમાયાને અન્તરમાં રાખી અન્ય દેશમાં ભ્રમણ કરવું ! બસ આજ વિચાર ઉત્તમ છે ! "

રામચન્દ્ર આ છેવટનો નિશ્ચય કરી ગૃહમાં ગયો. તુરતજ ત્હેણે દીવો સળગાવ્યો અને પોતાના કપડાં-લત્તાં જે અવ્યવસ્થિત પડયા હતાં તે એકઠા કરવા લાગ્યો. ત્હેનો વિચાર પ્રાતઃકાળમાંજ વિજાપુરનો ત્યાગ કરવાનો થયો હતો.

રામચન્દ્રે યોગમાયા માટે ઘણું કર્યું હતું. આ ચાર માસ દરમ્યાન તે યોગમાયાની છાયા માફક ત્હેની પાછળને પાછળ ભટકયો હતો છતાં પણ યોગમાયા તરફથી ત્હેને તો નિરાશાજ મળી હતી ! યોગમાયા એક અદ્દભુત પ્રકારની રમણી હતી. યોગમાયા રામચન્દ્રને જોઇને કાંઇક આમોદ-પ્રમોદ કરતી-ઘણી વખત તે મધુર સ્વરથી ગાયન પણ ગાતી પરંતુ પ્રયણી જેથી પ્રેમનો ભાવ સમજી શકે એવું આચરણ તો ત્હેણે હજી સૂધી કદી પણ કર્યું નહોતું. કેટલાય પ્રકારે-કેટલાય ભાવે રામચન્દ્રે પોતાના હ્રદયમાં છૂપાવેલી ઇચ્છા યોગમાયાને સમજાવવાને યત્ન કર્યો હતો પરંતુ યોગમાયા તે સમયે એ વાતને હસી કાઢતી હતી. પ્રેમના બદલામાં પ્રેમ નજ મળે તો પછી એ સ્વાર્થમય પ્રેમથી સુખ કયાંથી મળે ?—હ્રદયને હતાંશજ થવું પડે !

રામચન્દ્રને આમજ બન્યું હતું. વળી વિશેષતઃ તે દિવસના સ્વપ્ને હમણા હમણા ત્હેના હૃદય ઉપર અસર કરી હતી. આવા કારણોથી રામચન્દ્ર છેલ્લાં પંદર દિવસ થયા યોગમાયાને મળ્યો નહોતો.

રામચન્દ્ર ત્હેની પાસે જે સામાન્ય સામાન હતો તે એકઠો કરવામાં તલ્લિન થઇ ગયો હતો તેજ સમયે યોગમાયાએ આ ક્ષુદ્ર ગૃહમાં પોતાનો પગ મૂકયો. ત્હેના રૂપથી દીવો શરમાઇ જતો હોય તેમ તે સ્હેજ ઝાંખો પડી ગયો. રામચન્દ્ર તો પોતાના કાર્યમાંજ એટલો બધો લિન થઇ ગયો હતો કે યોગમાયાના આવાગમનની ત્હેને ખબર જ ન પડી. યોગમાયા રામચન્દ્રની આવી સ્થિતિ જોઇને થોડો વખત ઉભી રહી અને શું કરે છે તે તે નિહાળી રહી. યોગમાયા રામચન્દ્રનો વિચાર તુરતજ સમજી ગઇ ! તે રામચન્દ્રના સન્મુખ જઇ, ત્હેના ચ્હેરા સામુ જોઇ મૃદુ સ્વરે બોલીઃ "તું અહીંથી કેમ ચાલ્યો જાય છે ? તું મ્હને ચાહવાનું કહે છે ને ! હું તો ત્હમને ચાહું છું."

રામચન્દ્ર તો આ શબ્દો સાંભળીને કંપિત હૃદયે યોગમાયાના ચ્હેરા સામું જોઇ રહ્યો. આ શબ્દો શું યોગમાયાના મુખમાંથી નિકળ્યા ? અહિ યોગમાયા કયાંથી ? આ તે સ્વપ્ન કે જાગૃત ? યોગમાયાને રામચન્દ્ર તાત્કાલિક તો કાંઇ કહી શકયો નહિ. યોગમાયાની સુન્દર અને રમણીય તનુલતા, રક્ત જેવાં લાલ અને રેશમથી પણ વિશેષ સુંવાળા ગાલો, કોમળ મુખ મંડળ—અણિદાર ભ્રમરવાળા નયનો, કાળા પણ ચળકતાં માથાના વાળ અને વળી "હું ત્હને ચાહું છું"—આ સર્વેએ રામચન્દ્ર ઉપર એવી અદ્દભુત અસર કરી કે તે કરેલ નિશ્ચયને પૂર્ણ થઇ શકયો નહિ.

# પ્રકરણ ૧૦ મું

## આનું નામ શુદ્ધ પ્રેમ ?

ન થા ન્યારી: ન થા ઘેલી: ન થા વ્હેમી: ન થા મેલી !
કરી મારૂં હૃદય તારૂં હવે શંકા પ્રિયે, શાની ?

* * * * *

ચ્હેયું હનુમાનનું ચીર્યું, નિહાળી રામની મૂર્તિ:
હૃદય મારૂં અરીસો છે, ઉઘાડી તું ભલે જો તે !

કલાપી.

ઘણો વખત રાહ જોવા છતાં જ્યારે રામચન્દ્ર તરફથી કાંઇપણ જવાબ મળ્યો નહિ ત્યારે યોગમાયાએ પુનઃ કહ્યું: " તું શું મ્હારા ઉપર ક્રોધિત થયો છે ? ક્રોધિત થયો હોય તો તે ત્હારી ભૂલજ ગણાય ! મ્હારો શું દોષ છે ? મ્હારા ને ત્હારા લગ્ન તો થઇ શકશે નહિ ! "

રામચન્દ્રે યોગમાયના સામું થોડો વખત જોઇને આનન્દિત હૃદયે કહ્યું: " યોગમાયા ! પ્રાણથી વિશેષ વ્હાલી યોગમાયા ! આજે મ્હારૂં માનવ-જીવન સાર્થક થયું ! તું મ્હને ચાહે છે આ શબ્દો ત્હારા સ્વમુખે સાંભળીને મ્હને અત્યંત આનન્દ થયો છે- પૃથિવી-પતિ થયાથી પણ આવો આનન્દ હું મેળવી શકત નહિ. "

યોગમાયા એટલો વખત ઉભી જ રહી હતી. તે એક ગાદડી ઉપર બેસતા બેસતા બોલી ! " રામચન્દ્ર ! કેમ તું આ શબ્દોથી આટલો બધો આનન્દિત થયો ? "

" હું કેમ આટલો બધો આનન્દિત થયો છું તે શી રીતે

સમજાવું ? શી રીતે ત્હને કહું ? મ્હને જણાય છે કે આ આનન્દ જણાવવા માટે આપણી ભાષામાં પૂરતા શબ્દો નથી. ''

" હું ત્હને ચાહું છું એ જાણીનેજ રામચન્દ્ર ! ત્હને આટલો આનન્દ થયો ? જો કદિ આ સત્ય હોય તો તો આ પાપ પંથનો ત્યાગ કરજે ? ''

" કેમ યોગમાયા ? '' રામચન્દ્રે અતિ આશ્ચર્યતાથી પૂછ્યું.

" સ્ત્રીજાતિ અવિશ્વાસી છે !'' યોગમાયા એ સ્પષ્ટિકરણ કર્યું.

" ત્યારે શું પુરૂષજ વિશ્વાસી છે ? હું આ માની શકતો નથી– મ્હારા ગળે આ વાત ઉતરી શકતી નથી. સ્ત્રીઓ જેટલી અવિશ્વાસી છે ત્હેના કરતાં વિશેષ તો પુરૂષોજ અવિશ્વાસી છે. '' રામચન્દ્રે સ્હેજ વિરક્ત ભાવે કહ્યું.

" પ્રેમમાં આ ભય રહેલોજ છે. રામચન્દ્ર ! હજી તું આ બાબતથી અજ્ઞાત છે. હું જે ત્હને કહું છું તે સત્યજ કહું છું. પતંગિયું શું ઓછા પ્રેમથી જ્યોતિ તરફ આકર્ષાય છે ? છતાં પણ ત્હેની દશા કેવી બુરી થાય છે ? જ્યોતિ ત્હેના પ્રેમને ન ગણકારતાં એક ક્ષણમાં બાળીને ખાખ કરી દેય છે. રામચન્દ્ર ! જરા વિચાર કર ! સાહસ ન ખેડ ! સૌન્દર્યમાં આટલો બધો મુગ્ધ ન થા ! ત્હારા જીવનને સુખી કરવા જતાં અત્યારે જે કાંઇપણ આનન્દનો તું ઉપભોગ કરે છે તે કાયમને માટે નષ્ટ થઇ જશે–ત્હારી જીંદગી બરબાદ થઇ જશે!''

"અવિશ્વાસ! અવિશ્વાસી કેટલીક સ્ત્રીઓ થઇ ગઇ? બે ચાર સ્ત્રીઓ અવિશ્વાસી થઇ એથી આખી સ્ત્રીજાતિને અવિશ્વાસી ગણી પરમ સુખ અને આનન્દથી વંચિત રહેવું એ શું યોગમાયા ! ઉચિત છે ? માતા મૃત્યુ પથારીએ હોવા છતાં પુત્ર સ્નેહ શું

વિચારી શકે છે ? "

" પરંતુ સર્વ દેશના શાસ્ત્રો કહે છે કે રમણીને હૃદયમાં રાખવા છતાં તે નિમકહરામ નિવડે છે. "

" એ તો ભૂલ—મહાન ભૂલ છે. "

" કોની ભૂલ ? શાસ્ત્રકારોની ? "

" ના, આપણી. "

" કેવી રીતે ? "

" તે સમજવાની આપણામાં શક્તિ નથી ! "

" શું સમજવાની ? "

" શાસ્ત્રકારોના કથનનો ઉદ્દેશ સમજવાની ! "

" ત્યારે તે સમજાવીશ ? "

" મનુષ્યના હૃદયમાં જ્યારે શુધ્ધ પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાની ઇપ્સિત વસ્તુપર તે સંપૂર્ણ વિશ્વાસ મૂકે છે અને એથી ક્વચિત વિપદમાં આવી પડે છે. પરંતુ આ વિપદમાંથી મનુષ્યને દૂર રાખવાની ખાતર રમણી માટેના મિથ્યા અપવાદ અને અવિશ્વાસની વાતો શાસ્ત્રકારોએ કહી છે. "

" ગમે તેમ હોય પણ રામચન્દ્ર ! આપણા લગ્ન શી રીતે થઇ શકે ? તું બ્રાહ્મણ છે અને હું ક્ષત્રિય છું. "

" જો તું મ્હારા ઉપર કૃપા કરતી હોય—મ્હારી સાથે લગ્ન કરવાને વચન આપતી હોય, તો તું ક્ષત્રિય હોવા છતાં પણ હું લગ્ન કરવાને તૈયાર છું ! "

" છટ્ છટ્ રામચન્દ્ર ! ત્હારા આ શબ્દો સાંભળીને મ્હને અતિ દિલગિરી થાય છે ! એક ક્ષુદ્ર રમણીની તરફ આકર્ષાઇ જે મનુષ્ય

પોતાના જાતિય ધર્મને તિલાંજલી આપવા તત્પર થાય એ મનુષ્યનો પ્રેમ અવિચારી અને અસ્થાયી ગણાય એ હું ત્હને સ્પષ્ટ કહું છું."

"યોગમાયા ! હું તે સારી રીતે સમજું છું પરંતુ મ્હારે ધર્મમાં હવે શું રહ્યું છે ? હું બ્રાહ્મણનો પુત્ર હોવાથી કાયમ મ્હારૂં આહ્નિક કર્મ કરતો હતો–ત્રણે સન્ધ્યા અને પૂજા કરતો હતો–ધર્મશાસ્ત્રનું અધ્યયન પણ કરતો હતો; પરંતુ ત્હને જોઇને તો અ-વધી ! મ્હારૂં આ સર્વ ગયું છે–દેવનું ધ્યાન ધરવાનું પડયું રહ્યું છે ! હવે તો છે ફક્ત ત્હારા સૌન્દર્યનુંજ ધ્યાન ! અને છે બ્રાહ્મ-ણના ચિહ્ન સ્વરૂપ એક આ કપાળમાં ટીલું ! ધર્મ તો હવે નામ-નોજ છે–ધ્યેય તો તું છે ! ત્હારી ખાતર આ એક ટીલાને હડસેલો મારવો એમાં શી મુશ્કેલી છે ?"

"રામચન્દ્ર ! રામચન્દ્ર ! આનું નામ શું શુદ્ધ પ્રેમ ? આટલે સુધી આત્મવિસ્મૃતિ ? તું પુરૂષ છે–પ્રકૃતિ ઉપર વિજય મેળવવો એ શું ત્હારો ધર્મ નથી ? તું તો ઉલટું પ્રકૃતિને વશીભૂત થઇ આત્મજ્ઞાન હારી જઇ હૃદય ઉપરના ત્હારા કાબૂને લાત મારે છે ! આમ કરવાથી તું ત્હારા હૃદયમાં મ્હારે માટે જે અતોનાત પ્રેમ હોવાની બડાઇ હાંકે છે તે પ્રેમનું મહાત્મ તું મ્હને શી રીતે બતાવી શકવાનો હતો ? શી રીતે ત્હારા પ્રેમનું કિરણ મ્હારા હૃદયમાં પ્ર-વેશી મ્હને આનન્દિત કરી શકવાનું હતું ? તું પુરૂષ છે–પુરૂષ અને એક મહાન વૃક્ષ લગભગ સરખા છે. તે કાયમ દ્રઢ અને સ્વ-તંત્ર રહી શકે છે. અન્ય કોઇની સહાય લેવાની ત્હેને આવશ્યકતા પડતી નથી. પરંતુ હું તો નારી છું–નારી એક લતા સમાન છે. પુરૂષ–વૃક્ષ દ્રઢ અને અચલ હોય તોજ નારી–લતા ત્હેના આશ્રય

નીચે રહી શકે છે. જો તે જ નબળું હોય અને નારી—લતાને આશ્રય આપવાને બદલે તે જ ત્હેના આશ્રય નીચે જાય તો સંસારનો ભાર કોણ વહન કરે ? પુરૂષને થોડું સ્નેહમય, થોડું કઠોર, થોડું આનન્દિત, થોડું ઉદાસીન, થોડું મુગ્ધ અને થોડું આસક્તિ રહિત થવાની ખાસ આવશ્યકતા છે. આત્મવિસ્મૃત થવું એ પુરૂષને માટે કોઇ પણ રીતે શ્રેયરૂપ નથી. વૃક્ષ જેમ સહસ્ર પક્ષીનું વાસસ્થાન, હજારો મુસાફરોનું આશ્રયસ્થાન, ગમે તેવા વાવાઝોડાની સામે દૃઢ રહીને ત્હેની ટક્કર ઝિલનાર અને ગમે તેવા ગ્રીષ્મ ઋતુના તાપને સહન કરનાર છે તેમ પુરૂષને પણ આત્મિકજનના, સ્વદેશના, સ્વજાતિના અને છેવટ સ્વધર્મના રક્ષક થવું જોઇએ ! હૃદય ભૂલી મુગ્ધ થવાનું નથી. ''

" યોગમાયા ! આ સર્વ શબ્દોમાંજ આવી રહે છે. ત્હેનું પાલન કરવું એ તો મહાન કઠીન છે. અરે ! ગમે તેમ હોય ! મ્હેં મ્હારી ઇચ્છા ત્હને જણાવી છે. હજી પણ હું મુક્ત કંઠે કહું છું કે જો હું મ્હારી જાતિનો ત્યાગ કરૂં તો તું મ્હારી સાથે લગ્ન કરીશ કે નહિ ?"

" આપણે લગ્ન કરીને પણ ક્યાં રહી શકશું ? શી રીતે નિર્વાહ ચલાવી શકશું ? " યોગમાયાએ કંટાળીને કહ્યું.

" એક અતુલ સંપત્તિ મ્હને મળી શકે એમ છે. તે મળશે તો ઇન્દ્રના જેટલુંજ ઐશ્વર્ય પ્રાપ્ત થઇ શકશે. "

" ત્યારે હવે તું ક્યાંઇ જઇશ નહિ. આ સંપત્તિ હસ્તગત કરવાનેજ પ્રયત્ન કર. "

" તેમ થાય તો તું મ્હારી સાથે લગ્ન કરીશ ? બોલ, યોગ-

માયા ! બોલ ! આનો ઉત્તર મ્હને જલદી આપ ! ઢીલ ન કર ! "

"પરંતુ તું મ્હારી સાથે આહાર કરીશ ?"

"ત્હારી સાથે તો શું પણ તું કહે તેની સાથે આહાર કરવાને હું તત્પર છું." રામચન્દ્રે આવેશથી કહ્યું.

"મ્હારા આત્મિય સ્નેહિઓની સાથે તો ત્હારે આહાર કરવોજ પડશે !"

"પુનઃ પુનઃ આ વાત ન કર ! ત્હારી ખાતર હું ધગધગતા અગ્નિનું સેવન કરવાને પણ તૈયાર છું."

"ભલે ત્યારે ! પ્રથમ તું એ સંપત્તિ હસ્તગત કર ! પછી આપણે આ બાબત વિશેષ વાતચિત કરશું."

"ત્યારે હવે હું પરદેશ નહિ જાઉં. પરંતુ યોગમાયા ! મ્હારૂં જીવન મ્હેં ત્હારા હસ્તમાં સમર્પિત કર્યું છે. જોજે ! કદી પણ ભૂલીશ નહિ."

યોગમાયાએ હસતા હસતા કહ્યું: "જરૂર પડતાં આ હું કોઇ ખરીદનારને વેચીશ અથવા તો હૃદયની જરૂરિયાતવાળાને સોંપી દઇશ ! હવે હું જાઉં છું."

આટલું બોલી યોગમાયા દ્રુતગતિથી ગૃહ બ્હાર ચાલી ગઇ. રસ્તા ઉપર એક ગાડી ત્હેની રાહ જોઇને ઉભી હતી. રામચન્દ્ર પણ ત્હેની પાછળજ ગૃહની બ્હાર આવ્યો, પરંતુ તે દરમ્યાન તો યોગમાયા ગાડીમાં બેસી ગઇ. ગાડી ખરખર શબ્દ કરતી ચાલી ગઇ. રામચન્દ્ર દ્વારમાંજ તે તરફ દ્રષ્ટિ રાખીને ઉભો રહ્યો.



# પ્રકરણ ૧૧ મું.

## પૈસો કે પ્રેમ ?

યોગમાયા ચાલી ગઇ ! રામચન્દ્ર તો ત્હેના દ્વારમાંજ ઉભો રહ્યો. રામચન્દ્રને લાગ્યું કે યોગમાયા કોઇ મોહિની મંત્રના બળથી પોતાની સમસ્ત શક્તિનું અપહરણ કરી ચાલી ગઇ ! ત્હેનામાં અત્યારે કાંઇ પણ વિચારવાની શક્તિ નહોતી–કાંઇ પણ સ્થિર કરવાનું સામર્થ નહોતું. ત્હેની શક્તિ ચાલી ગઇ હતી.

કેટલોય વખત સુધી સ્થિર ચિત્તે રામચન્દ્ર દ્વારમાંજ ઉભો રહ્યો, છેવટ ત્હેને ભાન આવતાં તે ગૃહમાં ગયો. આજ સમયે એક મનુષ્ય ત્હેના દ્વાર પાસે આવી ઉભો રહ્યો. રામચન્દ્રે તુરતજ ત્હેને ઓળખ્યો. તે કૃષ્ણરાવ વકિલનો દરવાન હતો.

દરવાને સ્હેજ હસતા હસતા કહ્યું: " કૃષ્ણરાવ વકિલ આપને બોલાવે છે. હમણાંજ આવવાનું કહ્યું છે. "

રામચન્દ્રના કર્ણમાં અત્યારે કોઇ યોગમાયાના શબ્દો ત્હેને કહેતું હોય એમ જણાયું–" પ્રથમ સંપત્તિ હસ્તગત કર ! પછી સર્વ જોયું જાશે ! "

" હું હમણાજ આવું છું. ત્હમે જાવ ! " રામચન્દ્રે જવાબ આપ્યો.

" ઘણુંજ જરૂરી કામ છે. ઢીલ કરશો નહિ ! જલદી આવજો ! " એટલું કહી દરવાન ચાલ્યો ગયો. રામચન્દ્ર પણ તુરતજ કપડા પ્હેરી ગૃહના દ્વારને બંધ કરી, સાંકળ મારી વકિલના ગૃહે જવાને નિકળ્યો.

કૃષ્ણરાવ વકિલ તે વખતે પોતાના સુસજ્જિત દિવાનખાનામાં બેસી કેટલાક કાગળ–પત્રો વાંચતો હતો. રામચન્દ્ર ત્હેની સમક્ષ જઇને ઉભો રહ્યો. રામચન્દ્રને જોતાંજ વકિલે તે કાગળ પત્રો તુરતજ લઇ લીધાં.

રામચન્દ્રને પોતાની નજીક બેસવાનું વકિલે કહ્યું. રામચન્દ્રના બેઠા પછી વકિલ બોલ્યો: " રામચન્દ્ર ! હું આટલી અગાધ સંપત્તિ અને મ્હારી વ્હાલી પુત્રીને લઇને ત્હમારી પાછળ પાછળ ભટકું છું–ત્હમારા માટે હું મ્હારા અમુલ્ય વખતનો ભોગ આપું છું છતાં ત્હમને જેમ મ્હારો ભય લાગતો હોય તેમ મ્હરાથી દૂરના દૂરજ શા માટે રહો છો ? ત્હમારી શું લગ્ન કરવાની ઇચ્છા નથી ? આ સંપત્તિનો શું ત્હમને મોહ નથી ?"

રામચન્દ્રને ખાત્રી થઇ ગઇ હતી કે કૃષ્ણરાવ વકિલની કન્યા સાથે લગ્ન નહિ કરૂં તો આ અગાધ સંપત્તિ કદી પણ હાથમાં આવશે નહિ. વળી આ સંપત્તિ જો મળશે નહિ તો યોગમાયા પણ ક્યાંથી મળી શકશે ? અને યોગમાયા ન મળે તો પોતે પોતાનું જીવન પણ શી રીતે ટકાવી શકશે ? ત્હેને આ જગતમાં યોગમાયા સિવાય કોઇના ઉપર પ્રેમ નહોતો ! આટલો વખત તો યોગમાયાએ કદી પણ રામચન્દ્રને પોતાના પ્રેમ વિષે એક શબ્દ કહ્યો નહોતો પરંતુ તેજ સૌન્દર્યની અધિષ્ઠાત્રી દેવીએ આજે શુભ પળે સ્વમુખે રામચન્દ્રને કહ્યું હતું કે ' હું ત્હને ચાહું છું. ' સંપત્તિ મેળવવાથી લગ્ન પણ કરીશ એવી આશા ત્હેણે દીધી હતી. રામચન્દ્રની ફક્ત આથીજ સંપત્તિની આશા કોઇ પણ રીતે છોડાય તેમ નહોતી. જો કે રામચન્દ્ર પ્રથમથીજ વિષયાસક્ત હતો છતાં તે

ત્યાભિમાની હતો ! પરંતુ રામચન્દ્રનું આ અભિમાન યોગમાયાના અદ્દીમ સૌન્દર્યના આઘાતથી ભાંગીને ચૂરેચૂરા થઇ ગયું હતું.

રામચન્દ્રે જવાબ આપ્યો: " આપ મ્હારા ઉપર જે અનુગ્રહ કરવાના છો તેથી હું આપનો જીંદગીપર્યંત આભાર ભૂલીશ નહિ. ઐશ્વર્ય અને કન્યા એકત્રે આપવા આપ તૈયાર થયા છો તે શું ઓછું કહેવાય ? "

" હું ત્હમને સંપત્તિ અને પુત્રી આપવા તૈયાર છું પરંતુ ત્હમે તે ગ્રહણ કરવાને ક્યાં તૈયાર છો ? આજ કાલ કરતાં લગભગ ચાર માસ વ્યતિત થઇ ગયાં છતાં પણ ત્હમે કાંઇ કર્યું નહિ. અત્યાર સૂધીમાં જો ત્હમે લગ્ન કર્યાં હત તો સ્વર્ગ સુખના આનન્દનો ઉપભોગ પણ કરી શક્યા હત ! "

" અમુક કારણથી તેમ બની શક્યું નથી તો તે માટે માફી ચાહું છું. ભલે ! હું લગ્ન કરવા તૈયાર છું પણ આ તો ભાદ્રમાસ ચાલે છે. આ મહિનામાં શી રીતે લગ્ન થશે ? "

" ભાદ્રમાસ છે તેથી શું ? ફક્ત માસ તરફજ લક્ષ આપવાથી હિન્દુત્વ રહેતું નથી ! વળી અત્યારે હિન્દુત્વ રહ્યું છે પણ ક્યાં ? મુસલમાનોની નોકરી કરતી વખતે, મુસલમાનોની કૃપા મેળવતી વખતે અને મુસલમાનોને હાજી હા ભણતી વખતે હિન્દુત્વનો ખ્યાલ ક્યાં ચાલ્યો જાય છે ? આવી નકામી બાબતો હોય ત્યારેજ હિન્દુત્વ સાંભરે છે. જ્યારે હિન્દુ રાજા હતા ત્યારે હિન્દુત્વ હતું. ત્હમને રામચન્દ્ર ! હજી ખબર નથી ! ધર્મ એટલે શું ? રાજાના ફરમાન એજ ધર્મ ! જ્યારે જે ધર્માવલમ્બી રાજા હોય તેજ ધર્મનો પ્રચાર થાય છે. તેમ થવાની પણ જરૂર છે. આ સર્વથી

ત્હમે અજ્ઞાત છો એટલે આવી શંકાઓ કાઢો છો. આને વિશેષ મહત્ત્વતા આપવાની કાંઇ આવશ્યકતા નથી. વિશેષતઃ ભાદ્રમાસમાં બ્રાહ્મણોના લગ્ન પણ ઘણા થાય છે. ''

કૃષ્ણરાવ વકિલનું ધર્મજ્ઞાન, ધર્મની વ્યાખ્યા અને મહત્ત્વતા જાણીને રામચન્દ્રે શું વિચાર્યું તે તો કાંઇ કહી શકાતું નથી પરંતુ એટલું તો ખરૂં જ કે અત્યારે રામચન્દ્રની ધર્મ-પ્રવૃત્તિ કૃષ્ણરાવ વકિલ કરતાં પ્રમાણમાં વિશેષ નહોતી. યોગમાયાનો મેળાપ ન થયો હત અને રામચન્દ્રે આવા શબ્દો સાંભળ્યા હત તો તે જરૂર તિરસ્કારીજ કાઢત ! પરંતુ યોગમાયાના દર્શનથી ત્હેના વિચારોનું પરિવર્ત્તન થઇ ગયું હતું.

વકિલે વળી પુનઃ કહ્યુંઃ '' જો ત્હમારે સંપત્તિ મેળવવાની ઇચ્છાજ હોય તો આવી શંકાઓ કરશો તે ચાલશે નહિ. આવતી કાલેજ લગ્ન કરવા પડશે કારણ કે પરમ દિવસે અદાલતની મુદત છે.''

રામચન્દ્રે છેવટ લગ્ન કરવા કબુલ કર્યું. લગ્ન ખર્ચ માટે તે કાંઇ પણ બોલ્યો નહિ કારણ કે ત્હેને ખાત્રી હતી કે વકિલ સર્વ લગ્ન ખર્ચ ઉપાડી લેશે. થોડો વખત રામચન્દ્રે વકિલ પાસે બેસી જવાની રજા લીધી.

રામચન્દ્ર કૃષ્ણરાવ વકિલના ગૃહ બ્હાર નિકળ્યો. ત્હેના મનમાં અત્યારે હજારો વિચાર આવતા હતા. તે રસ્તામાં વિચાર કરતો કરતો ચાલ્યો જતો હતો. તે મનમાં બડબડવા લાગ્યોઃ '' સંપત્તિ મેળવવાની આશાથી લગ્ન કરવામાં સંમતિ આપી તો ખરી ! યોગમાયા આ વાત બિલકુલ જાણતી નથી. તે જ્યારે આ લગ્નની વાત સાંભળશે ત્યારે ત્હેને મ્હારે વિષે ઘણો જ હલકો અભિપ્રાય

બંધાઇ જશે. તે તુરતજ મ્હને તિરસ્કારશે ! આમ થશે તો મ્હારી કેવી દયાજનક સ્થિતિ થશે ? મ્હારૂં હૃદય તો યોગમાયા સિવાય કોઇને ચાહતું નથી-શત ઇન્દ્રના સામ્રાજ્યથી પણ મ્હને સુખ મળી શકે એમ નથી. મ્હારી સર્વ આશાઓ નષ્ટ થતી જાય છે. હવે તો છે ફક્ત એક યોગમાયાના પ્રત્યેનો મ્હારો પ્રેમ ! હવે શું કરવું ? યોગમાયાને આ બાબતથી અજ્ઞાત રાખવી કે કેમ ? ના, ના, યોગમાયાને છેતરવી તો નહિ. વળી તે ગમે ત્યારે પણ આ વાત તો જાણી શકશે માટે ત્હેની પાંસે જઇને સર્વ ખુલાસો કરવો એજ ઉત્તમ રસ્તો છે. બસ ! ત્હેને સર્વ કહેવું ! પણ કાલે તો લગ્ન છે ? વખત ઘણોજ થોડો છે માટે અત્યારેજ યોગમાયાને મળું !"

રામચન્દ્ર ગૃહ તરફ ન જતાં યોગાશ્રમ તરફ ચાલ્યો. રામચન્દ્રના હૃદયની અત્યારે એવી સ્થિતિ હતી કે તે ફકત કલ્પનાથીજ સમજી શકાય !

રામચન્દ્ર ગામ બ્હાર નિકળ્યો. રસ્તામાં ત્હેને ભાગ્યેજ કોઇ મનુષ્ય મળતું હતું કારણ કે રાત્રિનો સમય હતો. રામચન્દ્રમાં રાત્રે બ્હાર નિકળવાનું સાહસ કે હિમત નહોતા છતાં અત્યારે યોગમાયાના પ્રેમની ખાતર તે નિર્જન સ્થળે ચાલતા અચકાતો નહોતો. ત્હેને કોઇ પણ જાતનો ભય અત્યારે જણાતો નહોતો. પોતાના ધ્યાનમાં જ તે દ્રુતગતિથી રસ્તો કાપતો હતો. સામેથી કોણ આવે છે અથવા તો પાંસેથી કોણ ગયું ત્હેનું ત્હેને બિલકુલ ભાન નહોતું.

રામચન્દ્ર થોડે દૂર ગયો એટલે ત્હેની ગતિ મન્દ થઈ ગઇ. શા કારણથી તેમ થવા પામ્યું તે તે પોતે પણ સમજી શકયો નહિ.

તે એકદમ હતાશ થઇ ગયો. ત્હેની વળી પ્રબળ ઇચ્છા થઇ કે અહીંજ બેસી જાઉં અને યોગમાયાના સૌન્દર્યથી ભરપૂર ચ્હેરાનું થોડા વખત ધ્યાન ધરી લઉં ! તે બડબડવા લાગ્યો: " આકાશમાં રહીને ચન્દ્ર હસે છે અને અનેક તારાઓ સંતાતા સંતાતા ઝબકે છે—આ પ્રેમનીજ તપાસમાં ફરતા હોય એમ જણાય છે. ત્હેમને ખબર નથી કે પ્રેમતો યોગમાયામાંજ આવીને રહ્યો છે. અન્ય કોઇ પણ સ્થળે નથી. "

આ પ્રમાણે રામચન્દ્ર લગભગ ગાંડા મનુષ્યની માફક ગમે તેમ વિચારવા અને બડબડવા લાગ્યો. કેવા વખતે કેવા નિર્જન સ્થળે પોતે અત્યારે છે ત્હેનું પણ ભાન ત્હેને રહ્યું નહોતું. થોડો વખત તે ત્યાં રસ્તા ઉપરજ ઉભો રહ્યો. વળી ત્હેને કાંઇક ભાન આવ્યું હોય તેથી કે પોતાના કાર્યનું સ્મરણ થયું હોય તેથી ગમે તે કારણથી તે પુન: યોગાશ્રમ તરફ ચાલ્યો. આ વખતે રસ્તામાં રામચન્દ્ર ક્યાંઇ ઉભો ન રહ્યો. સીધો યોગાશ્રમ ગયો. થોડા વખતમાં તે યોગાશ્રમના દરવાજા પાંસે પહોંચી ગયો.

## પ્રકરણ ૧૨ મું.

## પ્રકૃતિનો ગુલામ.

યોગાશ્રમના પૂર્વના ભાગમાં બે રમણીઓ શ્વેત વસ્ત્ર પરિધાન કરી એક વૃક્ષની નીચે પાંસે પાંસે ઉભી હતી.

રામચન્દ્ર જેમ જેમ યોગાશ્રમમાં આગળ ચાલતો ગયો તેમ તેમ આ રમણીની સૌન્દર્યતા ત્હેને વિશેષ મોહક લાગવા માંડી. આ બન્ને રમણીઓએ એક બીજાના કંઠમાં પોતાના હસ્ત નાખ્યા

હતા. આ દ્રશ્યજ રામચન્દ્રને મુગ્ધ કરી નાખે એવું હતું. જાણે કોઇ દેવાંગનાઓ ઉદ્યાનમાં ભ્રમણ કરતી હોય એમ રામચન્દ્રને લાગ્યું. અત્યારે સ્વર્ગને આ ઉદ્યાનમાં લાવવામાં આવ્યું હોય એમજ રામચન્દ્ર તો ધારવા લાગ્યો.

આ બન્ને રમણીમાં એક યોગમાયા હતી અને બીજી દયામયી હતી. દયામયી સચ્ચિદાનન્દ મહાત્માની પ્રતિપાલિતા કન્યા હતી અને યોગમાયાની સખી છે.

રામચન્દ્ર સ્હેજ નજીક ગયો એટલે દયામયીએ કહ્યું: "આ જો ! યોગમાયા ! કોઇ પુરૂષ લાગે છે નહિ ?"

ગુલાબ જેવા કોમળ અધરોષ્ટને હલાવતી યોગમાયા બોલી: "હા પુરૂષ નામધારી તો છે! ત્હેનું નામ રામચન્દ્ર છે. મ્હારા રૂપમાં મુગ્ધ થઇ તે મ્હારી પાછળ પાછળ ભટકે છે ! તે નજીક આવ્યો છે. હમણા ચુપ રહેજે ! પાછળથી ત્હેના સમ્બન્ધી અનેક વાતો સંભળાવીશ."

રામચન્દ્ર સન્મુખ આવીને ઉભો રહ્યો. ત્હેના હૃદયવીણાના તાર ઝણઝણી રહ્યા હતા.

યોગમાયાએ રામચન્દ્રને પૂછ્યું: "અત્યારે અહીં કયાંથી ? રાત્રિ ઘણી વિતી ગઇ છે—સર્વ નરનારી શાન્ત નિદ્રાનું સેવન કરે છે અને તું આમ બ્હાર કેમ રખડે છે ?"

"ત્હારી સાથે આ કોણ છે ?" રામચન્દ્રે દયામયી તરફ આંગળી કરીને કહ્યું.

"તે મ્હારી સખી છે. ત્હેનાથી મ્હારી કાંઇ પણ વાત ગુપ્ત નથી. ત્હારે જે કહેવું હોય તે કહે !"

" હું ત્હને એક વાત કહેવી ભૂલી ગયો હતો. જે સંપત્તિ મળવાની મ્હેં ત્હને વાત કરી હતી તે સંપત્તિ મેળવવા જતાં મ્હારે એક રમણી સાથે લગ્ન કરવાની ખાસ જરૂર પડે છે."

" ત્હારૂં કહેવું સમજી ગઇ ! તું કવચિત એમ ધારતો હઇશ કે યોગમાયા લગ્ન કરવાથી અસંતુષ્ટ થશે ! કેમ આજ ભય છે ને ?"

" હા."

" આ ભય ત્હારે રાખવો નહિ. તું ત્યારે ખુશીથી લગ્ન કરી એ અગાધ સંપત્તિને હસ્તગત કર ! અત્યારે હવે અહીં તું ઉભો ન રહે ! આટલી મોડી રાત્રે–અહીં અમારી પાસે રહેવાથી કોઇ જુએ તો તે અયોગ્ય ગણાય માટે ચાલ્યો જા ! વળી પુનઃ આપણે મળશું."

રામચન્દ્ર એમ ધારતો હતો કે લગ્નની વાત સાંભળીને યોગમાયા અત્યંત ગુસ્સે થશે પરંતુ યોગમાયાએ તો લગ્નમાં પોતાની ખુશી જણાવી એટલે રામચન્દ્રના હર્ષનો પાર રહ્યો નહિ. રામચન્દ્ર એક પણ શબ્દ બોલ્યો નહિ. ત્હેને વિશેષ કાંઇ કાર્ય પણ નહોતું. પોતાનો સ્વાર્થ સધાયો ગયો હતો. તે ચાલ્યો ગયો.

રામચન્દ્રના દૂર ગયા પછી દયામયીએ યોગમાયાને કહ્યું: " ત્હારી મતલબ શું છે યોગમાયા ? કોઇની સાથે લગ્ન કરી ત્હારે શું ગૃહ સંસાર ચલાવવા વિચાર નથી ?"

" પણ યોગ્ય વર કયાં છે ?" યોગમાયાએ હસતા હસતા કહ્યું.

" કેમ કયાં છે ? અત્યારે જે પુરૂષ આવ્યો હતો તેજ!"

" કયો પુરૂષ ? જે પ્રકૃતિનો ગુલામ છે–જે પ્રકૃતિ માટે પાગલ થઇ ગયો છે તે પુરૂષ ? પુરૂષને પ્રકૃતિ આધીન છે. રૂપ, રસ, શબ્દ,

સ્પર્ષ, સુખ, દુઃખ વિગેરે સર્વ પ્રકૃતિ છે. આ સર્વને જે આધીન રાખી શકે છે તેજ પુરૂષ! રમણી પ્રકૃતિ નબળા પુરૂષને ત્હેનું પુરૂષત્વ ભૂલાવી પોતાને આધીન કરે છે. આધીન થનારને પુરૂષ કહી શકાય નહિ. જે પ્રકૃતિનેજ આધીન હોય ત્હેના તરફ પ્રકૃતિને માન દ્રષ્ટિ પણ ક્યાંથી ઉદ્ભવે?"

"ત્હારી આ મ્હોટી વાતો જવા દે! એટલો તો વિચાર કર કે તે બિચારો ત્હારો પ્રેમ મેળવવા કેટલાં ફાંફા મારે છે!"

"એટલાજ માટે મ્હારે આ બધું કરવું પડે છે!"

"ત્હેનું કારણ? એક મનુષ્યને આશા આપી નિરાશ કરવો–પાગલ કરવો એ શું શુદ્ધ રમણી રત્નને ઉચિત છે?"

"પ્રકૃતિના રસ–તત્ત્વનો ઉપભોગ કરવાની જગતમાં દરેકને વાસના હોય છે, પરંતુ ત્હેની તૃપ્તિ તો ત્યારેજ થઇ શકે છે કે જ્યારે પૂર્વ જન્મના સમ્બન્ધીઓને એક બીજાનો સમાગમ થાય છે! તું ગુલાબના છોડને દિવસમાં બે વખત પાણી પાય છે. બોલ જોઇએ શા માટે તું ત્હેને પાણી પાય છે?

"પાણી ન પાઉં તો તે મરી જાય!"

"ત્યારે ત્હેને રસ ગ્રહણ કરવાની આવશ્યકતા છે એ તો ખરૂં ને?"

"હા."

"વારૂ, તે ગુલાબના છોડને કુંડા સહિત એક પાણીના પીપમાં બોળી રાખીયે તો તે બચશે? નહિજ બચે! કેમ બચશે નહિ તે સમજાય છે? ત્હેને પાણીની તો ખાસ આવશ્યકતા છે પરંતુ તે પ્રમાણે પાણી ગ્રહણ કરવાથી ત્હેની તૃપ્તિ થતી નથી. માટીના દ્વારા પાણી ગ્રહણ કરવાથીજ ત્હેની તૃપ્તિ થાય છે. આ પ્રમાણે એક એક

મનુષ્ય એક એક મનુષ્યના દ્વારાજ રસ–તત્ત્વનો સ્વાદ ગ્રહણ કરી શકે છે અને ત્યારેજ ત્હેને તૃપ્તિ થાય છે. જ્યાં સૂધી તે મનુષ્ય ત્હેને મળી શકતું નથી ત્યાં સૂધી ત્હેની આશા પૂર્ણ થતી નથી, અને એટલાજ માટે મનુષ્યને અનેક જન્મો સૂધી ભટકવું પડે છે. આને રૂપની આકાંક્ષા કહે કે હૃદયની વ્યાકુળ પિપાસા કહે પરંતુ તે મનુષ્યની ઇચ્છા તૃપ્તિ માટે છે."

"ત્યારે ત્હારે અને રામચન્દ્રને પૂર્વ જન્મમાં શો સમ્બન્ધ હતો?"

"તે જાણતી નથી–કોણ કોનું કોણ છે?"

"ત્હેં રામચન્દ્રના હૃદયમાં પ્રેમ–જલની ધારા શા માટે વર્ષાવી છે?"

"એનું ત્હારે શું કામ છે?"

"આ પૂછતા તું કેમ ગુસ્સે થાય છે? બ્હેન! શું તું ભૂલી ગઇ કે સર્પ, અગ્નિ અને પ્રેમ એ ત્રણમાંથી એકની પણ સાથે રમત રમવાનું વધારે વખત ટકી શકતું નથી? રમત રમવા જતાં કોઇ સમયે–કોઇ અશુભ પળે એ કેવું અનિષ્ટકર થઇ પડશે તે કહી શકાતું નથી. સર્પનો દંશ, અગ્નિનું દહન અને પ્રેમની જ્વાળા સરખાંજ છે. યોગમાયા! હું ત્હને ખાસ કહું છું કે આ ત્રણની સાથે રમત રમીશ નહિ. કયારે એ હૃદયને દુઃખરૂપ નિવડશે તે કહી શકાતું નથી."

"મ્હારી સખીને પ્રેમનો આટલો ભય કેમ? કે પછી પતિના વિરહથી માનસિક શક્તિઓ ઉશ્કેરાઇ ગઇ છે?" યોગમાયાએ હસતાં હસતાં કહ્યું.

દયામયીએ આનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ પરંતુ તે યોગમાયાના ચ્હેરા સામું જોઇ રહી.

આ સમયે પવન સ્હેજ ફુંકાવા લાગ્યો અને અનેક પુષ્પોના પરિમલને ઘસડી લાવી બન્ને રમણીને મુગ્ધ કરવાને પ્રયાસ કરવા લાગ્યો.

થોડો વખત બન્ને ત્યાંજ બેસી રહ્યા. આ વખત દરમ્યાન બન્નેમાંથી કોઇએ શાન્તિનો ભંગ કર્યો નહિ—બન્ને મૌનજ રહ્યા. છેવટ થોડો વખત ત્યાં બેસીને પોતપોતાની કોટડીમાં બન્ને ચાલ્યાં ગયાં.

યોગમાયા પોતાની કોટડીમાં જઇને એક મૃગચર્મ ઉપર બેઠી. ત્હેણે દયામયીના વચનો તે વખતે તો હસી કાઢયા હતા છતાં તે વચનોએ ત્હેના હૃદય ઉપર ઉંડી અસર કરી હતી. તે વિચારવા લાગી: "દયામયીએ કહ્યું કે સર્પ, અગ્નિ અને પ્રેમની સાથે રમત રમવી નહિ. તેમ કરવાથી જીંદગી કયારે ભયમાં આવી જશે તે કોઇ કહી શકતું નથી. આ શું સત્ય હશે? દયામયીએ આ અનુભવસિધ્ધ કહ્યું હશે? મ્હને તો હજી પ્રેમનો પૂરો અનુભવ મળ્યો નથી! પરંતુ જેટલા પૂરતો મ્હને અનુભવ મળ્યો છે તે ઉપરથી તો મ્હને આ સત્ય હોય તેમ જણાતું નથી. હું કેટલાય વખત થયાં રામચન્દ્રને ચાહું છું એમ ધારીને ત્હેની સાથે છૂટથી વર્તું છું છતાં મ્હારૂં શું અનિષ્ટ થયું? કાંઇજ નહિ!"

સહસા યોગમાયાએ જોયું કે આ સમયે કોઇ વ્યકિત ત્હેના હૃદયને તિક્ષ્ણ છૂરીથી ભેદવાને તૈયાર થઇ પોતાની તરફ આવે છે.

યોગમાયા આ દ્રષ્ય જોઇને કંપી ઉઠી. ત્હેનું સર્વાંગ કંપવા લાગ્યું. આવનાર વ્યકિતના નેત્રમાં ઝેરજ ભરેલું હોય—તે પૂર્વનું વૈર લેવાને તત્પર હોય એમજ યોગમાયાને જણાયું. તે સ્તબ્ધ થઇ ગઇ! ત્હેના અંગના અવયવો પણ થોડા વખતને માટે તો સ્થિર થઇ ગયા!

મન્મથે પોતાની શક્તિનો ઉપયોગ કરવા માંડયો. ગમે તેમ કરીને યોગમાયાને પોતાના હસ્તમાં લેવાનો યત્ન કરવા માંડયો.

આ તરફ યોગમાયા પોતાની સમસ્ત શકિત એકઠી કરી બન્ને હાથ ઉંચા કરી કામદેવને દૂર કરવાને પ્રયાસ કરવા લાગી ! મદન એ મનની સ્ફુર્ણા છે ! મનમાંથી ત્હેનો ઉદ્ભવ થાય છે. યોગમાયા મનથીજ ત્હેની સાથે વાતચિત કરવા લાગી. આવું લગભગ સર્વના જીવનમાં બને છે. મદન અને હૃદય ઘણી વખત મનુષ્ય શરીરના એક ખુણામાં રહીને વાતચિત કરે છે. મનુષ્ય આ સર્વ જાણે છે–ત્હેની ઇચ્છાથીજ સર્વ બનવા પામે છે છતાં તે ત્હેનો પ્રતિકાર કરી શકતો નથી. ત્હેને આધીન થવાની ત્હેને જરૂર પડે છે–બલ્કે ફરજ પડે છે !

---

## પ્રકરણ ૧૩ મું.

## પ્રભાવતીની ચિન્તા.

**બી**જે દિવસે કૃષ્ણરાવ વકિલની કન્યા પ્રભાવતીના લગ્ન હોવાથી ત્હેને ત્યાં અનેક વાજીંત્રો વાગી રહ્યા હતા. વકિલ ધનવાન હોવાથી તેમજ વળી પોતાની એકની એક પુત્રીના લગ્ન હોવાથી ત્હેણે આ સમયે ઘણીજ ધામધુમ કરી હતી. વકિલની ઇચ્છા પ્રથમથીજ લગ્ન સારી રીતે કરવાની હતી પણ વખતના અભાવને લીધે પોતાની ઇચ્છા તે બરોબર બર લાવી શકયો નહિ છતાં ત્હેણે પોતાથી બનતો પ્રયાસ કરી ગામના લોકોને મ્હોડે પોતાની વાહવાહ કહેવરાવી હતી.

આજે સન્ધ્યાકાળે કૃષ્ણરાવ વકિલે ગામના મૂખ્ય મૂખ્ય માણસોને જમવાનું આમંત્રણ કર્યું હતું. આ સિવાય રાજ્યના કેટલાક

અમલદારો અને વકિલોને ઘણુાજ આગ્રહથી નોતર્યા હતા. અત્યારે રસોઇનીજ તૈયારી થતી હતી કારણુ કે સન્ધ્યાને વિશેષ વિલમ્બ નહોતો. કેટલાય માણુસો રસોઇના કામમાં રાખવામાં આવ્યા હતા અને તેથી વકિલને ત્યાં અત્યારે કેટલોય કોળાહોળ થઇ રહ્યો હતો. એક તરફ વાજીંત્રોવાળા પોતાના વાજીંત્રથી માણુસોના મન હરણુ કરી રહ્યા હતા ત્યારે અન્ય બાજુએ ભિખારીઓ કંટાળો આપી રહ્યા હતા.

અત્યારે કૃષ્ણુરાવ વકિલની પુત્રી પ્રભાવતી ગૃહની એક બારીમાં બેઠી હતી. ત્હેની પાસે ત્હેની બાલ્યસખી સરસ્વતી પણુ બેઠી હતી. સરસ્વતિનો પિતા કૃષ્ણુરાવ વકિલના ગૃહની બાજુમાંજ રહેતો હતો અને તેથી આ બન્ને બાલ્યકાળમાં સાથે રમતી હતી. ધીમેધીમે તે બન્નેમાં ગાઢ મૈત્રી થઇ હતી. સરસ્વતિને ત્હેના પિતાએ ન્હાનપણુથી પરણાવી હતી. ત્હેને અત્યારે એક સંતાન પણુ હતું. હમણા તે પોતાના પિતાને ત્યાં આવી હતી. વકિલ તો હિન્દુધર્મ તરફ માનની દ્રષ્ટિથી જોતા ન હોવાથી તેમજ યોગ્ય વરના અભાવથી પ્રભાવતીને આટલી મ્હોટી થવા દીધી હતી. સમાજમાં પોતાની આ કાર્યથી નિંદા થશે એવો વિચાર કદી પણુ વકિલને આવ્યો નહોતો. વળી જો આ બાબત કોઇ ત્હેમને કાંઇ કહેતું તો ત્હેને આખો ને આખો ખાઇ જતા. બે ચાર મનુષ્યના સમ્બન્ધમાં આ પ્રમાણે બનેલ હોવાથી કોઇ પછી વકિલને પ્રભાવતીના લગ્ન માટે કહેતું નહિ. તેમની સ્ત્રી ગુજરી ગયેલ હોવાથી ગૃહમાંથી તો ત્હેમને કોઇ કાંઇ કરી શકે એમ નહોતું.

આ સમયે એક સર્વાંગ સુન્દર યુવક એ રસ્તેથી અતિ ધીમી અને મન્હર ગતિથી ચાલ્યો જતો હતો. ત્હેના નયનમાં એક જાતનું

માધુર્ય હતું. ત્હેના સુકુમાર અંગનો વર્ણ—ત્હેના મુખમંડળનો ભાવ અને ત્હેની ચાલવાની ઉત્તમ ઢબથી તે દરેક જોનારને મુગ્ધ કરી નાખતો હતો. યુવક ઘણો વખત સૂધી કૃષ્ણરાવ વકિલના ગૃહ તરફ એકી નજરે જોઇ રહ્યો. ત્હેના મુખ ઉપરના ફરતા જતા ભાવ ઉપરથી એમ સ્પષ્ટ જણાતું હતું કે વકિલના ગૃહ તરફ જોવાથી ત્હેનું હૃદય કંઇક દુ:ખિત થતું હતું. તે ત્યાં વિશેષ ઉભો ન રહેતાં આગળ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયો એટલે સહસા ત્હેની નજર પ્રભાવતી અને સરસ્વતી જે બારીમાં બેઠી હતી તે બારી ઉપર પડી. યુવક ખચંકાઇને ઉભો રહ્યો. આ બન્ને યુવતિઓને થોડો વખત તે અનિમેષનેત્રે નિહાળી રહ્યો. આ બન્ને યુવતિમાં પ્રભાવતી કોણ છે તે જાણવું અત્યારે મુશ્કેલ નહોતું. યુવકે તુરતજ પ્રભાવતીને ઓળખી ! તે થોડા વખત કાંઇક વિચારમાં પડી ગયો હોય એમ જણાયું પણ તુરત જ પુન: ત્હેણે ચાલવા માંડ્યું. તે થોડા વખતમાં તો કેટલેક દૂર ચાલ્યો ગયો.

આ બન્ને યુવતિઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય ત્યાં બેઠી હતી. પ્રસંગવસાદ્ થોડી ઘણી વાતચિત થતી હતી પરંતુ પુન: તેઓ ચૂપજ રહેતી હતી. બારીમાં બેઠા બેઠા તે ફક્ત બ્હારની ધામધુમનું અને માણસોના આવવા જવાની દોડધામનું અવલોકન કરતી હતી. વળી ક્વચિત વાજીંત્ર તરફ પણ લક્ષ આપતી હતી.

ક્રમે સન્ધ્યા થઇ. સૂર્યનારાયણ અદશ્ય થતાં હતાં. અત્યારે જમવાનો વખત હોવાથી લોકોના ટોળે ટોળાં કૃષ્ણરાવ વકિલના ગૃહે આવતાં હતાં. માણસોને આવકાર દેવાને કૃષ્ણરાવ વકિલ ગૃહના દ્વાર પાંસે એક પાટ નંખાવીને બેઠો હતો.

આ સમયે શાન્તિનો ભંગ કરતાં સરસ્વતીએ પ્રભાવતીને કહ્યુ: "ચાલ, આપણે નીચે જઇએ ! નીચે આપણી સર્વ રાહ જોતા હશે !"

"લગ્નક્રિયાને તો હજી ઘણી વાર છે ! અત્યારે નીચે જઇને શું કામ છે ?" પ્રભાવતીએ સ્હેજ વિરક્ત થતાં કહ્યું.

"પ્રભાવતી ! આમ ગુસ્સે કેમ થાય છે ? લગ્ન થનાર હોવાથી તો ત્હારે અત્યંત ખુશી થવું જોઇએ. ત્હારા સર્વ મનોરથ પૂર્ણ કરવાનો વખત હવે ત્હને પ્રાપ્ત થશે ! કે પછી વર જ ત્હને પસંદ આવતો નથી !"

"રહે, રહે, હવે ! મશ્કરી જવા દે ! ત્હેં શું વર પસંદ કરીને લગ્ન કર્યા હતાં ?" પ્રભાવતાએ મન્દ હાસ્ય કરીને કહ્યું.

"મ્હારા લગ્નમાં ને ત્હારા લગ્નમાં તો આસમાન–જમીનનો ફેર છે."

"કેમ ?"

"જ્યારે મ્હારા લગ્ન થયાં હતાં ત્યારે મ્હારી ઉમ્મર આઠ કે નવ વર્ષની હતી. તે સમયે મ્હને કાંઇ જ્ઞાન પણ નહોતું ! બોલ, તું જ કહે કે તે સમયે હું વર પસંદ શી રીતે કરી શકું ? ત્હારૂં વય તો વર પસંદ કરવાને શું પણ વર ઉત્પન્ન કરવાને યોગ્ય છે !"

"જા મર, હવે મર !"

"અરે એવા તે મ્હારા ક્યાંથી સુભાગ્ય હોય કે મ્હારા આ પુત્ર રત્નને પતિના ખોળામાં મૂકી સ્વર્ગવાસી થાઉ !" સરસ્વતીએ હસતાં હસતાં કહ્યું.

" તું ત્હારા પતિને અત્યંત ચાહે છે કેમ ? " પ્રભાવતીએ ગંભીરતાથી કહ્યું.

" મ્હારે ચાહવાનું શું છે ? તેઓજ મ્હને અત્યંત ચાહે છે. ત્હેમના પ્રેમમાં હું ડૂબી ગઇ છું. મ્હારૂં કહું એવું કાંઇ મ્હારી પાસે નથી. હું શી રીતે ત્હેમને ચાહું ?

" ત્હારો રમણી–જન્મ સાર્થક છે. સરસ્વતી ! બોલ જોઇયે ! પ્રેમ રાખવો એમાં સુખ છે કે પ્રેમ મેળવવો એમાં સુખ છે ? " પ્રભાવતીએ અતિ આનન્દથી પૂછ્યું ?

" મ્હેં તો ત્હને કહ્યું કે ચાહવું કેમ તેજ હું જાણુતી નથી ! "

" સમજી ગઇ સરસ્વતી ! સમજી ગઇ ! ત્હારા સ્વામીના અકથનિય પ્રેમે ત્હને ભૂલાવી આનન્દસાગરમાં ડૂબાવી દીધી છે. પરંતુ શું સર્વના ભાગ્યમાં આ પ્રમાણે હશે ? "

" જે સ્ત્રીને આ પ્રમાણે ન હોય તે હતભાગી છે ! ત્હેનું સ્ત્રી જીવન તદ્દન નિરર્થક છે, ત્હેને માટે તો મૃત્યુજ ઉત્તમ છે."

" ત્હારો ઉપદેશ જો ધ્યાનમાં લઇએ તો લગભગ નેવુ ટકા જેટલી સ્ત્રીઓને મરવું પડે ! આપણા હિન્દુ ગૃહસંસારથી તું ક્યાં અજ્ઞાત છે ? "

" અરે ! પણ સ્વામીના પ્રેમ સિવાય જીવીને પણ શું કામનું ! શું સુખ એથી મળવાનું હતું તે હું સમજી શકતી નથી."

" કેમ ? તેઓ પ્રેમ રાખીને આનન્દ માને ! "

" ધૂડ ! સ્વામીનો પ્રેમ ન હોય તો પછી પોતે ગમે તેટલો પ્રેમ રાખે તેથી શું સુખ મળવાનું હતું ? "

" ત્યારે શું સ્ત્રીને પતિપ્રેમ વિના મરવું એજ ઉતમ છે? "

આ સમયે એક દાસીએ આવીને કહ્યું: " સરસ્વતી બ્હેનનો પુત્ર રડતો હોવાથી ત્હેમની માતા ત્હેમને બોલાવે છે."

સરસ્વતી તુરતજ ચાલી ગઇ ! દાસી પણ સાથે સાથેજ નીચે ગઇ. પ્રભાવતી એકલીજ ત્યાં બેસી રહી.

પ્રભાવતી એકલી બેઠી બેઠી વિચારવા લાગી. " સ્વામી કદી પ્રેમ ન રાખે તો રમણીએ મૃત્યુને શરણ થયું એ ઉત્તમ છે એ શું સરસ્વતી કહેતી હતી તે સત્ય હશે ? જો કવચિત આ સત્ય હોય તો મ્હારી ભવિષ્યની સ્થિતિ કેવી થશે ? મ્હારા પતિ મ્હને ચાહશે એવો વિશ્વાસ મ્હને તો આવતો નથી. મ્હારૂં હૃદય પણ તે વાતે કબુલ કરી શકતું નથી. લગ્નની વાત લગભગ ચાર માસ થયાં ચાલે છે-તેઓ પણ ઘણી વખત અહીં આવે છે છતાં પણ મ્હારી તરફ તો દ્રષ્ટિ પણ ફેરવતા નથી. મ્હેં ઘણી વખત ત્હેમના સહવાસમાં આવવાને પ્રયત્ન કરેલ છે-તે એકલા બેઠા હોય ત્યારે હું ઘણી વખત ત્હેમની પાંસેથી પસાર થઇ છું છતાં પણ હું હજી સૂધી ત્હેમના મધુર શબ્દોથી મ્હારા કર્ણને પવિત્ર કરી શકી નથી ! નથી ત્હેમણે મ્હારી તરફ સ્નેહ ભરેલા નયને કદી જોયું કે નથી મ્હને મળવાને માટે ત્હેમણે કર્યો યત્ન ! ઉલટું તેઓ મ્હને જોતાંજ દૂર ખસી જાય છે. હું જો ત્હેમના તરફ જોઉં છું તો તેઓ નીચું જોઇ જાય છે ! આ અનુભવ ઉપરથી મ્હારે શું માનવું ? શું ત્હેમનું હૃદય મ્હારા પરત્વે ખેંચાશે ? જો મ્હારે માટે ત્હેમના હૃદયમાં કાંઇ પણ લાગણી હત તો તેઓ આવું વર્તન શા માટે રાખત ? મ્હેં જો પ્રથમથીજ મ્હારા પિતાને આ વાત જણાવી હત અને ત્હેમની સાથે લગ્ન ન કરવાની મ્હારી ઇચ્છા

પ્રદર્શિત કરી હત તો નક્કી મ્હારા પિતા એમની સાથે મ્હને લગ્ન ગ્રંથીથી જોડત નહિ. મ્હારા પિતાનો મ્હારા ઉપર અકથનિય પ્રેમ છે–મ્હને સુખી જોવાની ત્હેમની પ્રબળ ઇચ્છા છે. પરંતુ હવે શું થાય ?''

પ્રભાવતી શાન્ત થઇ ગઇ ! ત્હેના ચ્હેરા ઉપર સ્હેજ દિલગિરીની છાયાં પથરાઇ ગઇ. કેટલો વખત ચાલ્યો ગયો ત્હેનું પણ પ્રભાવતીને ભાન રહ્યું નહિ. અત્યારે ત્હેના ગુલાબી ગાલ ઉપર ચન્દ્રના બે ત્રણ કિરણો પડતા હતા. માથા ઉપરથી છેડો ખસી જવાથી ત્હેના થોડા છૂટા થઇ ગયેલા કૃષ્ણ કેશ પવનથી ફરફરતા હતા. સહસા તે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ. એક સાધુડી દૂર ગાયન ગાતી હતી. આનો કંઠ એવો મધુર અને તિવ્ર હતો કે તે ગમે તેવા અરસિક મનુષ્યના હૃદયને પણ હચમચાવી નાખવાને શક્તિવાન હતો. પ્રભાવતી તો વળી સંગીતની કાંઇક પ્રેમી હતી. તે શાંત હૃદયે ગાયન સાંભળવા લાગી !

પદ.

વ્યર્થ જીવન જાયે છે પતિના પ્રેમ વિના રમણિનું,
સંસાર દુઃખરૂપ ભાસે અતિશે સર્વ સ્થળોએ સૂનું. પતિનાં.
હૃદય કદી નવ આનન્દનો તો સ્વાદ ગ્રહણ કરી શકતું,
હાયે ! હાયે ! થાયે પલકે, રડી જીવન આ જાતું. પતિનાં.
ચાહે દુનિયા સ્ત્રીને પતિનો પ્રેમ જરી જો હોયે,
હડધૂત થાયે સર્વ સ્થળેથી જો વંચિત રહે તે. પતિના.
તેજ જતું રમણીનું ઉડી, સૌન્દર્ય ભાસે ઝાંખું,
પ્રેમ થકી બોલાવે ન કોઇ, દૂરનું દૂર જ રહેવું. પતિના.

શ્વસુર ગૃહમાં દુઃખો સ્હેવા પિયર માંહી મ્હેણાં,
શાન્તિ માટે વ્યર્થ ભટકતી આમ તેમ તે વામા ! પતિના.
લતા રહે છે વૃક્ષ તળે પણ આશ્રય જો નથી મળતો,
ખુશી હરાએ મૃત્યુ શરણું થયા વિના નવ છૂટકો. પતિના.
અર્પણ દિલ જ્યાં કર્યું ન બદલો મળતો હાય ! જરાયે,
નાહક શાને જીંદગી ખોવી રહી આસક્ત સદાયે. પતિના.

ગાયન પૂર્ણ થયું. શ્રોતા વર્ગ આ ગાયન સાંભળીને હર્ષઘેલું થઇ ગયું. તેઓ આ સ્ત્રીની મુક્ત કંઠે પ્રસંશા કરવા લાગ્યા. તેઓના હૃદય આનન્દથી ઉભરાઇ જતાં હતાં. પરંતુ પ્રભાવતીનું હૃદય તો આ ગાયન સાંભળીને વલોવાઇ ગયું ! ત્હેને પોતાની જીંદગી અત્યારથીજ વ્યર્થ જણાવા લાગી. ગાયનમાં રહેલ અર્થ સમજતા પ્રભાવતિને મુસ્કેલી જણાઇ નહિ. તે તુરત જ ત્હેનો આશય સમજી ગઇ હતી અને તેથીજ ત્હેના હૃદય ઉપર આ ગાયનની વિશેષ અસર થઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

### કામદેવનું સામર્થ્ય.

તું શું કરે ! ડગમગ્યા ગિરિ મેરૂ જેવા !
ખેંચાઈ જાય રવિ ત્યાં ગ્રહ શું બિચારા ?

કલાપી.

જે સમયે પ્રભાવતીની લગ્નક્રિયા ચાલી રહી હતી, બ્રાહ્મણો મંત્રોની ઘોષણા કરતાં હતાં, પ્રભાવતીના હૃદયમાં નિરાશાનું કિરણ ફુટી

નિકળ્યું હતું, રામચન્દ્રના હૃદયમાં અનેક તર્ક વિતર્કો થતા હતા અને પ્રભાવતીના આત્મિય જનોના હૃદયમાં આનન્દ પ્રસરી રહ્યો હતો તે વખતે જ સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમ બ્હાર સરિતાના કિનારે યોગમાયાના હૃદયમાં પ્રેમનો સંચાર થતો હતો. જે સમયે પ્રભાવતીને પોતાના પતિના પ્રેમને વિષે આશંકા થતી હતી. પતિ હૃદયને નિર્માલ્ય અરસિક ગણુતી હતી તે વખતે યોગમાયાના હૃદયમાં કાંઇ જુદાજ વિચારોની ધડમથલ ચાલી રહી હતી !

યોગમાયા પુરૂષનો જ વેશ ધારણુ કરીને ગામમાં જતી હતી. તે કદી પણુ પોતાના સ્ત્રીના વેશમાં ગામમાં જતી નહોતી. આમ કરવામાં ત્હેનો શું હેતુ હતો તે તો કહી શકાતું નથી પરંતુ સચ્ચિદાનંદ મહાત્મા પણુ ત્હેની આ ઇચ્છાને કદી રોકવાનો પ્રયત્ન કરતાં નહોતાં. પુરૂષનો વેશ તે એવી સુન્દર રીતે પ્હેરતી કે કોઇને શંકા પણુ આવતી નહિ. રામચન્દ્રના લગ્ન હોવાથી તે વખતની ધામધુમ જોવાને યોગમાયા આજે પુરૂષવેશમાં કૃષ્ણુરાવ વકિલના ગૃહે ગઇ હતી. વાચકને યાદ હશે કે જે યુવક પ્રભાવતી અને સરસ્વતિના સામું થોડો વખત જોઇ રહ્યો હતો તે અન્ય કોઇ નહિ પણુ યોગમાયા જ પુરૂષવેશમાં હતી. ત્યાંથી આવ્યા બાદ વેશ પરિવર્ત્તન કરી સરિતાના કિનારે જઇને યોગમાયા બેઠી હતી.

યોગમાયાએ સચ્ચિદાનન્દ મહાત્મા પાંસેથી સારૂં શિક્ષણુ મેળવ્યું હતું. ચિત્ત ઉપર વિજય મેળવવાને ત્હેણે ઘણો વખત પ્રયત્ન કર્યો હતો. જગતની બાહ્ય પ્રકૃતિને વશીભૂત કરવાને અનેક પ્રકારે ત્હેણે અનુષ્ઠાન કર્યું હતું. આ કાર્યમાં તે ઘણી સારી રીતે ફત્તેહમંદ થઇ હતી. તે આથી એમજ ધારતી કે ચિત્ત તો મનુષ્યના

તાબામાંજ છે. ત્હેને ગમે તેમ નચાવવું હોય તેમ તે સ્હેલાઇથી નાચી શકે છે. આત્મસંયમથી ચિત્ત મનુષ્યને આધીન રહે છે. પરંતુ આજે આ ચિત્ત યોગમાયાના હસ્તમાંથી છટકી ગયું હતું. ત્હેના ઉપરથી ત્હેનો કાબૂ ચાલ્યો ગયો હતો. યથાયોગ્ય હથિયાર લઇને આજે કામદેવ ત્હેના ફરતા ફેરા મારતો હતો. બળથી પોતાનું કાર્ય થઇ શકે એમ ન હોવાથી કામદેવ યોગમાયાને ભય પણ બતાવવા લાગ્યો! વળી તે રમતો રમતો, અનેક પ્રકારની ચેષ્ટાઓ કરતો હસતો હસતો યોગમાયાની નજીક આવતો હતો. આ તરફ જેટલી વખત કામદેવ નજીક આવવાને યત્ન કરતો હતો, તેટલી વખત પેલી બાજુએ યોગમાયા ક્રોધથી ભરેલા નયન કટાક્ષ મારી ત્હેને પાછો હઠાડવા મથતી હતી. પરંતુ આજે કામદેવની શક્તિએ યોગમાયા ઉપર કાંઇક અજબ અસર કરી હતી. યોગમાયાનું ચિત્ત આજે નબળું પડી ગયું હતું. યોગમાયા દયામણે સ્હેરે બોલી: " તું કોણ છે? શા માટે તું મ્હને ત્હારા પથ ઉપર લઇ જવા મથે છે?"

યોગમાયાના હૃદયના ઉંડાણમાંથી જવાબ મળ્યો: " હું મદન છું. મ્હારૂં બીજું નામ મનસિજ છે! જીવના મનમાંથી મ્હારો જન્મ થતો હોવાથી મ્હારૂં નામ મનસિજ છે! મ્હારો નિત્ય જન્મ થતો હોવાથી હું કાયમ બાળક જ છું!"

યોગમાયાએ પુનઃ કહ્યું: " મ્હેં ત્હને ઓળખ્યો! તુંજ પ્રાણી માત્રને વાસનાને રસ્તે દોરી જાય છે. તુંજ સર્વ દુઃખનું—નાશનું મૂળ છે! પરંતુ તું મ્હારી પાસે શા માટે આવ્યો છે? મ્હારૂં ચિત્ત તો શુદ્ધ છે. આ ચિત્તમાં ત્હારો જન્મ થાય એમ નથી!"

"દરેક ઠેકાણે મ્હારો જન્મ થાય છે. મહાદેવ જેવા પ્રબળ યોગીના ચિત્તમાં પણ મ્હારો જન્મ થયો હતો; તો પછી સૃષ્ટિના અન્ય જીવો ઉપર મ્હારો પ્રતાપ હોય ત્હેમાં શું નવાઇ છે?"

"ઘણા યોગીઓએ ચિત્ત ઉપર વિજય મેળવેલો છે."

"તું જાણે છે કે મેઘ જેટલો વખત ધારે તેટલો વખત પોતાની છાતીમાં જળ રાખી શકે છે પરંતુ જ્યારે હવા શીતળ થઇ જાય છે ત્યારે એ જળને રાખવાનું ત્હેનું સામર્થ્ય ચાલ્યું જાય છે."

"ત્હેનું શું કારણ?"

"કારણ તો શું હશે તે કેમ કહી શકાય પરંતુ વખત વખતનું કાર્ય કરે જાય છે એ તો ચોક્કસ છે! ચિત્તની સ્હેજ નબળાઇ થતાં હું તુરતજ તે મનુષ્ય ઉપર ચડી બેસું છું. બીજું તો શું પણ વિશ્વામિત્રનો દાખલો જો! શકુન્તલાના જન્મ ખાતર ત્હેમને પણ મ્હેં પલાળી નાખ્યા હતા! અમુક ઉદ્દેશથીજ અમુક કાર્ય થાય છે જગતમાં એક માટીના ઢેફામાં પણ કાંઇક ઉદ્દેશ રહેલો છે. સૃષ્ટિ ઉદ્દેશહિન નથી."

"રામચન્દ્રમાં મ્હારો શું ઉદ્દેશ છે?"

"તે હું જાણતો નથી—હું ઉદ્દેશ જોતો નથી. એટલુંજ જાણું છું કે જ્યાં રસ્તો મળે ત્યાં પ્રવેશ કરવો! હું પ્રાણીના મનમાં જ રહેતો હોવાથી જ્યારે સમય મળે છે ત્યારે તુરતજ બ્હાર નિકળું છું."

"ત્હારૂં એક નામ કામ છે. કામને હું માનવ—હૃદયનો એક કટ્ટામાં કટ્ટો દુશ્મન ગણું છું."

"મ્હારૂં નામ કામ છે પરંતુ શું હું મનુષ્યનો દુશ્મન છું? આ ત્હારી માન્યતા બિલકુલ સત્ય નથી. જો હું એવી નીચ વૃત્તિવાળો

હત તો દુનિયા કે દિવસની નાશ થઇ ગઇ હત. હું તો જગતને વૃદ્ધિંગત કરનારો છું. જેટલી શક્તિ બ્રહ્માંમાં છે તેટલીજ મ્હારામાં છે ! ઇશ્વરી ઇચ્છાથી જગતની ઉત્પત્તિ થતી હોય કે પછી મ્હારી ઇચ્છાથી ઉત્પત્તિ થતી હોય પરંતુ ત્હેમાં હું કારણભૂત છું એ તો સર્વ માન્ય છે ! વળી તું કામનો અર્થ મનુષ્યનો દુશ્મન કરે છે તે સત્ય રીતે જોતાં તેમ નથી. મનુષ્યને નુકશાન કરનાર કામ નથી પણ રસ, રૂપ, ગન્ધ, સ્પર્શ વિગેરેની ઉન્મત્તતા છે. યોગમાયા, આ જો ! મ્હારા ભાવની નૌકા વાસનાના સાગરમાં ચાલી જાય છે. ત્હેનો તંડેલ હુંજ છું. દિવસરાત્રિ હું અનેક નરનારીના ભારનો બોજો લઇને ફરૂં છું. જો ! પેલી નોકામાં અનેક નરનારીઓ બેઠેલાં છે ! યોગમાયા ! બરાબર ધ્યાન રાખીને જો ! તે કેવા પરમ આનન્દનો ઉપભોગ કરે છે ! શું ત્હને તેઓના આનન્દની ઇર્ષા નથી થતી ? ચાલ ! મ્હારી નોકામાં બેસી જા ! ત્યાં તું સ્વર્ગ સુખનો ઉપભોગ કરી શકીશ ! નાહક જીંદગી ગૂમાવવા કરતાં આનન્દનો ઉપભોગ કરવો શું ખોટો છે ? હું ફક્ત મનુષ્ય-જાતિને જ મ્હારી નૌકામાં સ્થાન આપું છું. અન્ય જીવો તો મ્હારી નૌકાની આસપાસ ફર્યા કરે છે. જો ! પ્રભાવતી પણ મ્હારી નૌકામાં બેઠી છે. તે કેવાં મધુર કંઠે ગાય છે ! તું પણ ત્હેની પાસે બેસીને ત્હેના જેવાજ આનન્દનો ઉપભોગ કર ! જગતમાં કામ અને રામ છે ! મ્હારામાંજ રાધા—કૃષ્ણનો રસ આવી રહ્યો છે.

યોગમાયા કાંઇ પણ વિચાર ન કરતાં કામની નૌકામાં ચડી ગઇ ! પ્રભાવતી ત્યાં બેઠી હતી ! પ્રભાવતીના કૃષ્ણ કેશની બે ત્રણ લટો ત્હેના ચ્હેરા ઉપર પડી હતી. જે સમયે યોગમાયાએ નૌકામાં

પદાર્પણ કર્યું તે વખતે પ્રભાવતી ગાતી હતી. યોગમાયા ત્હેની પાંસે જઇને બેઠી. પ્રભાવતી તો પોતાનું ગાયન ગાએજ જતી હતી;–

ગાયન.

મ્હારા પ્રિયતમ પાતળિયા ! પધારો ભાવ ધરી;
તલસું છું હું તમ માટ, નયન મમ ઠારો જરી !
અન્તરમાં ધારી આશ, દિવસ બહુ ગાળ્યા પતિ;
તમ કરવા ઝાંખી એક, ઇચ્છા હૃદય અતિ.
જમવા રમવાનું છેક, પ્રિય ! મ્હેં ત્યજી દીધું;
લાગી છે તાલાવેલ, પ્રિય તુજ ધ્યાન ધરૂં.
મમ હૃદયની ઈચ્છા હાય ! કયમ હું પૂર્ણ કરૂં;
પ્રિય ! ત્હારા વિણ તો સર્વ દીસતું મ્હને કડુ.
નથી મ્હારે દુનિયામાંય, તુજ વિણ કાંઇ રૂડું;
મમ અન્તરના આરામ ! પધારો આલિંગુ.
જોઉં છું દિન ને રાત, પ્રિયતમ ! વાટલડી;
પણ મળે નિરાશા હાય ! ધપતી છાતલડી.
મુજ યૌવન જાયે વ્યર્થ, તુજ સમ માળી વિના;
અન્તરની ઇચ્છા હાય ! રહેતી અન્તરમાં !

યોગમાયાનું આ ગાયને કાંઇક અદ્દભુત આકર્પણ કર્યું. તે કાંઇ પણ બોલ્યા સિવાય પ્રભાવતી પાંસે બેસી રહી. સ્થિર ચિત્તે ગાયન સાંભળવા લાગી ! ગાયન પૂર્ણ થતાં આનન્દાવેશમાં આવી જવાથી યોગમાયા બોલી ઉઠી: " વાહ મદન ! વાહ ! ત્હારી તો કંઇ અજબ બલિહારી છે ! "

યોગમાયાને આ કાંઇ સ્વપ્ન આવ્યું નહોતું. તે તો વિચાર

સાગરમાં અત્યંત લીન થઇ ગઇ હતી. દયામયી ઘણો વખત થયાં ત્હેની પાછળ આવીને ઉભી હતી. યોગમાયા શું વિચાર કરે છે- ત્હેના હૃદયની અત્યારે કેવી સ્થિતિ છે તે તો પ્રથમ દયામયી સમજી શકી નહિ પરંતુ યોગમાયાના મુખમાંથી છેલ્લા જે શબ્દો નિકળ્યા તે સાંભળીને દયામયી ચમકી ગઇ ! તે તુરત જ સમજી ગઇ કે યોગમાયા કામદેવના પંજામાં સપડાઇ છે.

દયામયી મનમાં બડીબડી: "તે વખતેજ મ્હેં કહ્યું હતું કે સર્પ, અગ્નિ અને પ્રેમની સાથે જે રમત કરે છે ત્હેનું નિશ્ચય મૃત્યુ થાય છે. યોગમાયા પણ હવે મરેલી જ છે !" દયામયી જરા આગળ ચાલી યોગમાયાની પીઠ ઉપર હસ્ત મૂકતાં મૂકતાં બોલી "કેમરે સખી ! વિરહ-વિકારથી મુંઝાઇ ગઇ છે કે ?"

યોગમાયા ચમકી ગઇ ! ત્હેના સર્વ વિચારો ચાલ્યા ગયા ! તે વિચાર નિદ્રામાંથી ઝબકી જાગી ! ક્યાં પ્રભાવતી ! ક્યાં નૌકા ! ક્યાં ટંડેલ કામદેવ ! તે દયામયીને જોઇને અતિ લજ્જિત થઇ ગઇ ! તે ધીમેથી બોલી: "વિરહ-વિકાર તે વળી કેવો હોય ?"

"આ જ્યોસત્સ્નામાંથી, વૃક્ષમાંથી, ત્હેના પાંદડામાંથી સર્વ સ્થળેથી ત્હારા વિરહ-વિકારની ઘોષણા થઇ રહી છે !"

"એ તો સ્હેજ જ મ્હારા મુખમાંથી શબ્દો નિકળી ગયા ! આથી હું કામદેવને શરણ થઇ છું એ માનવું તદ્દન મુર્ખતા ભરેલું જ કહેવાય !"

"કોઇની પણ સ્તુતી હૃદયના પ્રેમ સિવાય થતી નથી !"

"રહે, રહે, હવે ! મશ્કરી જવા દે ! તું મ્હારી સખી થઇને આમ કહીશ ! હું તો ફક્ત રામચન્દ્રના લગ્નને લીધે કેવી ધામ ધુમ થઇ રહી છે તે જોવાનો વિચાર થવાથી-"

" તે જોવાને તું ત્યાં ગઇ હતી ! પણ આ વિચાર આવ્યો એજ ત્હારા હૃદયની નિર્બળતા બતાવી આપે છે ! "

"ના, ના, હું આનન્દની ખાતર જ ગઇ હતી પરંતુ ત્યાં ગયા બાદ મ્હને એવું જણાવા લાગ્યું કે આ સર્વ લોકો મળીને વાજીંત્રો વગાડી મ્હારા પોતાના પદાર્થનું અપહરણ કરી જાય છે ! છટ્ છટ્ હું કહેતા ભૂલી ! હું તો ચિત્ત ઉપર વિજય મેળવવાનો એક પ્રસંગ હોવાથી ત્યાં ગઇ હતી ! " યોગમાયાનું મન અત્યારે ઠેકાણે નહોતું. તે શું બોલે છે ત્હેનું પણ ભાન ત્હેને નહોતું.

" યોગમાયા ! હું ત્હારા મનની સર્વ વાત સમજી ગઇ છું. તું મ્હારા કરતાં વિશેષ ઉન્નત છે ! મ્હારા કરતાં ઘણી વિદ્વાન છે ! હું તો વિવાહિતા છું–પ્રેમના ચરણે લોટનારી છું ! તું કુમારિકા છે–યોગિની છે ! બરાબર વિચાર કરીને મ્હને કહે કે જ્યારે ત્હારૂં હૃદય રામચન્દ્ર તરફ આટલું બધું દોરાય છે ત્યારે શા માટે એ ત્હારા પ્રેમના પાગલને હડસેલો મારે છે ? તે તો બિચારો ત્હારીજ આરાધના કરે છે. "

" મનુષ્ય પ્રેમ કરવા જન્મ્યું નથી–સાધના કરવાને જન્મ્યું છે!"

" કોની સાધના કરવા યોગમાયા ? " દયામયીએ સ્હેજ રક્ત થતાં કહ્યું.

" કોની શું જીવનની !"

" જીવનનો ઉદ્દેશ શું છે ? જીવનનો ઉદ્દેશ પ્રેમ છે ! પ્રેમની સાધનાથી જ એક આનાના સોળ આના થઇ શકે છે—અણું મળીને મહદણું થાય છે !"

" જે ભાગ્યમાં હશે તે થશે ! અત્યારે મારૂં મન ઠેકાણે નથી. ચાલ ઘરે જઇએ."

બન્ને કાંઇ પણ બોલ્યા સિવાય ધીમી ગતિથી યોગાશ્રમ તરફ ચાલ્યા. યોગમાયા રસ્તામાં એક શબ્દ પણ બોલી નહિ. દયામયીએ પણ ત્હેની સાથે અત્યારે વિશેષ વાતચિત કરવાનું ઉચિત धार्युं નહિ. બન્ને યોગાશ્રમમાં ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૧૫ મું

### એશાનું હૃદય.

" કરીશ ? "

" કરીશ. "

" જરૂર કરીશ ?"

" હા જરૂર કરીશ."

" ભૂલ નહિ થાય ?"

" ના, નહિ થાય !

" આ કાર્ય કાંઇ સ્હેલું નથી ?"

" હું તે સારી રીતે જાણું છું."

" જો જે ફરી જતી નહિ ?"

" શા માટે ત્હમે શંકા લાવો છો ?"

" ત્યારે જો તું આ કાર્ય કરીશ તો હું ત્હને મુક્ત કરી દઇશ. ત્હારી જ્યાં ઇચ્છા આવે ત્યાં ચાલી જજે !"

" મ્હારે એટલું જ જોઇએ છીએ. આથી વિશેષ પુરસ્કારની

અત્યારે આવશ્યકતા પણ નથી. પરંતુ જેને ત્યાં હું છું તે મ્હને છોડશે નહિ તો ?"

"એ કોણ છે ! એની તાકાત શું છે કે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ તે વર્તિ શકે ? હું આ સર્વનો સરદાર છું. તું શું કાંઇ જાણતી નથી, બેલા !"

"તે તો હું જાણું છું પરંતુ કાર્ય સમાપ્ત થયા પછી ત્હમે કાંઇ ન કરો તો ?"

"હું નિશ્ચય ત્હને છોડાવીશ. મ્હારૂં વચન કદી પણ ફર્યું નથી ને ફરવાનું પણ નથી ! તું નક્કી માનજે કે અમે લુંટારાઓ મિથ્યા વાત કરીએજ નહિ. મિથ્યા વાત કરીયે તો અમારા કામમાં અમે ફાવી પણ શકીએ નહિ. જે વેપારીઓ છે તેજ અસત્ય બોલે છે-કપટ કરી અન્યને છેતરે છે."

"એ સઘળું તો ઠીક પણ હું જેને ત્યાં છું તે ક્વચિત ત્હમારા કહેવાથી મ્હને મુક્ત ન કરે તો શું ત્હમે ત્હેની સાથે તકરાર કરશો?"

"હા ! હું ચોક્કસ તેમજ કરવાનો ! બેલા સાંભળ ! આ કાર્યમાં જો ફતેહમંદ થવાય તો મ્હને દસ હજાર રૂપિયા મળે એમ છે. ત્હને ક્વચિત તે છોડશે નહિ તો હું ત્હેને આમાંથી એક હજાર રૂપિયા આપીને પણ ત્હને મુક્ત કરાવીશ."

"તે આ પ્રમાણે કબુલ ન કરે તો ?

"તો પછી જોરજુલમ કરીશ ! ત્હેને અનેક રીતે દુઃખી કરીશ અને છેવટ વખત મળશે તો મૃત્યુને શરણ પણ કરી દઇશ ! બોલ બેલા ! હવે ત્હારે શું કહેવું છે ?

"ઉપર ભગવાન છે અને આ ચન્દ્રદેવ આપણા બન્નેના સાક્ષી

છે. ત્હમારા વચન ઉપર વિશ્વાસ રાખીને હું આ ભયાનક કાર્ય કરવાનું માથે લઉં છું. ત્હમને જેમ ત્હમારો ધર્મ લાગે તેમ કરજો ! મ્હારે તો ત્હમારા સિવાય મદદ કરનાર કોઇ છે નહિ.”

“ આ માટે ત્હારે બિલકુલ ભય રાખવો નહિ. તું પ્રથમ આ કામ ફતેહમંદીથી પાર ઉતાર !”

“ જુઓ સરદાર ! મ્હેં જે કામ માથે લીધું છે તે એટલું બધું તો ભયાનક છે કે જરી પણ આમાં ભૂલ થાપ થાય તો મ્હારૂં માથુ રહે એમ નથી. મ્હને તો મ્હારા પ્રાણ ઉપર એક બિન્દુ માત્ર પણ મોહ નથી. જેને જીવનની માયા નથી ત્હેને વિપદનો તે ભય કયાંથી હોય ? અને એથીજ મ્હેં આ કાર્ય કરવાની મ્હારી ઇચ્છા જણાવી છે. જો કદી હું આ કાર્ય કરી શકું તો મ્હને મુક્ત કરાવજો. કેવળ મ્હારે મુક્તિનીજ આશા છે ! હું અન્ય કાંઇ પણ ચાહતી નથી.” બેલાએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

“ તેમજ થશે બેલા ! તેમજ થશે. ભોર થવાને હવે વિલમ્બ નથી. ભોર થતાંજ તું જજે. પ્રાતઃકાળ મ્હેલા રંગ મહેલમાં કોઇ આવતુંજ નથી.”

“ ભલે હું તે મ્હેલાંજ જઇશ. આ માટે ત્હમારે ચિન્તા રાખવી નહિ પરંતુ મ્હને પાછા ફરતાં ઘણો વખત થશે માટે–”

“ તું ખાવા માટે કહે છે ખરૂં ને ?”

“ હા. ”

“ આજે કૃષ્ણરાવ વકિલની કન્યાના લગ્ન છે. તે દરેક ભિખારિઓને આજે જમાડવાનો છે. તું વળતી વખતે ત્યાં જમીને જ આવજે. વકિલ પૈસાદાર હોવાથી જમાડે છે.”

"ઠીક છે, એ તો હવે હું મ્હને જેમ ઠીક લાગશે તેમ કરીશ."

"ભલે ત્યારે જા ! પણ અત્યંત સાવચેતી રાખજે ! એવી ગુપ્ત રીતે કાર્ય કરજે કે એટમજીને કોઇને આ બાબતની ખબર પણ પડવા ન પામે !"

"એમાં ત્હમારે કહેવું નહિ પડે ! એ માટે ત્હમારે બિલકુલ ચિન્તા રાખવી નહિ.

"ત્યારે હવે હું જાઉં ?"

"હા જાવ."

"ત્હારા ઉપર આ કાર્યના બોજો મૂકીને હું નિશ્ચિંત થયો છું, સમજી બેલા !"

"હું તે કરી બતાવીશ." બેલાએ સ્હેજ મસ્તક ઉંચુ કરીને કહ્યું.

જે વાત કરતો હતો તે કાનોજી લુંટારો હતો. કાનોજી ચાલ્યો ગયો. કાનોજી જેને બેલા નામથી બોલાવતો હતો, તે એક યુવતિ હતી. આ યુવતિની સાથે રામચન્દ્રને એક વખત વાતચિત થઇ હતી અને તે સમયે રામચન્દ્રે ત્હેને આર્થિક મદદ પણ કરી હતી.

બેલાનું પ્રકૃત નામ બેલા નહોતું. લુંટારાઓએ ત્હેને પકડી લાવ્યા પછી આ નામ આપ્યું હતું. તે સમ્ભાવિત ગૃહસ્થની કન્યા હતી અને તેથી ત્હેનું નામ તનમનધનગૌરી, પ્રફુલ્લમનગૌરી, સુરૂપા દેવી કે કરૂપાદેવી એવું કાંઇક હતું. પરંતુ લુંટારાને ત્યાં આવ્યા પછી તે નામનું પરિવર્તન થઇ ગયું હતું. અત્યારે તો ત્હેનું નામ બેલા થયું હતું. બેલા નામ પાડતી વખતે ત્હેમણે તો કાંઇ વિચાર જ કર્યો નહોતો. આ નામ હિન્દુ જાતિનું છે કે મુસલમાન

જાતિનું છે ત્હેનું પણ તેઓને ભાન નહોતું. ગમે તેમ હોય! તેમણે તો તે નામ રાખ્યું હતું.

કાનોજી સરદારના ચાલ્યા ગયા પછી બેલાએ આકાશ તરફ દ્રષ્ટિ કરી. ત્હેણે જોયું કે પૂર્વ ગગનમાં ઉજ્વળ પ્રભાતના તારાઓએ દેખાવ દીધો છે. રાત્રિનો અન્ધકાર ધીમે ધીમે ઓછો થતો જાય છે. તે વખત ન ખોતાં પોતાની કોટડીમાં ગઇ. પોતાને પરિધાન કરવાના વસ્ત્રો એક ખુણાંમાં પડયા હતા. આ વસ્ત્રો ભિખારીનેજ યોગ્યના હતા. આ વસ્ત્રો ત્હેણે હસ્તમાં લીધા. પોતાના પ્હેરેલ વસ્ત્રો કાઢી નાખીને ત્હેણે આ વસ્ત્રો પરિધાન કર્યા. વળી એક તંબુરો હતો તે પણ પોતાના ખભે લઇ લીધો. આ પ્રમાણે એક ભિખારણીનો વેશ લઇને તે કોટડીની બ્હાર નિકળી. આ સમયે ઉષાએ પોતાનું સામ્રાજ્ય સ્થાપવા માંડયું હતું. રાત્રિનો પ્રભાવ ઘણો ઘટી ગયો હતો. પક્ષીઓ કિલકિલાટ કરવા મંડી ગયાં હતાં.

બેલા સરિતાના કિનારે કિનારે ચાલવા લાગી. થોડે દૂર ગયા બાદ બેલા એક મહાન્ વૃક્ષના થડ પાસે જઇને બેઠી. સરિતા ખળખળ શબ્દ કરતી ચાલી જતા હતી. તે એટલા વેગથી ચાલતી હતી કે જોનારને એમજ થાય કે પતિવિરહ ત્હેનાથી સહન થઇ શકતો નથી અને એટલાજ માટે પ્રબળ ગતિથી તે દોડી જાય છે.

થોડો વખત આ સુન્દર દ્રશ્ય બેલા જોઇ રહી. આ સમયે ત્હેને અનેક વિચારો આવવા લાગ્યાં. તે વિચારવા લાગી: "હું કયાં જાઉં છું? કેની પાસે જાઉં છું? શા માટે આટલું સાહસ ખેડવું પડે છે? કોના માટે આ નિંચ—અયોગ્ય—અઘટિત પથનું અવલમ્બન કરૂં છું? શું આ કાનોજી સરદારને માટે? ના, ના, તેમ તો

કેમ કહી શકાય ? હું મ્હારી પોતાની મુક્તિને માટે આ દુષ્કાર્ય કરવાને તૈયાર થઇ છું ! પરંતુ મુક્ત થઇને હું શું કરીશ ? માતા પિતા જીવિત છે કે કેમ તે પણ શંકા છે ! મ્હારૂં ગૃહ લુંટતી વખતે આ નિષ્ઠુર હૃદયના–પાષાણુ હૃદયના રાક્ષસોએ તેઓને બચાવ્યા નથી. મ્હારો એક ન્હાનો ભાઇ હતો ત્હેનો પણ આ દુષ્ટ નરાધમોએ મ્હારા માત પિતાની સમક્ષજ જાન લીધો છે ! હાય ! આ વિચારજ મ્હારા હૃદયને વિંધી નાખે છે ! પ્રભો ! પ્રભો ! તું જગત્માં છે કે નહિ ! મ્હને તો જગત્માં ત્હારા અસ્તિત્વની પણ શંકા આવે છે! જો ત્હારૂં અસ્તિત્વ હોય તો આવા પાષાણુ હૃદયના નરાધમોનો તું નાશ કેમ કરતો નથી ? શા માટે સદ્ગુણી મનુષ્યોને કષ્ટ આપે છે?”

બેલાનું હૃદય આ વિચારથી કંપી ઉઠ્યું. તે થોડો વખત શાન્ત રહી. વળી પુનઃ ત્હેની વિચાર માળા ચાલી: “ મુક્ત થઇને પણ હું કોની પાસે ક્યાં જઇશ ? સ્વતંત્ર રીતે ફરી શકું એમ છું પરંતુ તેમ ફરવાથી લાભ શું–સુખ શું ? આજ અત્યારે સુયોગ મળ્યો છે. બસ અત્યારે આ શાન્ત સરિતાના જળમાં ડૂબકી મારી સદાની શાન્તિને ભેટું ! આવો સમય પુનઃ મળશે કે કેમ તે કહી શકાય નહિ. મ્હારા સર્વ દુઃખનો–વિચારનો અંત આવી જશે ! લુંટારાનો ત્રાસ પણ જશે અને હૃદયની ચિન્તા પણ નષ્ટ થઇ જશે ! મુક્તિ મેળવીને પણ શું સુખ મળવાનું હતું. ભિખારિણી પેઠે એક ગૃહેથી અન્ય ગૃહે અને એક ગામથી બીજે ગામ આ દુઃખિત હૃદયને લઇને ફરવાનુંજ છે ને ? ત્હેમાં મ્હને શું સુખ–આનન્દ મળશે ? વળી મુક્તિ મેળવવા આવા કુટીલ પથને ગ્રહણ કરવાની પણ આવશ્યકતા નહિ રહે !”

ભેલાના મગજમાં ઉપરોક્ત વિચારો રમી રહ્યાં હતાં પરંતુ ત્હેના મગજમાં અન્ય વિચારોએ પણ પોતાનું પ્રાબલ્ય ઓછું જમાવ્યું નહોતું. ત્હેની મહદેચ્છા તો વળી જૂદાજ પ્રકારની હતી. તે બડબડવા લાગી: “મ્હારા પ્રાણત્રાતાને મ્હેં એક વખત દ્રષ્ટિ સમીપ જોયો છે. પરંતુ હવે ત્હેને જોઇને મ્હારા નયનોને કયારે ઠારૂં ? ત્હેને પુનઃ જોવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. આ ઇચ્છા મ્હારા પોતાનાથી તો કોઇ પણ પ્રકારે રોકી શકાય એમ નથી. પરંતુ ત્હેને મળીને હું શું કરીશ ? ત્હેણે મ્હારા ઉપર મહદ ઉપકાર કર્યો છે—અણીના સમયે મ્હને મદદ કરી છે ત્હેના બદલામાં હું શું ત્હેને દઇ શકીશ ? શું દેવું એ કાંઇ સ્થિર થઇ શકતું નથી છતાં કાંઇક દેવાની તો મ્હારી પ્રબળ ઇચ્છા છે. કાંઇ પણ ન દઉં તો તો હું કૃતઘ્નીજ ગણાઉં ! મ્હારૂં જીવન તદ્દન વ્યર્થ જેવુંજ ગણાય ! જગતમાં સર્વ દેવાને વ્યસ્ત છે. જેની જેવી શક્તિ તદનુસાર અન્ય જનને તે આપે છે. કોઇ સંગીત, કોઇ જ્વલન્ત જ્યોતિ તો કોઇ વળી સ્વધન આપીને સંતોષ માને છે. કેવળ મનુષ્ય જ આ પ્રમાણે કરે છે એવું નથી. વિધાતાના ઉત્પન્ન કરેલ સર્વ પદાર્થ આપીને સુખી થાય છે. પરસ્પર પરસ્પરને આપીનેજ આનન્દ પ્રાપ્ત કરે છે. આ ભાદ્રમાસ, કેતકી વૃક્ષને કુસુમથી અલંકૃત કરે છે; આ રજની જીવનની અનેક ભયંકર વેદનાઓનું વિસ્મરણ કરાવી શાન્તિ આપે છે; આ નિર્મળ ભુરૂં આકાશ મનુષ્યને કાંઇક જૂદાજ આનન્દનો ઉપભોગ કરાવે છે; આ ઉષા પુષ્પમાં અતિ ધીમે ધીમે પોતાના શીતળ અમૃતબિન્દુઓ પૂરે છે અને આ સરિતા અનેક મનુષ્યને ત્હેના કિનારે બોલાવી જળની તૃપ્તિ કરાવે છે.

ત્યારે શું હું કાંઇ આપી નહિ શકું ? પરંતુ દઇશ શું ? હું તો રસ્તાની ભિખારિણી—અતિ હીનમાં હીન છું. મ્હારી પાસે શું છે ? બસ મ્હારી પાસે જે છે તેજ આપીશ ! આ મ્હારો દેહ—મુજ ગરિબનું અમુલ્ય ધન ત્હેના ચરણે અર્પણ કરીશ ! ફક્ત આ એકજ મ્હારે માટે ઉત્તમ રસ્તો છે. મ્હારૂં હૃદય પણ મ્હારા આ વિચારથી ઘણુંજ આનન્દિત થતું હોય એમ જણાય છે. પરંતુ તે લેશે કેમ ? અરે ! આવો વિચાર વળી ક્યાંથી આવે છે ? મન દૃઢ હોય તો તે શું હા ના પાડી શકે એમ છે ? બસ દઇશ. મ્હારો દેહ ચરણે ધરીશ—ત્હેને લેવા માટે રાહ જોવા નહિ દઉં—મ્હારૂં સર્વસ્વ આપી દઇશ ! મ્હને જો કાંઇ પણ આનન્દ આપી શકે એમ હોય તો બસ આ એકજ ! હું ઋણથી મૂક્ત થઇશ ! આ મુક્તિલાભ મેળવ્યા પછી હું મરણને ખુશીથી ભેટીશ ! મરવું એ કાંઇ કઠિન કામ નથી. એક બિન્દુ ઔષધથી અથવા બે હાથ દોરડાના એક કટકાથી નહિતર છેવટ આ સરિતાના શાન્ત જળમાં પડવાથી ! ત્હેણે મ્હને દાન કર્યું ને હું ત્હેનો કાંઇ પણ બદલો ન વાળી શકું એ બને કેમ ? એટલા માટે તો આ ભયંકર કાર્ય કરવાનું માથે લીધું છે ! બસ, હવે તો આ કાર્ય પૂર્ણ કરીશ એટલુંજ નહિ, જીવન બચાવીશ એટલુંજ નહિ પણ ત્હેના ચરણે મ્હારો દેહ સમર્પિત કરીશ અને પછીજ મૃત્યુને ભેટીશ ! ”

બેલા તુરતજ ઉભી થઇ. હવે ત્હેને માટે કાંઇ પણ વિચાર કરવાનો રહ્યો નહોતો. પોતાના વસ્ત્રો સરખા કરી ગામ તરફ દ્રુતગતિથી ત્હેણે ચાલવા માંડ્યું.

## પ્રકરણ ૧૧ મું.

## રમણી ઉદ્યાન.

વિજાપુર બાદશાહનો મ્હેલ ભવ્ય અને. અતિ રમણિય હતો. ત્હેને ચારે બાજુએ કોટ હતો. દરેક દરવાજે સિપાઇઓ પ્હેરા ભરતા હતા અને અન્દરના ભાગમાં ખોજાઓ પ્હેરો ભરતા હતા. આ સર્વ પ્હેરેગીરોને વટાવી બેલા અન્દર એક મહાન ચોકમાં જઇને ઉભી રહી. બાદશાહનો એવો હુકમ હતો કે કોઇ પણ ભિખારિણીને ત્હેના કપડા-લત્તાની તપાસ કરી મ્હેલમાં જવા દેવી.

આ મ્હેલમાં સર્વ બેગમો રહેતી હતી. બેલા જ્યારે મ્હેલમાં ગઇ ત્યારે પ્રભાત થયું હતું. સૂર્યનારાયણ પધારવાની તૈયારીમાં હતા અને એથી સર્વ સ્થળે સોનેરી રંગ પૂરાઇ ગયો હતો. આ સમયે કોઇ સુન્દરી પોતાનું મુખ ધોતી હતી તો કોઇ સુન્દરી રાત્રિના વસ્ત્રો બદલાવતી હતી. કોઇ પોતાની દાસી આગળ સુગંધી તેલનું સર્વાંગે મર્દન કરાવતી હતી. ચોકમાં ફુવારો હોવાથી કોઇ સુન્દરી સ્નાન કરતી હતી. કોઇ વળી સ્નાન કરીને ઉભેલી હતી-ત્હેના અપાડના કૃષ્ણમેઘ સમાન કૃષ્ણ વાળ પાછળ પીઠ ઉપર પથરાઇ ગયાં હતાં અને ત્હેમાંથી પાણીના ટીપાં નીચે પડતાં હતાં. કોઇ સુન્દરી યૌવનના પૂર્ણ મદમાં મનહર ગતિથી પોતાની રસનિપુણ સખીની સાથે સહાસ્ય વદને વાત કરતી ફુવારા તરફ જતી હતી. કોઇ સુન્દરી વળી ઇર્ષાથી અન્ય બેગમ તરફ તિરસ્કાર ભરી દ્રષ્ટિ નાખતી હતી.

આ સર્વ સુન્દરીઓ બાદશાહની બેગમો હતી. બાદશાહને બેગમો ઘણી હતી-લગભગ પચાસથી પણ વિશેષ હતી. આ સર્વ

યથારિતી લગ્ન ગ્રંથીથી જોડાયેલ નહોતી. રૂપ–વહ્નિના આકર્ષણથી સ્વામીના ખોળામાંથી પરાણે ખુંચવી લઇને કેટલીક સુન્દરીઓને આ મ્હેલમાં રાખીને ત્હેમના યૌવન–રસનું પાન થતું હતું. આ સિવાય કેટલાયની કન્યા, ભગિની, પુત્રવધુ વિગેરેને આ મ્હેલમાં ગોંધી ઘાલવામાં આવી હતી. આ સર્વને રહેવાને માટે જૂદા ઓરડાઓ હતાં. એક તરફ વિવાહિત બેગમ સાહેબોને માટે, એક તરફ અન્ય બેગમોને માટે અને એક તરફ તેઓની કન્યા ભગિની વિગેરેને માટે રહેવાના મકાનો હતા. પરંતુ સર્વ સ્થળે એક સરખું સૌન્દર્ય, એક સરખી શોભા અને સરખા પ્હેરેગીરો હતા.

બેલા ભિખારિણીના વેશમાં તંબુરો ખભે નાખીને ચોકમાં થોડો વખત ઉભી રહી. ત્હેણે પ્રથમ ચારે તરફ પોતાની દ્રષ્ટિ ફેંકી. બેગમોની આ ક્રિડા જોઇને ત્હેને પ્રથમ તો આનન્દ થયો પરંતુ ત્હેમના સાંસારિક સુખનો વિચાર આવતાં તે અતિ દિલગિર થઇ. ત્હેના કેશ અત્યારે છૂટા પીઠ ઉપર ફરફરતા હતા. પ્રભાતના સ્વર્ણ ઉજ્વળ સૂર્યના કિરણો ત્હેના સુકોમળ ગોરા ગાલ ઉપર પડતાં હતાં. આ કિરણોથી બેલાનું સૌન્દર્ય ઘણુંજ ખિલી નિકળ્યું હતું. બેલાએ તંબુરાને તૈયાર કરવા માંડયો. ત્હેનો વિચાર ગાયન ગાઇને બેગમોનું ધ્યાન પોતાના તરફ ખેંચવાનો હતો.

પરંતુ આજ વખતે એક બેગમ સ્નાન કરી રહેલ હોવાથી પોતાના ઓરડા તરફ જતી હતી. આ બેગમ આવી સૌન્દર્યશાળી ભિખારિણીને જોઇને ઉભી રહી અને પૂછ્યું: “ ભિખારિણી ! ત્હારે શું જોઇએ છે?”

બેલાએ કુરનીસ કરી કહ્યું: “ ભિખારિણીને વળી શું જોઇએ બેગમ સાહેબા ? મ્હારે ભિક્ષા જોઇએ છીએ. ”

બેગમ સાહેબા પોતાના ગુલાબી અધરોષ્ટ હલાવતાં હસતાં હસતાં બોલ્યા: "ત્હારું સૌન્દર્ય અગાધ છે ભિખારિણી! બાદશાહના પ્રેમની ભિક્ષા પણ જો ઇચ્છિશ તો પ્રાપ્ત કરી શકીશ !"

બેલા વિસ્ફારિત નયને બેગમ સાહેબા તરફ જોઇને બોલી: "ઉદાસીની ભિખારિણી ઇશ્વરના પ્રેમ સિવાય કોઇના પણ પ્રેમને ઇચ્છતી નથી."

"ત્યારે ત્હારે શું ભિક્ષા જોઇએ છીએ ?"

"આપની ઇચ્છા હોય તે આપો !"

આ સમયે કૌતૂહલચિત્તે અન્ય બે ત્રણ સુન્દરીઓ પણ ત્યાં આવીને ઉભી રહી. કેટલીક દાસીઓ પણ આવી. જેની સાથે વાત ચતી હતી તે બેગમ બોલી: "તું ગાયન ગાતા જાણે છે ?"

અન્ય એક બેગમે હસતાં હસતાં કહ્યું: "ત્યારે શું આવડો મ્હોટો લાકડાનો તંબુરો નાહક જ સાથે ફેરવતી હશે ?"

બેલાએ પોતાની સુન્દર ગ્રીવા સ્હેજ નમાવીને હા કહી. આથી સર્વ બેગમોએ વિચાર કર્યો કે આપણા વાસસ્થાનમાં ત્હેને લઇ જઇને ગાયન ગવરાવીએ. આથી એક બેગમે બેલાને કહ્યું: "ચાલ ત્યારે! અમારી સાથે ચાલ ! ત્યાં તું ગાયન ગાજે !"

"જેવું બેગમ સાહેબાનું ફરમાન!" એમ કહી બેલા ત્હેમની પછવાડે પછવાડે ચાલી.

સર્વ ચાલીમાં જઇને બેઠા. બેલાને ગાયન શરૂ કરવાનો હુકમ થયો. બેલાએ તંબુરાના તાર ઉપર પોતાની નાજુક આંગળીઓ ફેરવવા માંડી. ત્યાં બેઠેલ સર્વ રમણીનું ધ્યાન અત્યારે બેલા તરફ હતું. તેઓ સર્વ બેલાના સૌન્દર્યનું પાન કરવામાં મુગ્ધ થઇ ગઇ

વળી: બેલાએ ગાવાનું શરૂ કર્યું:—

પ્રેમની ભિખારણ હું તો, સ્નેહની ભિખારણ થઇને—
આથડું બધે ગામ ગામે.
પ્રેમની પહેરી કફની, પ્રેમની લઈને ઝોળી,
પ્રેમ પ્રેમ પ્રેમ બસ એ પોકારી પોકારી હું તો...આથડું.
નિરાશ થઈને પ્રેમી, હતાશ થયેલા ત્હેને,—
સ્નેહવારી સીંચી પુનઃ કરૂં છું સતેજ હું તો...આથડું.
પ્રેમથી દુઃખી થયેલા, ત્રાસી પ્રેમથી ગયેલા,—
હૃદયો દોરૂં છું પુનઃ એજ પ્રેમ રસ્તે હું તો...આથડું.
પ્રિય અને પ્રેયસી જ્યાં ઝુરી ઝુરી મરતાં દેખું;
જઈને જગાવું ત્યાં તો પ્રેમ અહાલેક હું તો...આથડું.
પ્રેમીને સૌન્દર્ય અર્પુ, આનન્દને શાન્તિ સાથે,
કરી દઉં એક બે ના ખડું કરી સ્વર્ગ હું તો...આથડું.
જીવન આ ધાર્યું છે મ્હેં, પ્રેમીજન હિત કરવા,
ભટકું છું જેથી જ્યાં ત્યાં પ્રેમ પાઠ શિખવવા હું...આથડું.

ગાયન બંધ થતાંજ સર્વ રમણીઓ બેલાની મુક્ત કંઠે પ્રસંશા કરવા લાગી. એક બેગમે બેલાને પૂછ્યું: " ભિખારિણી ! ત્હારે પતિ છે ? "

" ના, બેગમ સાહેબા ! મ્હારે પતિ નથી. ભિખારિણીને વળી પતિ કરી શું કામ છે ? "

જેણે પ્રશ્ન પૂછ્યો હતો તેજ બેગમે હસતાં હસતાં કહ્યું: " કેમ ? રાત્રે મચ્છર બચ્છર કરડતાં હોય તો પતિ તે ઉડાવી દેયને ! "

" મચ્છરનો ભય ભિખારિણીને હોય જ નહિ. ભિખારિણીનું શરીર તે સહન કરવાને શક્તિવાન જ હોય ! "

અન્ય એક બેગમે કહ્યું: " અરે ! તે આપણી માફક એકને જ આધીન રહી, એકજ મુખ તરફ જોઇ રહી, વાર્તાલાપ કરી બેસી

રહે નહિ. ત્હેમને તો સ્વતંત્રા પ્રિય હોય છે—ગમે ત્યારે ઇચ્છા થતાં ગમે ત્યાં જાય છે."

જેણે પ્રથમ પ્રશ્ન કર્યો હતો તે બોલી: "આ પોતાની ઇચ્છાથી જ ભિખારિણી પણ થઇ હશે !"

અન્ય એક બેગમે વળી જરા હસતાં હસતાં કહ્યું: "ભિખારિણી ! ત્હારે જ્યારે પતિ નથી તો પછી આવું ગાયન કેમ ગાયું ?"

"બેગમ સાહેબા ! જેના હૃદયમાં જેવા ભાવની લહરી ઉત્પન્ન થાય તેવું તે ગાયન રચે છે, પરંતુ ગાય છે તો બીજાજ ! જેઓ ગાય છે તેઓ શીખીને—અભ્યાસ કરીને ગાય છે. ગાયક અથવા ગાયિકાના હૃદયનો ભાવ શું સર્વદા ગાયન બતાવે છે? પક્ષી ઇશ્વરનું નામ લેય છે તે શું ત્હેનો અર્થ સમજીને ? પોતાનું કલ્યાણ કરવાને ? ના, અભ્યાસથીજ તે નામ લેય છે. તે જો કે અભ્યાસથી બોલે છે છતાં મનુષ્યોને આનન્દ થાય છે. મ્હારૂં ગાયન પણ તેમજ છે. ભિખારિણીને ભિક્ષા ઉપર જેટલો લોભ હોય છે તેટલો પતિ મેળવવા હોતો નથી."

"ત્હારૂં ઘર ક્યાં છે ?"

"ભિખારિણીને વળી ઘર કેવું ?"

"ત્યારે તું રહે છે ક્યાં ?"

"ભિખારિણીને રહેવાની જરૂરજ શું છે? રાત્રે ગમે ત્યાં રસ્તા ઉપર, કોઇના ગ્રહના ઓટલા ઉપર કે ધર્મશાળામાં ગમે ત્યાં પડી રહે છે."

"તું કદી પણ સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમમાં ગઇ છું?"

"હા, ત્યાં હું ઘણી વખત ગઇ છું. ભિખારિણીની ગતિ તો સર્વત્ર હોય છે."

" અમે એમ સાંભળ્યું છે કે સચ્ચિદાનન્દ યોગી વ્યાઘ્રની પીઠ ઉપર બેસીને આવ જાવ કરે છે. વળી પાણીની સપાટી ઉપર ચાલે છે. આ શું સત્ય છે?"

" હા, સત્ય નહિ તો શું ? "

" અરે પણ તે થાય શી રીતે ? "

" યોગબળથી સર્વ થઇ શકે છે ! "

" તું એવું કાંઇ કરી શકે છે ? "

" ના, હું એવું તો કાંઇ જાણતી નથી પરંતુ મનુષ્યનું ભવિષ્ય ગણિત્રિથી હું જાણી શકું છું. "

બેલાના મુખમાંથી ભાગ્ય જાણવાની વાત સાંભળતાં જ વૈશાક માસના તોફાનની માફક ચારે તરફથી પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછાવા લાગ્યા. જેઓ દૂર હતી તે પણ દોડીને ત્યાં આવી ! કોઇ કહેવા લાગી: " હું ત્હને સારી રીતે સંતુષ્ટ કરીશ પણ મ્હારો હસ્ત જોઇને કહે કે મ્હારા ભાગ્યમાં શું લખ્યું છે ? " કોઇ કહેવા લાગી: " બાદશાહ મ્હારા ઉપર શું કરવાથી અત્યંત પ્રેમ રાખે તે જલદી કહે ! હું ત્હને સો રૂપિયા અત્યારેજ આપીશ ! " કોઇએ કહ્યું: " મ્હારા ગર્ભથી ક્વચિત પુત્ર ઉત્પન્ન થાય તો તે બાદશાહના સિંહાસનને પ્રાપ્ત કરી શકશે કે કેમ તે જો તું કહી શકે તો હું ત્હને આ મ્હારી સોનાની બંગડીઓ ભિક્ષામાં આપું ! " કોઇએ પૂછ્યું: " જો ભિખારિણી ! બાદશાહ ક્વચિત ક્વચિત મ્હારા ઉપર ગુસ્સે થાય છે ત્હેનું શું કારણ છે ? શું કરવાથી તેઓ મ્હારા ઉપર અત્યંત પ્રેમ રાખે ? " કોઇએ વળી પૂછ્યું: " મ્હારી આટલી બધી વય થઇ છતાં હજી સંતાન થયું નથી ત્હેનું શું કારણ? "

એક સુન્દરીએ વળી પૂછ્યું: "બાદશાહ મ્હારા સતિત્વ માટે વાર-વાર શંકા લાવે છે ત્હેનું મ્હારે શું કરવું ?"

આ પ્રમાણે પ્રશ્ન ઉપર પ્રશ્નો પૂછાવા લાગ્યા. બોલા તો આટલા પ્રશ્નો સાંભળીને હેબતાઇજ ગઇ ! તે થોડા વખત સૂધી તો કાંઇજ બોલી નહિ. શું ઉત્તર આપવો તે પણ તે સ્થિર કરી શકી નહિ. થોડા વખત વિચાર કરીને બોલાએ કહ્યું: "આપ સર્વ મ્હને એકી સાથે પ્રશ્ન પૂછો છો પરંતુ આપ હજી મ્હારૂં કહેવું સંપૂર્ણ સમજી શક્યા હોય એમ જણાતું નથી. અકકેક પ્રશ્નનો જવાબ આપતાં પ્હેલાં મ્હારે ગણિત કરીને ઉંડા વિચાર કરવો જોઇએ. હું આપને ગમે તેમ જવાબ આપું એ યોગ્ય ન ગણાય ! વળી ગણિત્રિ કરતાં કોઇ ગુપ્ત વાત પણ મ્હારે પૂછવી જોઇએ અથવા તો મ્હને તે વાત જણાતાં મ્હારે ત્હમને કહેવી જોઇએ. આપ સર્વ વિચારી જુઓ કે કોઇની ગુપ્ત વાત આટલા બધાંની સમક્ષ મ્હારાથી કેમ કહેવાય ? માટે ઉત્તમ રસ્તો તો એ છે કે આપ સર્વ આપના ઓરડામાં જાવ ! હું દરેકના ઓરડામાં બેસીને દરેકના પ્રશ્નનો જવાબ આપું. આથી કોઇની ગુપ્ત હકીકત બ્હાર પડવા પામશે નહિ તેમજ હું શાન્તિથી મ્હારૂં કાર્ય કરી શકીશ. અલબત્ત, એક દિવસમાં તો આપ સર્વના પ્રશ્નોનો જવાબ હું આપી શકીશ નહિ પરંતુ હું અહીં આપ સર્વનું ફરમાન હશે તો આવીશ !"

બોલાના આ શબ્દો સાંભળીને સર્વ રમણીઓ થોડા વખત વિચારમાં પડી ગઇ. પરંતુ તુરતજ એક કહે કે પ્રથમ મ્હારા પ્રશ્નનો જવાબ આપવા મ્હારે ઓરડે આવ ! અન્ય કહે કે મ્હારા પ્રશ્નનો પ્રથમ જવાબ આપ ! વળી ત્રીજી કહે કે મ્હારા પ્રશ્નનો જ-

વાબ તો ત્હારે પ્રથમ આપવોજ પડશે. ચોથી કહે કે જો મ્હારા પ્રશ્નનો જવાબ તું પ્રથમ આપ તોજ હું ત્હારી પાસે મ્હારી ભાગ્ય-પરિક્ષા કરાવવા ઇચ્છું છું—નહિતર નહિ જ !

ધીમે ધીમે તો આ બનાવે જૂદુંજ રૂપ ગ્રહણ કરવા માંડયું. પ્રથમ તો કોની ભાગ્યપરિક્ષા થવી જોઇએ એ બાબત બેગમોમાં અન્દરને અન્દર અનેક વાદાઘાટ થઇ ! આ વાટાઘાટનું પરિણામ એ આવ્યું કે તેઓ અન્દર અન્દર લડવા લાગી ! આ તકરારમાંથી એક બીજાના છિદ્રો ઉઘાડા પડવા લાગ્યા. છિદ્રો ઉઘડતાં એક બીજાનું મહત્ત્વ ઘટવા લાગ્યું. આનું છેવટ પરિણામ તો એ આવ્યું કે ગુસ્સાથી—દ્વેષથી ઉશ્કેરાઇ તિરસ્કારથી એક બીજાના તરફ નયન ફેરવતી, મનમાં ગાળો દેતી બેગમો પોત પોતાના ઓરડામાં ધમધમાટ કરતી ચાલી ગઇ ! જે સ્થળે જ્યાં થોડો વખત પ્હેલા અનેક રમણીઓ આનન્દિત ચ્હેરે કથનોપકથન કરતી હતી ત્યાં અત્યારે કોઇ નહોતું. ફક્ત બેલાજ શાન્ત હૃદયે બેઠી હતી.

બેલા તો મનમાં ને મનમાં હસવાજ લાગી ! અહો ! સ્વાર્થનું પ્રાબલ્ય મનુષ્ય હૃદય ઉપર કેટલું છે ? સ્વાર્થ સિદ્ધ કરવાને મનુષ્ય કેવા કેવા પ્રયત્નો કરે છે ! ભવિષ્ય મનુષ્યને કેટલું મોહક છે ?

બેલા પણ ત્યાં બેસી ન રહી. એક દાસી ચાલીમાંથી ઝાડુ કાઢતી હતી ત્હેની પાસે ગઇ અને પૂછ્યું: " ચાંદબેગમનો ઓરડો કયાં છે ?"

" ચાંદબેગમને તું પિછાણતી નથી ? ત્હારી સાથે જે વાતચિત કરતી હતી તેજ ચાંદબેગમ હતી. " દાસીએ જવાબ આપ્યો.

" ના, ત્હેમને હું જાણતી નથી."

" હું ત્હેનીજ દાસી છું. ચાલ ! મ્હારી સાથે ચાલ!"

બેલાએ દાસીની પાછળ પાછળ ચાલી ચાંદબેગમના ઓરડામાં પ્રવેશ કર્યો. ચાંદબેગમ બેલા પાસેથી ઉઠીને શાન્તિ અર્થે એક પલંગ ઉપર પડી પડી પુષ્પોના પરિમલનો ઉપભોગ કરતી હતી. આ સમયે બેલા ત્યાં જઇને ઉભી રહી ! બેલાને જોઇને ચાંદબેગમ સ્હેજ ગુસ્સાથી બોલી: " કેમ ! વળી અહીં શા માટે આવી છું ? "

" બેગમ સાહેબા ! બેઅદબી માફ કરશો ! આપનું લલાટ જોઇને હું આપની એક બાબત જાણી શકી છું ને તે આપને કહેવાને જ આપની પાસે આવી છું. " બેલાએ અતિ નમ્રતાથી ખુલાસો કર્યો.

આ સાંભળી ચાંદબેગમનો ગુસ્સો ચાલ્યો ગયો. ત્હેણે શાન્તિથી કહ્યું ! " તું શું જાણી શકી છું?"

" આપને તે ગુપ્ત રીતે જ કહેવા જેવું છે. "

" ભલે, ચાલ ! આપણે અન્દરના ઓરડામાં જઇએ. "

ચાંદબેગમ આટલું કહી ઉભી થઇ અને અન્દરના ઓરડા તરફ ચાલવા લાગી. બેલા પણ ત્હેની પછવાડે જ હતી. બન્નેએ ઓરડામાં પ્રવેશ કર્યા બાદ બેલાએ કહ્યું: " મ્હે આપને દૂરથી જ જોયા હતા એટલે કવચિત ભૂલ થવાનો સમ્ભવ છે માટે આપ આપનો જમણો હસ્ત મ્હને બતાવવાની કૃપા કરો ! "

બેગમે પોતાનો ગુલાબી હસ્ત બેલાના હસ્તમાં આપ્યો. થોડો વખત બેલા તે તરફ સ્થિર દ્રષ્ટિએ જોઇને બોલી: " હા, ઠીક ! "

અતિ આશ્ચર્યતાથી બેગમે બેલાના મુખ તરફ જોઇને કહ્યું: " શું છે ભિખારિણી ? "

" આપનો પુત્ર બાદશાહ થશે!"

" શું ? શું તું કહે છે ભિખારિણી! આ તો અલબત્ત વધામણીજ કહેવાય ! મ્હારા પુત્રને જોઇને પણ દરેક એમ જ કહે છે ! સર્વ કહે છે કે ત્હેના હસ્તમાં રાજચિન્હ છે! તે જરૂર સિંહાસન પ્રાપ્ત કરી શકશે." ચાંદબેગમે અતિ હર્ષાવેશથી કહ્યું.

" પરંતુ બેગમ સાહેબા ! આમાં એક વિઘ્ન છે."

" શું વિઘ્ન છે ? બોલ ભિખારિણી જલદી બોલ ? શું વિઘ્ન છે ? ત્હેં તે શી રીતે જાણ્યું." ચાંદબેગમે અતિ ઉત્સુકતાથી પૂછ્યું.

" હું આપનો હસ્ત જોઇને જાણી શકું છું કે અમૃતબેગમ વિઘ્નરૂપ છે.

" અરે બાપરે! એ શું કરશે ?" ચાંદબેગમને તો આ સાંભળીને સમસ્ત દુનિયા ડૂબી ગયા જેવુંજ જણાયું.

" મ્હને ગણત્રિ ઉપરથી સ્પષ્ટ જણાયું છે કે જ્યારે ત્હેને બાદશાહ હરણ કરીને લાવ્યા ત્યારે તે એક ફકીર પાસેથી કેટલીક ઔષધિઓ તેમજ કેટલાક તાવિજ લાવી છે. આ સર્વ ત્હેણે એક રૂપાની પેટીમાં રાખેલ છે. આથી જ તે ગમે તેમ કરવાને શક્તિવાન છે. અત્યારે ત્હેને એક માસનો ગર્ભ છે. આ ગર્ભથી ત્હેને પુત્ર રત્ન પ્રાપ્ત થશે. પુત્ર રત્ન પ્રાપ્ત થતાંજ ત્હેનો લોભ વૃદ્ધિંગત્ થશે અને તેથી તે બાદશાહને પોતાની ઔષધિ અને તાવિજના પ્રતાપથી વશીભૂત કરી પોતાના પુત્રને રાજ્ય-સિંહાસન અપાવશે. આમ થવાથી આપનો પુત્ર રાજ્ય-સિંહાસન પ્રાપ્ત કરી શકશે નહિ."

ચાંદબેગમ બોલાની વિશેષ નજીક આવીને બોલી; " આનો કાંઇ ઉપાય છે ભિખારિણી ?"

બેલાએ થોડો વખત વિચાર કરીને કહ્યું: "ઉપાય તો છે. આપ જો યુક્તિ પ્રયુક્તિ કરી એ રૂપાની પેટી હસ્તગત્ કરો તો પછી ઉપાય થઇ શકે એમ છે."

"એ પેટીને હસ્તગત્ કરવાને હું પ્રાણપણે યત્ન કરીશ પણ ભિખારિણી! મ્હારો પુત્ર સિંહાસન પ્રાપ્ત કરી શકશે ને ?" ચાંદ બેગમે આતુરતાથી પૂછ્યું.

"અરે ! વળી એમાં તે શંકા શું ? પણ આપ જો એ પેટી મેળવી શકો તો ત્હેને ઉઘાડશો નહિ કારણ કે પેટીમાં જાદુમંત્રમય તાવિજ અને ઔષધિ છે. આપ તે પેટી ન ઉઘાડતા મ્હને સોંપી દેજો. હું આ સર્વ મંત્રૌષધિને એવા વિપરિત ભાવમાં મૂકી દઇશ કે સર્વ બેગમોનો ત્યાગ કરીને બાદશાહ આપનીજ પાસે આવે અને આપની ઇચ્છાનુસાર વર્તે! આ પેટીમાં એક એવી ચીજ છે કે જે મળવાથી બાદશાહ એક ગુલામ જેવો થઇ જશે !"

"તું મ્હને હવે ક્યારે મળીશ."

"આપ કહો ત્યારે અહીં આવવા તૈયાર છું."

"ભલે ત્યારે હું ત્હને કહેવરાવીશ ! પરંતુ તું જે પ્રમાણે કહે છે તે પ્રમાણે જો કરી આપીશ તો ભિખારિણી ! હું ચોક્કસ કહું છું કે ત્હારી ઇચ્છાનુસાર ત્હને પુરસ્કાર આપીશ." ચાંદબેગમે હર્ષિત હૃદયે કહ્યું.

"આપ પ્રથમ આ પેટી હસ્તગત કરો ! પછી સર્વ કાર્ય હું કરીશ. હવે હું આપની પાસેથી રજા લઉં છું. આપ આ બાબતમાં અતિ હુશિયાર રહેજો. અમૃતબેગમ આ સમ્બન્ધી એક શબ્દ પણ જાણવા પામે નહિ."

" ત્હારે એ બાબત કાંઇ પણ ચિન્તા રાખવી નહિ, પણ ભિખારિણી ! ત્હારા ઉપર હું અત્યંત ખુશી થઇ છું અને એ ખુશીના બદલામાં હું મ્હારો હાર ત્હને આપું છું. મ્હારૂં કાર્ય થયે હું ત્હને વિશેષ પુરસ્કાર આપીશ; અત્યારે તો હું ત્હને આટલું મ્હારી ખુશીથી આપું છું." એમ કહી બેગમે પોતાના ગળામાંથી હાર કાઢીને બેલાને આપ્યો.

બેલાએ કાંઇ પણ જવાબ ન આપતાં હાર લીધો. હાર લઇને તે તુરતજ મ્હેલ બ્હાર ચાલી ગઇ !

---

## પ્રકરણ ૧૭ મું.

### મુદત પડી.

ટુંકા જ છે જીવિત, ને દુઃખભાર મ્હોટા,
ને મૃત્યુની પછી કશો રસસ્વાદ ના ના.

કલાપી.

જે દિવસે ભિખારિણીના વેશે બેલા મ્હેલમાં ગઇ હતી તેજ દિવસે બપોરે મનુષ્યો અદાલત તરફ જતા હતા. આજે રામચન્દ્રના દાવાનો ફેંસલો થવાનો હતો. ગરીબમાં ગરીબ માણસ, ક્ષુદ્ર ગૃહમાં રહેનારો, ફાટલતૂટલ કપડા પ્હેરનારો પચીસ લાખ રૂપિયાનો માલિક થવાનો હતો. માણસો તો રામચન્દ્રના વિષે કંઇક કંઇક વાતો કરતાં હતાં. આટલો વખત તો ત્હેને કોઇ ઓળખતું નહોતું, પરંતુ અત્યારે તો સર્વના મુખે રામચન્દ્રના ભાગ્યનીજ વાત થતી હતી. જે ધનાઢયના પુત્રને રામચન્દ્ર સંસ્કૃત ભણાવવા જતો હતો તે

પણ રામચન્દ્રના ભાગ્યોદયની વાત સાંભળી અતિ પશ્ચાતાપ કરવા લાગ્યો. વળી કૃષ્ણરાવની પુત્રી પ્રભાવતી સાથે લગ્ન થવાથી રામચન્દ્રને જોવાને માણસોને વિશેષ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. પ્રથમ તેઓએ રામચન્દ્રને જોયેલ તો હશે છતાં ત્હેને હવે નિહાળીને જોવાની ઇચ્છા થઇ હતી અને તેથી અદાલતમાં ધીમે ધીમે માણસોની ભિડ થવા લાગી.

તે દિવસે ઘણા મુકરદમા હતા. એ ત્રણ મુકરદમાનો ચુકાદો કર્યા બાદ રામચન્દ્રનો મુકરદમો કાજી સાહેબે હાથમાં લીધો.

રામચન્દ્રને તુરતજ અદાલતમાં બોલાવવામાં આવ્યો. કૃષ્ણરાવ વકિલનો તે જામાત્રા થયો હોવાથી ત્હેની તરફ હવે માણસો માનની દ્રષ્ટિથી જોતાં હતાં. વિના પૈસે અનેક વકિલો ત્હેના પક્ષનું સમર્થન કરવાને આવ્યાં હતાં. કાજી સાહેબે રામચન્દ્રને સમ્બોધીને પૂછ્યું: " ત્હમારૂં નામ શું ? "

"મ્હારૂં નામ રામચન્દ્ર છે." રામચન્દ્રે નમ્રતાથી જવાબ આપ્યો.

" ત્હમે હાલમાં ક્યાં રહો છો ? "

" વિજાપુરમાં. હું લાલપુર પરગણાના કેશવરાવનો દૌહિત્ર છું. મ્હારા માતામહને કાંઇ પણ સંતાન ન હોવાથી હુંજ ત્હેમની સમસ્ત સંપત્તિનો ખરો હકદાર છું માટે કૃપા કરીને તેમની ધન-સંપત્તિ મ્હને મળે એવો હુકમ થવો જોઇએ. "

" ત્હમે કેશવરાવના દૌહિત્ર છો ત્હેના કાંઇ પ્રમાણો ત્હમારી પાસે છે ? "

" મ્હેં એ સર્વ કાગળ-પત્રો અદાલતમાં દાખલ કર્યા છે. "

કાજી સાહેબે કારકુન તરફ નજર કરી. કારકુને તુરતજ સર્વ

પત્રો કાજી સાહેબને આપ્યા. કાજી સાહેબે એ પત્રોનું અવલોકન કરીને કહ્યું: " આ સર્વ કાગળ–પત્રો કોણે દાખલ કર્યા છે ? "

" મ્હેં અને મ્હારા પક્ષના વકિલ કૃષ્ણરાવે, સાહેબ ! "

" ત્હમારા સ્વાક્ષર કરો ? "

**રામચન્દ્રે** એક કાગળ ઉપર સ્વાક્ષર કરીને કાજી સાહેબને તે કાગળ આપ્યો.

" ત્હમે કેશવરાવના દૌહિત્ર છો ત્હેના સાક્ષીઓ છે કે કેમ ? " કાજી સાહેબે પૂછ્યું.

" જી હા, ચાર સાક્ષીઓ છે. " **રામચન્દ્રે** જવાબ આપ્યો.

તુરતજ સાક્ષીઓને બોલાવવામાં આવ્યા. તેઓ સર્વેએ એવી સાક્ષી આપી કે ઘણો વખત થયાં **રામચન્દ્રને** તેઓ પિછાને છે અને તે કેશવરાવનો દૌહિત્ર છે એમ સારી રીતે જાણે છે.

આ સમયે કેશવરાવના ભ્રાતા ત્રંબકરાવનો વકિલ ઉભો થયો. ત્હેણે કાજી સાહેબ તરફ ફરીને નમ્રતાથી કહ્યું: " હજુર! **રામચન્દ્ર** નામનો કોઇ પણ માણસ કેશવરાવનો દૌહિત્ર હતોજ નહિ. આ માણસ ઘણોજ દરિદ્ર છે તેમજ દૂર દેશનો રહીશ છે. ત્હેણે આ ખોટા કાગળ–પત્રો લખી કેટલાક ખોટા સાક્ષીઓને ઉભા કર્યા છે. ત્હેણે આ અગાધ સંપત્તિ મેળવવાની ઇચ્છાથી આ કારસ્થાન ઉભું કર્યું છે. કેશવરાવ જ્યારે જીવતા હતા ત્યારે ત્હેમનો એક દૌહિત્ર ક્યાંય ચાલ્યો ગયો હતો. ત્હેની તપાસ કેશવરાવે ઘણીજ કરાવી હતી. આ તપાસમાં એમ જણાયું હતું કે તે **પદ્માનદીમાં** નૌકામાં બેઠો હતો. નૌકા થોડે દૂર જતાં ડૂબી ગઇ. મતલબ કે કેશવરાવનો દૌહિત્ર મૃત્યુ પામ્યો. અન્ય એક બાળક દૌહિત્ર હતો પરંતુ ઘણો

વખત પ્હેલાં લુંટારાઓએ ત્હેનો વધ કર્યો છે. અત્યારે આ અતુલ સંપત્તિ હસ્તગત કરવાના લોભથી કેટલાક લોકોએ મળીને આ અપરિચિત વ્યક્તિને અત્ર ઉપસ્થિત કરેલ છે. આ સર્વ મિથ્યા છે. આપ નામદાર હવે વિચાર કરીને કેશવરાવના ભ્રાતાને સર્વ સંપત્તિ મળે એવો હુકમ ફરમાવશો. ''

સામા પક્ષના વકિલનું બોલવું બંધ થતાં રામચન્દ્રનો એક વકિલ ઉભો થયો. ત્હેણે પ્રથમ સર્વ તરફ દ્રષ્ટિ ફેંકી અને બોલ્યો: '' ધર્માવતાર! વિપક્ષના વકિલ સાહેબના કથન ઉપરથી જ અમારૂં ખરૂં પ્રમાણ નિકળી આવે છે. ત્હેમણેજ કહ્યું કે કેશવરાવના જ્યેષ્ઠ દૌહિત્રનો પત્તો લાગતો નથી. તે વખતે જેનો પત્તો નહોતો લાગતો તેજ આ રામચન્દ્ર છે. જે કારણથી તેઓ ન્હાસી ગયા હતા તે કારણ દૂર થવાથી હવે તેઓ આવ્યા છે. જો તેઓ દૌહિત્ર ન હોય તો આ લેખ કયાંથી લાવી શકે? જો આ લેખ ખોટોજ હોય તો પછી અસલ લેખ કયાં છે? કેશવરાવને કાંઇ પણ પુત્ર સંતાન ન હોવાથી પોતાના મૃત્યુ પછી પોતાનો ભાઇ પોતાની કન્યાને અને દૌહિત્રોને કાંઇ પણ સંપત્તિ આપશે નહિ એવું તેઓ જાણતાં હતાં અને તેથીજ ત્હેમણે જમીનનો લેખ પોતાની કન્યાને કરી આપ્યો હતો. આ કન્યા એજ રામચન્દ્રની માતા! રામચન્દ્ર જ્યારે ગૃહનો ત્યાગ કરી બ્હાર ચાલ્યાં ગયાં ત્યારે ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે એમ ધારીને પોતાની માતાની પેટીમાંથી આ લેખ ત્હેમણે લઇ લીધો હતો. વળી કેશવરાવની કન્યા હજી પણ જીવિત છે ને તે ત્ર્યંબકરાવના ગૃહેજ છે. જ્યારે તે કન્યા કેશવરાવના ગૃહેજ છે તો પછી અસલ લેખ કયાં ગયો? ''

કાજી સાહેબ ત્ર્યંબકરાવના વકિલ તરફ જોઇને બોલ્યા ! "ત્હમે મિથ્યા વાત કરી શા માટે નકામો વખત ગુમાવો છો ? ત્હમારો લેખ ક્યાં છે ?"

ત્ર્યંબકરાવના વકિલે જવાબ આપ્યો: "આપ કૃપા કરીને જો એક માસની મુદત આપો તો તે વખત દરમ્યાન અસલ લેખ આપ નામદારની સમક્ષ રજુ કરશું."

"વારૂ, ત્હમે બન્ને પક્ષ એવું કહો છો કે કેશવરાવની કન્યા હજી જીવિત છે. જો આ સત્યજ હોય તો કેશવરાવની કન્યા ત્હેના પુત્રને તુરતજ ઓળખી શકશે !"

રામચન્દ્રના વકિલે ઉત્સાહપૂર્વક કહ્યું: "માતા પોતાના પુત્રને ન ઓળખે એ બનેજ કેમ ? તે તુરતજ ઓળખી કાઢશે. અત્યારે કન્યા પણ ત્ર્યંબકરાવને ત્યાંજ છે."

"કેમ ત્હમે આ સમ્બન્ધી શું કહેવા ઇચ્છો છો ?" કાજી સાહેબે ત્ર્યંબકરાવના વકિલને સમ્બોધીને કહ્યું.

"ત્હેને અહીં સાક્ષીમાં બોલાવી શકાય એમ નથી કારણ કે તે અત્યારે મ્હારા અસીલના ગૃહે નથી."

કાજી સાહેબે કહ્યું: "આ મુકરદમામાં હું કાંઇ સમજી શકતો નથી. મ્હારો તો એવો મત છે કે રામચન્દ્ર અને ત્ર્યંબકરાવે આ સંપત્તિ સરખા હિસ્સે વ્હેંચી લેવી. આ બધું તરતોફાન કરવાની કાંઇ જ જરૂર નથી."

આનું નામ જ કાજીનો વિચાર! પરંતુ આ કાજી સાહેબના વિચારને બન્ને પક્ષ સંમત થયા નહિ. ત્ર્યંબકરાવના વકિલે કહ્યું: "આપ જો એક માસની બીજી મુદત આપો તો અમે અસલ લેખ

આપની સમક્ષ રજુ કરી **રામચન્દ્ર** અને **રામચન્દ્ર**ના લેખ જુદા છે એવું પુરવાર કરી આપીશું."

કાજી સાહેબ સ્હેજ વિરક્ત ભાવે બોલ્યા: "આ એક નકામા મુકરદમામાં અનર્થક અદાલતનો ઘણો સમય નષ્ટ થાય છે. ત્હમે ઘણું કહ્યાં છતાં કોઇ પણ માનતા નથી. ભલે હું બીજા પંદર દિવસની મુદત આપું છું પરંતુ તે સાથે એવો પણ હુકમ કરૂં છું જે પક્ષની વાત મિથ્યા ઠરશે ત્હેને હું શૂળીએ ચડાવીશ. સોળમે દિવસે કાંતો **ત્ર**ંબકરાવને અથવા તો **રામચન્દ્ર**ને શૂળીએ ચડી પ્રાણ ત્યાગ કરવો પડશે."

કાજી સાહેબે હુકમ કર્યો. આ તરફ અદાલત બંધ થવાનો ઘંટ વાગ્યો. કમ્પિત હૃદયે **રામચન્દ્ર** અને **ત્ર**ંબકરાવ અદાલતની બ્હાર નિકળ્યા. ત્હેમના બન્નેના હૃદયમાં કાજી સાહેબનો હુકમ સાંભળીને તેલ રેડાયું હતું. સંપત્તિ મળે કે ન મળે ત્હેની હવે બન્નેમાંથી કોઇને દરકાર નહોતી રહી પરંતુ શૂળીનું સ્મરણ થતાં તેઓનું અંગ ધ્રુજતું હતું.

**ત્ર**ંબકરાવ સીધો ગૃહેજ ગયો. ગૃહે જતાં જ પોતાના **નારા**-યણ નામના નોકરને બોલાવ્યો. **નારાયણ** ઘણા વર્ષ થયાં **ત્ર**ંબક-રાવને ત્યાંજ નોકરી કરતો હતો; વળી તે અંત્યંત વિશ્વાસુ હતો. **નારાયણ** આવ્યો એટલે **ત્ર**ંબકરાવ કાજી સાહેબનો હુકમ કહીને બોલ્યો: "હવે શું થશે ? આ ષડયંત્ર એવી રીતે ઉભું કર્યું છે કે ત્હેને ખોટું ઠરાવવું એ કઠિન કાર્ય છે. જો તે ખોટું ન ઠરે તો શું થશે ? જીવતાં હશું તો સંપત્તિનો ઉપભોગ થઇ શકશે ! શિર સલામત તો પઘડિયાં બ્હોતેરી ! શું શૂળી ઉપર ચડીને જીવનની

સર્વ આશાઓને નષ્ટ કરી નાખવી ? અરે પ્રથમ કાજીએ કહ્યું તેમ અર્ધ સંપત્તિ વ્હેંચ્યા લીધી હત તો પણ હું અનેક પ્રકારનું સુખ માણી શકત ! હાય ! હાય ! તે વખતે આ વિચાર કેમ ન આવ્યો ? લોભે મ્હારી કફોડી દશા કરી ! "

આશ્વાસન આપતાં નારાયણે કહ્યું: " આમ થશે એ શું કાંઇ ખબર હતી ! સંપત્તિ મેળવવા જતાં શૂળીનો હુકમ ! આ પણ કાજીની બુદ્ધિનો એક અપૂર્વ પુરાવો કહેવાય ! "

ત્રંબકરાવે નારાયણનો હસ્ત ઝાલીને કહ્યું: " તું અત્યારેને અત્યારે લુંટારાના સરદાર કાનોજી પાસે જા અને દસ હજાર તો શું પણ પચાસ હજાર અરે ! એક લક્ષ રૂપિયા સૂધી આપવાનું ત્હેને વચન આપ ! મ્હારા જીવન મરણનો આધાર એ લેખ ઉપર જ લટકી રહ્યો છે. કાનોજીને ગમે તેમ કરી તે લેખ હસ્તગત કરવાનું કહે. "

નારાયણ વિશેષ વખત ન ગુમાવતા ઉભો થયો. તે તુરતજ કાનોજી સરદારના ગૃહે જવાને નિકળ્યો.

આજે કાનોજી સરદારના હૃદયમાં કાંઇક જૂદો જ આનન્દ ઉભરાઇ રહ્યો હતો. આ આનન્દ પ્રદર્શિત કરવાને ત્હેણે દારૂની કેટલીક બાટલીઓ મંગાવી હતી. પોતાના મુખ્ય મુખ્ય માણસોને ત્હેણે ભેગા કર્યા હતાં અને એક ચોકમાં સર્વને બેસાડયાં હતાં. આમાં અનેક સ્ત્રીઓ પણ હતી. વાજીંત્રો પણ વાગી રહ્યાં હતાં. ન્હાના છોકરાંઓ આમ તેમ નાચતાં હતાં. કોઇ કોઇ કાનને વિંધી નાખે તેવી બૂમો પાડતાં હતાં. સ્વાભાવિક, અસ્વાભાવિક, રૂચિકર, અરૂચિકર એવી નાના પ્રકારની કાંઇક ધમાલ ચાલી રહી હતી.

આ સમયે નારાયણ ત્યાં ગયો. ત્હેણે ત્યાં જઇને એક માણસને પૂછ્યું: " તમારો સરદાર કાનોજી ક્યાં છે ? "

" ત્હારે ત્હેમનું શું કામ છે ? " પેલાએ દારૂના તોરમાં ને તોરમાં જ જવાબ આપ્યો. "

" ભાઇ ! મ્હારે ત્હેમની પાસે અગત્યનું કામ છે."

" જા, જા, હવે ! અત્યારે અમારા સરદારને ત્હારા જેવાની સાથે મળવાની ફુરસદ નથી. જોતો નથી કે અહીં તો કેવી ધમાલ ચાલી રહી છે ? "

" અરે, પણ એક ઘણુંજ અગત્યનું કામ છે! જો તું સીધી વાત કરીશ નહિ તો પાછળથી સરદાર ત્હારા ઉપર ગુસ્સે થયા વિના નહિ રહે, માટે ભલો થઇને સરદાર ક્યાં છે તે કહે !"

પેલા માણસે ભયથી કે ઇચ્છાથી સરદાર બેઠો હતો તે તરફ આંગળી કરીને કહ્યું: " જો ! ત્યાં સરદાર બેઠા છે."

કાનોજી સરદાર આ વખતે એક બાજુ બેઠો બેઠો મદ્યપાન કરતો હતો. ત્હેની આસપાસ પાંચ છ માણસો બેઠા હતાં. પરંતુ ત્હેના જમણા હસ્ત તરફ એક સ્ત્રી બેઠી હતી અને તે સ્ત્રીની પીઠ ઉપર કાનોજી પોતાનો હસ્ત ફેરવતો હતો. આ સ્ત્રી તે અન્ય કોઇ નહિ પણ કાનોજીની પત્ની હતી. કાનોજીએ પોતાની પ્રથમ સ્ત્રીના મૃત્યુ પછી આ દ્વિતિય સ્ત્રી કરી હતી. આ સ્ત્રીમાં એવું મોહક સૌન્દર્ય નહોતું. ત્હેનામાં રૂપની પણ ખામી હતી. ત્હેનું શરીર શ્યામ વર્ણનું હતું. સ્ત્રીની ઉમ્મર લગભગ છત્રીશ વર્ષની હોવા છતાં પણ ત્હેની ઉમ્મર જોનારને ત્રીશ વર્ષથી વિશેષ જણાતી નહોતી કારણકે ત્હેનું શરીર ઘણું નબળું હતું. લગભગ ત્હેના આખા શરીરના હાડકાઓ સ્પષ્ટ જણાતાં હતાં. ત્હેની ચક્ષુઓ

સ્હેજ મોહક હતી પણ અત્યારે તો ઉંડી ગરી ગયેલ હોવાથી સુન્દર દેખાતી નહોતી. કાનોજી સરદાર આ સ્ત્રીથી કાંઇ સૌન્દર્યમાં વધી જાય એવો નહોતો. તે પણ હતો તો શ્યામ વર્ણ ! ભેદ ફકત એટલો જ હતો કે સ્ત્રીના કરતાં તે વિશેષ બળવાન હતો. ત્હેનું શરીર કસાયેલું હતું.

" નારાયણ સરદારને જોતાંજ ત્હેની પાસે ગયો અને કહ્યું : કાનોજી સરદાર ! મ્હારે ત્હારી સાથે એક ગુપ્ત વાત કરવી છે."

કાનોજી સરદારે દારૂના ઘેનમાં નારાયણ સામું જોયું. તે નારાયણને જોતાંજ ઉભો થયો અને લથડિયા ખાતો ખાતો નારાયણ સાથે આ સર્વ લોકોથી દૂર ગયો. થોડે દૂર ગયા બાદ નારાયણે કાનોજીને કહ્યું: " પેલા કાર્યનું શું કર્યું ?"

કાનોજી વક્ર આંખ કરતો બોલ્યો: " કુચ્છ પરવા ન કરો યાર ! એલાએ બરોબર ત્હેનો ઉપાય કર્યો છે. લેખ હજી હસ્તમાં આવ્યો નથી છતાં કાંઇપણ જાતની શંકા રાખવાનું કારણ નથી."

" કાનોજી ! હજી પણ વિશેષ યત્ન કર ! જો તું આ કાર્યમાં ફતેહ મેળવીશ તો દસ હજાર ઉપરાંત બીજા દસ હજાર રૂપિયા હું ત્હને આપીશ ! પરંતુ હવે દાવાને વિશેષ દિવસ નથી. ફક્ત દસ દિવસ બાકી છે." નારાયણે કાનોજીને ઉત્તેજીત કરવા માંડયો.

" અરે પાંચ દિવસ કેમ કહેતા નથી ? આટલા વખતમાં તો સહેલાઇથી કાર્ય પાર ઉતરી જશે. બસ ! અમૃતબેગમની પેટી ત્હમારા હસ્તમાં આપીશ અને દસ ને દસ એટલે વિસ હજાર રૂપિયા ત્હમારી પાસેથી લઇશ. વારૂ પણ એક પ્યાલી મદ્ય પીશો ? ચાલો, મ્હારી સાથે ચાલો !"

નારાયણ આ સાંભળીને હસવા લાગ્યો. ત્હેણે હસતાં હસતાં જ

કહ્યું: "તું તે આ શું બોલે છે? અમારાથી મદ્યને અડાય પણ ખરૂં! આ લે, અત્યારે હું ત્હને દસ રૂપિયા આપું છું. જા! આનન્દ કર!"

"અરે! ત્હમે તે આ શું બોલો છો? કાનોજી સરદાર દસ રૂપરડીમાં આનન્દ કરી શકે? આ તે શું મ્હારી મશ્કરી કરવા માંડી છે?"

"ભલે! ત્યારે એથી વિશેષ આપું.?"

આટલું કહી નારાયણે બીજા પચીસ રૂપિયા સરદારના હાથમાં આપ્યાં અને કહ્યું: "ત્હેં જે રમણીને આ કાર્ય સોંપ્યું છે તે ક્યાં છે? અત્યાર સૂધીમાં ત્હેણે શું કર્યું તે ત્હેના સ્વમુખેથી સાંભળવાની મ્હારી ઇચ્છા છે."

"ત્હેની પાસેથી શું જાણવું હતું? હું ત્હમને કહું છું ને! ત્હમે આ દસ દિવસ દરમ્યાન એ લેખ પ્રાપ્ત કરી શકશો."

"પણ તે રમણી ક્યાં છે?"

"ત્હમને મ્હારા ઉપર વિશ્વાસ નથી?"

"ના, ના, શું ત્હેણે કર્યું તે સાંભળવાની મ્હારી ઇચ્છા છે."

"જે થયું છે તે થયું છે. હવે ત્હેને માટે લપ શા માટે કરો છો? ત્હમે તો તેલ પાઇને એરડિયું કાઢો તેવા લાગો છો. અત્યારે તે રમણી અહીં નથી. જ્યારે જ્યારે અહીં આવી મિજલસ હોય છે ત્યારે તે અહીં ન રહેતાં બ્હાર ક્યાંક ચાલી જાય છે. ત્હેને કોણ જાણે આ માટે કાંઇક તિરસ્કાર હોય એમ જણાય છે."

"વારૂ, પણ તે સ્ત્રીને ત્હેં બરોબર સાવધાન રહેવાનું કહ્યું છે ને? આ વાત ક્યાંઇ પણ જવી ન જોઇએ."

"અરે! યાર! તે તો ત્હમારા જેવા દસ નારાયણને હજમ કરી જાય એવી છે. ત્હેની દ્રષ્ટિએ તો બાદશાહના જેવા કેટલાય

રંગ મહેલે નિકળી ગયા છે. હવે વધારે વખત ન ગુમાવો. જલદી ગૃહ ભેગા થઇ જાવ ! હું પણ એક બે પ્યાલી પીને આનન્દ કરૂં." આટલું કહી કાનોજીએ ચાલવા માંડયું.

**નારાયણ** પણ વિશેષ વાતચિત કરવી ઉચિત ન લાગવાથી ગૃહ તરફ ચાલ્યો. રસ્તામાં તે વિચારવા લાગ્યો: " આ જંગલી જેવા **કાનોજી** સરદાર ઉપર આવા મહત્ત્વના કાર્યનો બોજો મૂકી વિશ્વાસ રાખવો એ મ્હને તો ઉચિત લાગતું નથી. મ્હારા શેઠના જીવન–મરણનો આધાર ફક્ત **કાનોજી** સરદાર ઉપર જ છે. જો કાનોજી આ કાર્યમાં ફતેહ મેળવે તો તો ઉત્તમજ છે નહિતર ત્હેમની કેવી ભયંકર સ્થિતિ થશે ! આ પણ એક આશ્ચર્ય જ કહેવાય ! પોતાની સંપત્તિ મેળવવા જતાં શૂળીએ ચડવું પડે ! હું ત્હેમનો ઘણા વખતનો જૂનો નોકર છું. મ્હને તેઓએ પોતાના પુત્રની માફક સાચવ્યો છે. હું મ્હારા શેઠની આવી સ્થિતિ જોઇ પણ શી રીતે શકવાનો હતો! વળી મ્હારી શેઠાણીનું શું થશે? શેઠના ન્હાના પુત્ર તો ત્હેમના સિવાય થોડો વખત પણ રહી શકતા નથી. બે દિવસને માટે જો તેઓ બ્હાર ગામ જાય છે તો આખો દિવસ રસ્તા તરફ જોઇને બેસી રહે છે. **પ્રભો** ! **પ્રભો** ! ત્હેમનું શું થશે !" આવો વિચાર આવતાં**નારા**-યણની ચક્ષુઓ અશ્રુથી ભરાઇ ગઇ.

**નારાયણ** જે રસ્તેથી ચાલ્યો જતો હતો તે રસ્તાથી સરિતા નજીક જ હતી. અત્યારે રાત્રિ ઘણી વિતી ગઇ હતી. કોઇ પણ મનુષ્ય સામો મળતો નહોતો. સ્થળ લગભગ જન–માનવ શૂન્ય જેવું જ જણાતું હતું. કવચિત કવચિત ઘુવડનો કર્કશ અવાજ સંભળાતો હતો. **નારાયણ** તો પોતાના વિચારમાં ચાલ્યો જતો હતો.



# પ્રકરણ ૧૮ મું.

## પેટી ગુમ.

ઘણી ક્ષણ થયાં સન્ધ્યા વિતી ગઇ છે. ઘણી ક્ષણ થયાં બાદશાહના રંગ મહેલમાં અનેક દીવાઓ પોતાનો ઉજ્વળ પ્રકાશ દરેક ઓરડામાં આપી રહ્યાં છે. ઘણી ક્ષણ થયાં સન્ધ્યાગીતનો અવાજ સુધાવર્ષણ કરી રહ્યો છે.

આ સમયે રંગમહેલમાં દરેક ઓરડો વિલાસનું જ સ્થાન હોય-સ્વર્ગનું જ ભાન કરાવતો હોય એમ જણાતું હતું. કોઇ ઓરડામાંથી સુન્દરી યુવતિના ગાનનો અથવા તો નૃત્યનો અવાજ સંભળાતો હતો. કોઇ ઓરડામાંથી હાસ્યધ્વની કર્ણને ભેદી નાખતો હતો. કોઇ ઓરડામાંથી સુવર્ણપાત્ર ભરીને મદ્ય પીવાની તાણાંતાણીનો અવાજ આવતો હતો. કોઇ ઓરડામાંથી શૃંગારરસનું વિવેચન સંભળાતું હતું તો વળી કોઇ ઓરડામાંથી બાદશાહના આજના કાર્ય વ્યવસાયની વાતચિત સંભળાતી હતી. પરંતુ એટલું તો ખરૂં જ કે દરેક સ્થળે આનન્દ છવાઇ રહ્યો હતો. દરેક બેગમ પોતાની ઇચ્છાનુસાર આનન્દ ઉપભોગ કરતી હતી.

આ સમયે મન્દ–અતિ મન્દ–ગતિથી એક યુવતિએ પોતાની દાસીને સાથે લઇને આમ તેમ જોતી જોતી પાસેના એક ઓરડામાં પ્રવેશ કર્યો.

જે ઓરડામાં આ યુવતિએ પ્રવેશ કર્યો તે ઓરડામાં એક સૌન્દર્યવાન રમણી હતી. તે અત્યારે મખમલની ગાદી ઉપર આડી થઇને પડી હતી. આ નવયુવાન સુન્દરીને પોતાના વસ્ત્રોનું પણ

ભાન નહોતું. ત્હેના વસ્ત્રનો છેડો, નિમ્નોન્નત્ત અવયવો ઉપરથી ખસી ગયો હતો. ત્હેણે એવું તો બારિક વસ્ત્ર પરિધાન કર્યું હતું કે રાત્રીનો સમય હોવા છતાં ત્હેનું સર્વાંગ સ્પષ્ટ દેખાતું હતું. આ સુન્દરી પુનઃ પુનઃ મદ્યનું સેવન કરતી હતી. પાસે એક દાસી સુવર્ણપાત્રમાં મદ્ય ભરીને ઉભી હતી. સહસા આ સુન્દરી બેઠી થઇ ઉત્તેજિત સ્વરે બોલી: " લાવ દાસી લાવ ! મદ્ય લાવ ! હવે આ હતભાગિનીના પ્રાણના નરકાગ્નિને શાન્ત પાડવાને આ એકજ સાધન છે દે, મદ્ય દે. !

દાસીએ તુરતજ પોતાના હસ્તમાંહેનું મદ્યથી ભરેલું સુવર્ણપાત્ર સુન્દરીના હસ્તમાં આપ્યું. સુન્દરી ત્હેને ઉદરમાં પધારવીને બોલી: " બસ, જગતમાં ધર્મ નથી, કર્મ નથી, ભગવાન નથી—છે ફક્ત આ એકજ મદ્ય. લાવ, દાસી લાવ ! ઢીલ ન કર!"

આ સમયે આવનાર યુવતિએ ત્હેની સન્મુખ જઇને રક્તાધરે મૃદુ હાસ્ય લાવીને કહ્યું: " અરે ! આજે મદ્ય ઉપર આટલી બધી મહેરબાની કેમ?"

એક દર્પણ સામેજ પડયું હતું. આગન્તુક યુવતિનું હાસ્ય તે દર્પણમાં પ્રતિબિમ્બિત થઇ દર્પણને ઝળઝળાવી નાખવા લાગ્યું. આતો જડ વસ્તુ હતી પરંતુ જો તે સ્થળે કોઇ પુરૂષ હોત તો નક્કી ત્હેનું મૃત્યુજ થાત ! અથવા તો તે પાગલ થઇ જાત ! આ હાસ્ય જેષ્ઠની વિજળી જેવું હતું. મનુષ્ય હૃદયને ભેદી નાખવાને પૂર્ણ શક્તિવાન હતું. જેણે આ હાસ્ય કર્યું તે **ચાંદબેગમ** હતી અને જે મદ્ય પીતી હતી તે **અમૃતબેગમ** હતી.

**ચાંદબેગમ**ને જોઇને **અમૃતબેગમ** પોતાના સુકોમળ નયનોને

સ્હેજ ફેરવીને બોલી: "આવો આવો, ત્હમે પણ મદ્યનો ઉપભોગ કરો !"

"અરે પણ ! આજે મદ્યના આટલા બધા ભક્ત કેમ થઇ ગયા છો ? પ્રથમ તો મદ્યને હાથ લગાડવાને પણ સ્વિકૃત થતાં નહોતાં!"

"મ્હારી તે વખતે મહાન ભૂલ થઇ ગઇ છે. તે સમયે હું એમ માનતી કે જગતમાં ધર્મ છે, કર્મ છે, પાપ છે, પાપનું ફળ છે. પરંતુ હવે તે ભૂલ હું સમજવા પામી છું. મ્હારી અજ્ઞાનતા ચાલી ગઇ છે ! હવે હું સારી રીતે સમજી ગઇ છું કે આ તો અજ્ઞાન માણુસોની વાતો છે—મૂર્ખ લોકોના કથન છે. જગતમાં કાંઇ પણ હોય તો મદ્ય એક જ છે. મનુષ્યના હૃદયની વેદનાને જો દૂર કરનાર કોઇપણ હોય તો તે મદ્ય જ છે ! મનુષ્યની ચિન્તાનું નિવારણ કરનાર કોઇ પણ હોય તો તે મદ્ય જ છે! સર્વ જવાળાઓનું વિસ્મરણ કરાવી શાન્ત નિદ્રાનું સેવન કરાવનાર જો કોઇપણ હોય તો તે મદ્ય જ છે ! આટલાજ માટે હું મદ્યનું પેટ પૂરતું સેવન કરૂં છું. જ્યાં સૂધી અજ્ઞાત નહિ થાઉં ત્યાં સૂધી બસ મદ્યજ પીધા કરીશ !"

"હજી પણ શું ત્હમારા પ્રાણુની વેદના નષ્ટ થઇ નથી ? હજી પણ શું ત્હમારી પૂર્વ સ્મૃતિ ત્હમે ભૂલી શકયા નથી !" ચાંદબેગમે સ્હેજ આશ્ચર્યતાથી પૂછ્યું.

અમૃતબેગમ આ સાંભળીને જરા ટટાર થઇ ! પુનઃ એક સુવર્ણ પાત્ર ભરીને મદ્ય ગટગટાવીને બોલી: "કોની સ્મૃતિ હું ભૂલી જાઉં ચાંદબેગમ ! શી રીતે એ સ્મૃતિ ભૂલી જાઉં ? એક દેવની હું ગૃહિણી હતી—દાનવ ત્હેનું હરણુ કરી લાવ્યો છે. શુદ્ધ બ્રાહ્મણુની પત્ની

હતી—એક પવન પકડી લાવ્યો છે, ત્હેનો મ્હને સ્પર્ષ થયો છે—શું આ સ્મૃતિ? અરે! આ સ્મૃતિ ભૂલી છું એટલુંજ નહિ પણ હવે હું રાક્ષસી થઇ છું ! મનુષ્ય ટળી દાનવી થઇ છું ! જેટલા દિવસ આનો બદલો મળશે એવો વિચાર મગજમાં રમતો હતો તેટલો વખત ધર્મને માન્યો હતો, પરંતુ જ્યારથી આ આશા નષ્ટ થઇ ગઇ છે ત્યારથી મ્હારી સ્મૃતિ પણ ચાલી ગઇ છે. હવે મ્હને સ્પષ્ટ જણાયું છે કે આ આશા રાખવામાં મ્હારી મ્હોટી ભૂલ થઇ છે; અને તેથી જ એ સ્મૃતિનો ત્યાગ કરીને આ મદ્યનું સેવન કરવાનું શરૂ કર્યું છે. બસ, હવે તો જીંદગીભર મદ્યનું જ સેવન કરી મ્હારી આ અવશેષ જીવનલીલાને સમાપ્ત કરીશ ! દાસી દાસી ! પ્યાલી ભર ! ચાંદબેગમને માટે પણ અન્ય એક પ્યાલી ભરજે !"

દાસીએ તુરતજ આજ્ઞાનુસાર એ સુવર્ણ પાત્રો મદ્યથી ભરી દીધા. આમાંથી એક પાત્ર અમૃતબેગમને અને અન્ય પાત્ર ચાંદબેગમને આપ્યું. ચાંદબેગમ પાત્રને હસ્તમાં લઇને બોલી: "આજે પૂર્ણિમાં છે. રાત્રિ પોતાની સંપૂર્ણ જ્યોત્સ્ના પ્રકાશી રહી છે, પવન પણ અતિ મંદ ગતિથી ચાલ્યો જાય છે, ઉદ્યાનમાં કોકિલા પોતાનું સુમધુર ગાયન છેડી રહી છે. બ્હેન ! ચાલોને ત્યાં જઇએ ! મ્હને તો આ સર્વનું અવલોકન કરવામાં અતિ આનન્દ થાય છે. આપણે બન્ને ઉદ્યાનમાં થોડો વખત ફરશું અને આ આનન્દનો થોડો ઘણો ઉપભોગ કરશું. ત્હમારૂં મન પણ અત્યારે સ્થિર નથી તેથી ત્હમને ઉદ્યાનમાં જવાથી શાન્તિ થશે. ઉદ્યાનમાં એક ગાયિકા આવી છે. ત્હેનું ગાન પણ આપણે સાંભળી શકીશું. ગાયન સાંભળવાથી ત્હમારા હૃદયમાં કાંઇક શાન્તિ થશે." ચાંદબેગમે અમૃતબેગમને એ સ્થળેથી ખસેડવા આ યુક્તિ કરી.

અમૃતબેગમે કમ્પિત હૃદયે જવાબ આપ્યો: " ચન્દ્રે પોતાનો પ્રકાશ ફેલાવ્યો છે, પવન અનેક સુવાસ લઇને વહે છે, કોકિલા પોતાનું સુમધુર ગાન કરી રહી છે છતાં પણ હું ત્યાં નહિ આવું! કોઇ પણ સ્થળે હું નહિ જાઉં! મ્હને એ વિચાર આવતાંજ મ્હારૂં હૃદય બળીને ભષ્મ થઇ જાય છે. એ ચન્દ્ર જોતાંજ પ્હેલું સુવર્ણ તુલ્ય મુખ મ્હારી નયન સમક્ષ આવશે, આ સુગન્ધિત પવનનો સ્પર્ષ પેલા મુખ સ્પર્ષની મ્હને સ્મૃતિ કરાવશે, આ કોકિલાનું ગાન મ્હને પેલા સુમધુર શબ્દોનું ભાન કરાવશે. આ સર્વથી મ્હને આનન્દ મળવાને બદલે ભયંકર કષ્ટ પ્રાપ્ત થશે. વળી મ્હારી એવી દ્રઢ ખાત્રી છે કે તે સર્વ સ્થળે પ્રસરી રહ્યો છે. હું તો હવે પિશાચિની થઇ ગઇ છું-મ્હારૂં હૃદય ઝેરથી ભરી ગયું છે. થોડા વખતમાં જ એ દેવને ભૂલીને ત્હેના સ્વર્ગ જેવા સિંહાસને એક નરકના પિશાચને મ્હેં બેસાડયો છે.! આ વિચાર આવે છે ત્યારે મ્હને એવું થાય છે કે શા માટે હું મૃત્યુને શરણ થઇ નહિ. વળી ક્વચિત એવો પણ વિચાર આવે છે કે ઇશ્વરનું જો જગતમાં અસ્તિત્વ હોય તો શા માટે તે પોતાની સમસ્ત શકિત એકઠી કરી મ્હને બાળીને ભસ્મીભૂત કરતો નથી! પણ હાય! આ પિશાચિણીના ભાગ્યમાં વિધાતાએ એવું લખ્યું હોય એમ જણાતું નથી! મ્હારા દુ:ખનો અંત આવવાનો નથી!" અમૃતબેગમ આ છેલ્લા શબ્દો બોલતાં ગળગળી થઇ ગઇ.

આ સમયે ચાંદબેગમ દાસીનો હસ્ત પકડીને ત્હેને ઓરડા બ્હાર લઇ ગઇ અને ત્હેના કર્ણમાં અતિ મૃદુ સ્વરે કહ્યું: " આજે આપણું કાર્ય કરવાનો શુભ અવસર છે. આવો સમય પુન: પ્રાપ્ત

થશે કે કેમ એ શંકા છે. આજે અમૃતબેગમના મનની વિચિત્ર અવસ્થા અને ત્હેણે જે પ્રમાણમાં મદ્ય પિધેલ છે તે જોતાં ત્હેને હું ઘણીજ સહેલાઇથી બાગમાં લઇ જઇ શકીશ. તું ખોજાને બરોબર સાવધાન કરી રાખજે. અમે બાગમાં ગયા બાદ જ્યારે ઘંટધ્વની થાય ત્યારે કાંઇપણ વિલંબ કર્યા સિવાય અમૃતબેગમની પેટી ખોજો ઉપાડી જાય એવો બંદોબસ્ત કરજે ! જોજે ! ભૂલ ન થાય ! આવો અવસર પુનઃ પુનઃ મળશે નહિ."

દાસીએ ચાંદબેગમની આજ્ઞાનુસાર વર્તવાનું કબુલ કર્યું. ચાંદબેગમે પુનઃ ઓરડામાં પ્રવેશ કર્યો. અમૃતબેગમ તો એક ગલીચા ઉપર પોતાનો દેહ નાખીને અર્ધ મીંચ્યાં નયને ચારે તરફ જોતી હતી. ત્હેની ચક્ષુમાંથી અગ્નિ વર્ષતા હોય એમ જોનારને ભાસતું હતું.

ચાંદબેગમે અમૃતબેગમનો હસ્ત ઝાલીને કહ્યું: "હજી પણ ત્હમે પૂર્વ સ્મૃતિને ભૂલ્યા હો એમ ત્હમારા ચ્હેરા ઉપરથી જણાતું નથી. પરંતુ હવે તે ભૂલવાને યત્ન કરવો જોઇએ. ચાલો, મ્હારી સાથે ઉદ્યાનમાં ચાલો !"

અમૃતબેગમ કાંઇ પણ બોલી નહિ. તે થોડો વખત ચાંદબેગમ સામું જોઇ રહી અને પછી ઉભી થઇ. ચાંદબેગમ આગળ ચાલવા લાગી. ત્હેની પાછળ પાછળ અમૃતબેગમ પણ મન્દ ગતિથી ચાલી જતી હતી.

આ રંગ મહેલની પછવાડે જ એક અતિ રમણિય ઉદ્યાન હતો. આ ઉદ્યાન ભવ્ય હતો. વળી ત્હેમાં અનેક જાતના વૃક્ષ, છોડ અને વેલાઓ હતા. અમુક અમુક છોડવાઓ તો મ્હોટે ખરચે અન્ય સ્થળેથી મંગાવવામાં આવ્યાં હતાં.

આ ઉદ્યાનના પૂર્વ ભાગમાં સુગન્ધી પુષ્પના છોડવાઓનો એક મહાન જથ્થો હતો. આ પુષ્પના જથ્થાની સામે શ્વેત પત્થરનો એક કૃત્રિમ પહાડ હતો. પહાડના તળીએ વળી એક કૃત્રિમ ઝરણું હતું. આ પહાડની એક બાજુએ બેસવા માટે થોડો ભાગ આરસપહાણુથી બાંધી લીધો હતો.

રંગમહેલમાંથી બહાર નિકળી **ચાંદબેગમે** અને **અમૃતબેગમે** આ ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. પાછળ અનેક નૃત્ય દાસીઓ પણ હતી.

ચન્દ્રના પ્રકાશથી ઉદ્યાન અતિ મનોહર ભાસતો હતો. નીલ આકાશમાં અનેક તારાઓ પોતાનો પ્રકાશ આપી રહ્યાં હતાં. ઝરણું પોતાના હૃદયમાં ચન્દ્રને રાખીને મન્દ ગતિથી વહતું હતું.

આરસપહાણુથી બાંધેલ પહાડના ચોતરા ઉપર **ચાંદબેગમ** અને **અમૃતબેગમ** બેઠાં. દાસીઓ બાજુ ઉપર ઉભી રહી. નૃત્ય દાસીઓએ પોતાનું નૃત્ય શરૂ કર્યું. એક દાસી મદ્યથી ભરેલ સુવર્ણ પાત્ર લઇને ઉભી હતી.

નૃત્ય દાસીઓ પોતાના સુકોમળ ગાલમાં મન્દ મન્દ હાસ્ય કરતી અને પુનઃ પુનઃ કટાક્ષ મારતી નૃત્ય કરતી હતી. **ચાંદબેગમે** હસતાં હસતાં નૃત્ય દાસીઓને કહ્યું: “ અરે ! તમે આ શું કરો છો ? નયન કટાક્ષ કોના ઉપર મારો છો ? અહીં કોઇ પુરૂષ નથી કે ત્હેને નયન કટાક્ષથી ઘાયલ કરવાની ત્હમારે આવશ્યકતા હોય ! વિરહાગ્નિથી તો અમે બળેલાં જ છીએ ત્હેમાં વળી ત્હમે શું કામ એ અગ્નિ વિશેષ પ્રદિપ્ત થાય એવા ચાળા કરો છો ? નૃત્ય બંધ કરી ગાયન જ ગાવ ! ”

આ સાંભળી એક નૃત્ય દાસીએ ન્હેહર હસતાં હસતાં કહ્યું:

"બેગમ સાહેબા ! એ તો અમારે અભ્યાસ પડી ગયો છે. અમારા નિયમાનુસાર અમે નૃત્ય કરીએ છીએ. પુરૂષવર્ગને મુગ્ધ કરવા અમારે આ સર્વ ચાળા કરવાની ફરજ પડે છે. ઘણો વખત અમે પુરૂષવર્ગ સમક્ષ નૃત્ય કરતા હોવાથી આ ટેવ પડી ગઇ છે. આપનું મન કોઇ પણ રીતે દુ:ખિત થાય એવું કાર્ય કરવાનો અમને સ્વપ્ને પણ વિચાર ન આવે ! માફ કરજો બેગમ સાહેબા! આપના હુકમાનુસાર અમે ગાયન શરૂ કરીએ છીએ."

નૃત્ય દાસીઓએ ગાન શરૂ કર્યું. રાત્રિનો સમય હોવાથી સર્વ સ્થળે શાન્તિ હતી અને આ શાન્તિને લીધે જ ગાયનમાં કાંઇક વિશેષ મધુરતા ભાસતી હતી.

પરંતુ સહસા **અમૃતબેગમ** અસ્ફુટ સ્વરે બૂમ પાડતાં કૃત્રિમ પાહાડ ઉપર ઢળી પડી ! ગાન બન્ધ થઇ ગયું.—ઉદ્યાનનો ઘંટ આ સમયે વાગવા લાગ્યો. **ચાંદબેગમ** તો **અમૃતબેગમની** સ્થિતિ અચાનક આમ થઇ જવાથી સ્તમ્ભિત થઇ ગઇ. દાસીઓ ચારે તરફ ફરી વળી. નૃત્ય દાસીઓ પણ પાસે આવીને **અમૃતબેગમની** દેહલતાને જોઇ રહી.

**અમૃતબેગમ** અચાનક કેમ મૂર્છિત ગઇ ગઇ ત્હેનું કારણ કોઇ પણ સમજી શક્યું નહિ. દાસીઓએ ચારે તરફ દોડધામ કરી મૂકી. કોઇ સુગન્ધિ ગુલાબજળ **અમૃતબેગમના** માથા અને કપાળ ઉપર છાંટવા લાગી, કોઇ મોતીથી ભરેલ પંખાથી પવન નાખવા લાગી, કોઇ હાથ તો કોઇ પગ દબાવવા લાગી—કિન્તુ **અમૃતબેગમની** સ્થિતિ તો જેમની તેમજ રહી—ત્હેને ભાન આવ્યું નહિ. **ચાંદબેગમ** સર્વથી વિશેષ સ્નેહ બતાવતી કંપતી કંપતી આત્મજ્ઞાન હારી ગઇ

હોય તેમ અમૃતબેગમનો હસ્ત ઝાલીને રડવા લાગી. અન્ય પણ કેટલીક બેગમો આ ધમાલ સાંભળીને ત્યાં દોડી આવી. સર્વ પોતાની દિલગિરી પ્રદર્શિત કરવા લાગી. કોઇ કહે ગુલાબજળ વિશેષ છાંટો, કોઇ કહે બેગમને પ્રથમ અહીંથી ઉપાડી ઓરડામાં લઇ જાવ કારણ કે અહીં અતિ ટાઢો પવન વાય છે. કોઇ કહે બેગમને કાંઇક ઝોડ વળગ્યું હોય એમ જણાય છે માટે કોઇ સારા ફકીરને બોલાવો. આ પ્રમાણે સર્વ પોત પોતાનો મત આપતી હતી પરંતુ કોઇ પણ બેગમ અમૃતબેગમની મૂર્ચ્છા તાત્કાલિક કેમ ભંગ થાય તેહેનો ઉપાય કરતી નહોતી. છેવટ સર્વનો એવો મત થયો કે હકીમ સાહેબને બોલાવવાથી તેઓ કાંઇક ઉપાય કરશે. આ મતનો અમલ તુરતજ કરવામાં આવ્યો.

જ્યારે ઉદ્યાનમાં આવી ધમાલ ચાલી રહી હતી ત્યારે અમૃત-બેગમના ઓરડામાંથી એક પેટી મ્હેલની બહાર ઉપડી ગઇ !

---

## પ્રકરણ ૧૯ મું.

### દેહલગ્ન કે આત્મલગ્ન !

મનુષ્ય કોણ છે, મનુષ્યનું હૃદય શું છે—મનુષ્ય જન્મે છે કેમ, મરે છે કેમ, મરે છે તો પછી પુનઃ જગતમાં આવે છે કેમ, પુનઃ જગતમાં આવે છે તો વળી જાય છે કેમ?—આ સર્વ તથ્ય—આ સર્વ આધ્યાત્મિક તત્ત્વ અતિ મહાન છે. આ મહાન તથ્યનું સ્પષ્ટિકરણ કરવું યાતો આલોચના કરવી કઠિનમાં કઠિન છે; અને એથીજ ઘણાં થોડા મનુષ્યો આ તરફ પોતાનું લક્ષ આપે છે. પરંતુ અન્ય ત્રણ તત્ત્વ છે. આ ત્રણ તત્ત્વને લઇનેજ મનુષ્ય જગ-

તમાં વિચરે છે, એને લીધેજ મનુષ્ય હૃદય વ્યસ્ત રહે છે, એને લીધેજ મનુષ્યનું ચારિત્ર બંધાય છે. આ ત્રણ તત્ત્વ એકજ છે—એક એજ ત્રણ છે. તે અન્ય કાંઇ નહિ પણ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરના અવતાર !

મનુષ્યના હૃદય-વૃક્ષમાં આ ત્રણ ફુલો ફૂટે છે. પરંતુ જેનામાં જે શક્તિ હોય છે તે તેવા ફુલનો વિકાસ કરી સુખમાં યાતો દુઃખમાં પોતે વિચરે છે.

માનવના હૃદય-તરૂની સર્વથી ઉંચામાં ઉંચી શાખાએ જે ફુલ સંપૂર્ણ રૂપે ફુલીને પવિત્ર પરિમળથી સમગ્ર વૃક્ષની શોભા વર્દ્ધિત કરી દેય છે તે તો દેવ અથવા તો દેવ તુલ્ય કોઇ મહાન નરને જ પ્રાપ્ત થાય છે—આ ફુલ તે ભક્તિ. પ્રેમ નામનું અન્ય એક પવિત્ર પુષ્પ વૃક્ષના મધ્ય ભાગમાં છે—હૃદયની અતિ નજીક છે—વિવિધ પત્ર પુષ્પ રાશિના અભ્યાન્તરે છે. આ પુષ્પ યોગ્ય સંગ થતાં કોઇ શુભ મુહૂર્તે વિકસિત થાય છે. મનુષ્ય તે યોગ્ય સમય પ્હેલાં ત્હેને મેળવી શકતો નથી. વળી આ પુષ્પની પૂજા કરવાને કોણ યોગ્ય છે અને કોણ અયોગ્ય છે તે પણ તે જાણી શકતો નથી. છેવટ ત્રીજું જે સુકોમળ સ્નેહ-પુષ્પ, શિશિર સંચિત જલરાશિને વિસ્તારિત કરી કાંઇ પણ શંકા સિવાય પ્રસન્ન નયને આ નિરાશ્રય પૃથિવીના પત્રે કાયમ પ્રેમ રાખે છે તેજ વિશ્વના પ્રાણ સ્વરૂપ છે. આમાંથી નિકળતાં શિશિર બિન્દુનું પાન કરીને દરેક પ્રાણી પુષ્ટ થાય છે. આ અપૂર્વ પદાર્થનો અધિકાર તો વસ્તુતઃ અસહાય, દુર્બળ અને મુંગાનો છે. ભક્તિ, પ્રેમ અને સ્નેહ-સંસારમાં આ ત્રિવિધ ઐશ્વર્ય પૃથક ભાવે સમજી શકાય છે કિન્તુ સ્નેહનું પરિણામ જે પ્રેમ અને પ્રેમનું પરિ-

ણામ જે ભક્તિ એ સમજવાનું કઠિન થઇ પડે છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની પૃથક પૃથક પૂજા કરાય છે પરંતુ આ ત્રણે મળીને એક થઇ જાય ત્યારે તો મુશ્કેલી થઇ પડે છે. ત્રણેનું સૌરભ એકત્ર થઇને મનુષ્યના હ્રદયમાં જે વિચિત્ર—અદ્દભુત આનન્દ પ્રસારી શકે છે તે સમજવું એતો એક મહાન કઠિનમાં કઠિન સમસ્યા છે. તે સમજી ન શકવાથી જ મનુષ્યની ચારે બાજુ ધમાલ, આર્ત્તનાદ અને હાહાકાર થાય છે !

એક દિવસ લગભગ સન્ધ્યા સમયે ઉપર્યુક્ત વિચારોમાં ગોથાં ખાતો રામચન્દ્ર ત્હેના શ્વશુર કૃષ્ણરાવ વકિલના ગૃહના પાછલા બગીચામાં ફરતો હતો. બગીચાના અન્દરના રસ્તાની બન્ને બાજુએ જૂદા જૂદા પ્રકારના પુષ્પોના કુંડાઓ મૂકવામાં આવ્યા હતા. અત્યારે આ પુષ્પોમાંથી સુગન્ધિ પરિમળ ચાલ્યો આવતો હતો. રામચન્દ્ર આ પરિમળનો ઉપભોગ કરતો કરતો ફરતો હતો. ત્હેનાં હ્રદયમાં અત્યારે ચિન્તા સિવાય અન્યનો વાસ નહોતો. ત્હેનું મુખ એકદમ મ્લાન થઇ ગયું હતું. અત્યારે થોડે દૂર એક આમ્રવૃક્ષની નીચે પ્રભાવતી બેઠી બેઠી કાંઇ જૂદા જ વિચાર કરતી હતી. ત્હેના માથાના છૂટા થઇ ગયેલ પાંચ પચીસ કૃષ્ણ કેશ પવનની સાથે રમત કરતા હતા. પ્રભાવતી તો શાન્ત ચિત્તે કાંઇક વિચારતી હતી. તે વિચારમાં એટલી બધી તદ્રુપ થઇ ગઇ હતી કે આસપાસ ત્હેને અત્યારે શું થાય છે ત્હેનું પણ ભાન નહોતું. ફરતાં ફરતાં રામચન્દ્રની નજર પ્રભાવતી ઉપર પડી. તે સ્થિર નયને પ્રભાવતીના અગાધ સૌન્દર્યનું પાન દૂર ઉભો રહીને જ કરવા લાગ્યો. એક મહાન વૃક્ષને લતા અઢેલી રહી હોય તેમ પ્રભાવતી અત્યારે

આમ્રવૃક્ષના થડને અઢેલીને બેઠી હતી. આ અવસ્થામાં ત્હેનું સૌન્દર્ય કંઇક વિશેષ મોહક જણાતું હતું. રામચન્દ્રને કદી પણ પ્રભાવતીમાં આવું સૌન્દર્ય જણાયું નહોતું. તે થોડો વખત તો અનિમેષનેત્રે પ્રભાવતીના મુખ સામું જોઇ રહ્યો પરંતુ રામચંદ્રના હૃદયમાં ત્હેને માટે શુદ્ધ પ્રેમ ઉદ્દ્ભવી શક્યો નહિ.

"સહસા પ્રભાવતીએ જોયું કે થોડે દૂર આવેલ ચમ્પકવૃક્ષની એક ન્હાની શાખા ઉપર કપોત દમ્પતી આવીને બેઠું. આ બન્ને એક બીજાના મુખ પાસે પાસે લઇ જઇ પરસ્પર પરસ્પરને મુખે દામ્પત્ય પ્રેમનું મધુર અમૃત રેડી રહ્યાં હતાં. પ્રભાવતી આ દ્રસ્ય જોતાંજ અતિ ઉશ્કેરાઇ ગઇ ! પરંતુ આ સમયેજ સહસા ત્હેની દ્રષ્ટિ રામચન્દ્ર ઉપર પડી. તે વિરહાગ્નિને સહન ન કરી શકવાથી એકદમ ઉભી થઇ રામચન્દ્ર પાસે ગઇ અને ત્હેના હસ્તને પોતાના હસ્તમાં લીધો—પકડ્યો. રામચન્દ્ર ચમકી ગયો ! ત્હેણે જોયું કે પ્રભાવતી પોતાનો હસ્ત ઝાલીને લાલચોળ મુખ કરી પોતાના તરફ એકી નજરે જોઇ રહી છે. પ્રભાવતી ગુસ્સામાં ને ગુસ્સામાં જ કાંઇ પણ બોલ્યા સિવાય ઉભી રહી. રામચન્દ્ર ત્હેનો આવો ચ્હેરો જોઇને કંપવા લાગ્યો છતાં પણ ત્હેણે કહ્યું: "પ્રભાવતી ! મ્હારી પાસે કેમ આવી ?"

પ્રભાવતી કાંઇ બોલ્યા સિવાય ત્હેનો હસ્ત ઝાલી ચમ્પકવૃક્ષ નજીક લઇ ગઇ અને પેલા કપોતના સ્નેહી જોડાને બતાવ્યું.

રામચન્દ્ર આ કપોત દમ્પતીને થોડો વખત નિહાળીને આનન્દથી બોલ્યો: "જગતમાં જેઓ સર્વને ભૂલી જઇ હૃદયના તારને એક બીજાની સાથે ગ્રંથિત કરી શકે છે તેજ સુખી છે ! પ્રભાવતી !

એક મુહૂર્ત પણ જો આવો વખત આપણે માટે આવશે તો ખરેખર તે સમયે આપણે સ્વર્ગ સુખનો જ અનુભવ કરી શકશું. પક્ષી જીવન હોવા છતાં કપોત-કપોતી સ્વર્ગનાજ પ્રાણી છે !"

પ્રભાવતીએ મૃદુ હાસ્ય કરીને કહ્યું: "ત્યારે શું આપણે પ્રેત લોકના પ્રાણી છીએ ?"

"હા, ત્હેં સત્યજ કહ્યું છે. પ્રભાવતી ! આપણે પ્રેત લોકના જ પ્રાણી છીએ. માનવનો જીવાત્મા જેવી રીતે ત્હેના સ્થુલ દેહનો પરિત્યાગ કરી પ્રેત લોકમાં જાય છે અને ત્યાં ગયા પછી પણ પૂર્વ કૃત કર્મના સંસ્કારને ભૂલી ન જતાં ત્હેમાં લુબ્ધ થઇ વ્યાકુળ થાય છે અને પછી અધોગતિને પામે છે તેવી રીતે આપણી પણ સ્થિતિ થયેલી હોવી જોઇએ. આપણે અત્યારે પ્રેત લોકના જ પ્રાણીઓ છીએ."

"ત્હમે જે કહ્યું એ કાંઇ હું સમજી શકી નહિ."

"ત્હારી સાથે વિવાહ કર્યો છે ત્યારથી મ્હેં મ્હારા હૃદયની સ્વતંત્રતા ત્હને સોંપી છે-હું સર્વ પ્રકારે ત્હારો થયો છું છતાં હું મ્હારૂં હૃદય ત્હને સોંપી શકતો નથી તેમજ પૂર્વની સ્મૃતિને વિસરી શકતો નથી—પૂર્વના પ્રેમને હડસેલો મારી શકતો નથી."

ધપ કરતાને પ્રભાવતીએ આ શબ્દો સાંભળતાં જ રામચન્દ્રનો હસ્ત છોડી દીધો. તે થોડો વખત રામચન્દ્રના ચહેરા તરફ જોઇ રહી અને પછી સ્હેજ રોષથી ભરેલા નયને બોલી ! "ત્યારે શું ત્હમે પ્રથમ કોઇને ચાહતા હતા ?"

"હું કદી કહું કે ચાહતો હતો તો ?" રામચન્દ્રે શાન્ત ચિત્તે જવાબ આપ્યો.

"તો હું કહું છું કે હજી સૂધી ત્હેને હૃદયમાં રાખી છે કેમ ? ત્હેને અત્યારે જ ભૂલી જાઓ !"

" આ ન કરી શકું તો ? "

" તોપણ ત્હમારે ત્હેને ભૂલવો પડશે ! " પ્રભાવતીએ અત્યંત ગુસ્સાથી કહ્યું.

" હૃદયમાંથી જ જ્યાં તે પ્રતિમા ખસી શકતી નથી ત્યાં હું ત્હેને શી રીતે ભૂલી જાઉં ? "

" યત્ન કરવાથી મનુષ્ય ગમે તે કરી શકે છે. શા માટે ત્હમે ત્હેને ભૂલી નહિ શકો ? "

" ક્વચિત હું કહું કે ત્હને અને ત્હેને બન્નેને ચાહું તો ? "

" તે કદી બને જ નહિ ! હું ત્હમને ચાહું અને ત્હમે મ્હને ચાહો એમ જ બની શકે ! આ સિવાય કોઇને પણ ચાહવાનું નહિ: મ્હારો તો આજ દ્રઢ નિશ્ચય છે. "

" જેઓ ચાર પાંચ સ્ત્રીઓ કરે છે તેઓ શું સર્વને ચાહતા નહિ હોય ? " રામચન્દ્રે પોતાના મતનું સમર્થન કરવા કહ્યું.

" અરે ! પણ આ સવાલ જ શા માટે ઉત્પન્ન થવો જોઇએ ? એ ત્રણ સ્ત્રીઓની વાત કરવી જ નકામી છે. હું એક પ્રશ્ન પૂછું ? "

" હા, ખુશીથી પૂછ ! "

" ત્હમે જ્યારે ને ત્યારે જેના સૌન્દર્યની પ્રસંશા કરોછો તે જ ત્હમારી આશક છે ? "

" ક્વચિત હા કહું તો ? "

" ત્યારે મ્હને એક વાત કહેવા દ્યો ! "

" કહે ! શું છે ? "

" હું અત્યારે જ મરી જાઉં તો ત્હમારી આશકના જેવું સૌન્દર્ય પ્રાપ્ત કરી શકું કે નહિ ? "

"તે તો હું કહી શકતો નથી; વળી હું આ કાર્યને પસંદ પણ કરતો નથી. પ્રભાવતી ! જેને ફાંસીની ભયાનક શિક્ષા થવાની છે ત્હેના ઉપર પ્રેમ રાખી ચિન્તા કરવી એ તદ્દન નિરર્થક કહેવાય ! એક જાતની મૂર્ખતાજ કહેવાય !"

"બસ કરો ! ત્હમારા શત્રુને માટેજ ફાંસીની શિક્ષા નિર્માણ થએલી છે. ત્હમારા જે પ્રતિપક્ષી છે તેઓ કોઇ પણ રીતે અસલ લેખ પ્રાપ્ત કરી શકવાના નથી !"

આ સાંભળી રામચન્દ્રે ઉશ્કેરાઇ જતાં કહ્યું; "ત્હારા પિતાએ જ મ્હારો સર્વ નાશ કર્યો છે. હવે જ હું સારી રીતે સમજી શક્યો છું કે આ સંપત્તિને ને મ્હારે કાંઇ પણ લાગતું વળગતું નથી. મ્હને મહાન ફંદામાં નાખીને ત્હારા બાપે આ કાંડ ઉપસ્થિત કરેલ છે. પ્રભાવતી સાંભળ ! સ્થિર ચિત્તે સાંભળ ! અત્યારે તો હું મ્હારૂં જીવન બચાવવાને ખાતર જ આ કાર્યમાં જોડાયો છું પરંતુ જો ક્વચિત ઇશ્વર ઇચ્છાથી હું બચી જાઉં—આ અગાધ સંપત્તિનો માલિક થાઉં તો પણ આ મિલ્કતને હું હવે હાથ લગાડવાનો નથી. જે મ્હારૂં નથી—જે અન્યનું છે તે કપટ કરી, અનેક યુક્તિ પ્રયુક્તિ કરી મેળવવા હું ઇચ્છતો નથી. અન્યની ગરદન ઉપર તલવાર મૂકી ધનાઢ્ય થવાની મ્હારી ઇચ્છા નથી—તે કરતાં તો ભિખારી વેશે દેશ પરદેશ ભટકવું હું વધારે પ્રિય ગણું છું."

પ્રભાવતી તો આટલો વખત રામચન્દ્રના મુખ સામું જોઇ રહી હતી. રામચન્દ્રના શબ્દો ઉપરથી તે ત્હેનું અતિ પવિત્ર, સુનિર્મળ હૃદય જોઇ શકી—ત્હેને જણાયું કે રામચન્દ્ર મનુષ્ય નહિ પણ દેવ છે. પ્રભાવતી ભક્તિભાવે રામચન્દ્રના ચરણે હસ્ત મૂકી બોલી:

" આપે સત્ય કહ્યું છે. આપનો વિચાર ઘણોજ ઉત્તમ છે. અન્યની ચીજ કપટ કરી મેળવી મ્હોટા લોકમાં ખપવું ત્હેના કરતા તો ગરીબી હજાર દરજ્જે સારી ! આ કપોત દમ્પતિ વગર પૈસે કેવા સ્વર્ગ સુખનો ઉપભોગ કરે છે !" આટલું કહી પ્રભાવતીએ વૃક્ષ ઉપર બેઠેલ કપોત દમ્પતિ તરફ આંગળી કરી.

રામચન્દ્રે કર્કશ સ્વરે કહ્યું. " આપણા ભાગ્યમાં તેમ થવાનું નથી. ધર્મનો જય અને અધર્મનો પરાજય સર્વકાળે અને સર્વ સ્થળે થાય છે. ત્હારા પિતા ગમે તેટલા યત્ન કરશે તો પણ અસલ લેખ મેળવી શકવાના નથી, અધર્મિને ધર્મિ સમક્ષ પરાજય કબુલ કરવો જ પડશે ! મ્હારા ભાગ્યમાં શૂળીની શિક્ષા જ નિર્માણ થઇ છે."

પ્રભાવતીના કર્ણમાં આ શબ્દો પ્રવેશ કરે તે પ્હેલાં તો ત્હેની ચક્ષુમાંથી અશ્રુના ટીપાં પડવા લાગ્યા. રામચન્દ્રથી આ અશ્રુને ગુપ્ત રાખવા તે સ્હેજ દૂર એક ગુલાબના કુંડા પાસે ગઇ અને અશ્રુ પોતાના છેડાવતી લુછી નાખ્યા. પ્રભાવતી ગુલાબનું સંપૂર્ણ ખીલેલું એક ફુલ તોડી રામચન્દ્ર પાસે પુનઃ આવી. રામચન્દ્રને આ ફુલ બતાવીને ત્હેને પૂછ્યું. " કહો જોઇએ, આને કોણે ખીલવ્યું ? "

રામચન્દ્ર પ્રભાવતીના સુન્દર ચ્હેરા સામું જોતાં જોતાં બોલ્યો: " ઉષાએ ! "

" તે જો ક્વચિત આનો અનાદર કરે તો પુષ્પનો નાશ આ પ્રમાણે થાય ! " એમ કહી પ્રભાવતીએ ગુલાબના ફુલની પાંદડીઓ તોડી નાખવા માંડી. પાંદડીઓ પ્રભાવતીના હસ્તમાંથી જમીન ઉપર પડવા લાગી.

રામચન્દ્ર પ્રભાવતીનો કહેવાનો આશય સારી રીતે સમજી ગયો. તેનું હૃદય દયાર્દ્ર બન્યું. ત્હેને પ્રભાવતી ઉપર પ્રીતિ થઇ. પરંતુ તે મુગ્ધ થયો નહિ. ભક્તિ, પ્રેમ અને સ્નેહથી મનુષ્યને પ્રીતિ થાય છે પરંતુ તે મુગ્ધ થઇ શકતો નથી. મુગ્ધ તો રૂપથી જ થવાય છે. રૂપ માયાનો ભાગ ! પ્રભાવતીમાં રૂપ હતું. આ રૂપના આકર્ષણથી ખેંચાઇ કેટલાય ત્હેના ઉપર મુગ્ધ થયા હતા છતાં રામચન્દ્ર થયો નહિ. ત્હેને પોતાની માનસી પ્રતિમાના જેટલું સૌન્દર્ય પ્રભાવતીમાં જણાયું નહિ ! કોઇ સંપૂર્ણ ખીલેલા પુષ્પ ઉપર મુગ્ધ થાય છે, કોઇ અર્ધ વિકસિત કુસુમ ઉપર મુગ્ધ થાય છે, કોઇ ગુલાબ ઉપર, કોઇ જુઇ ઉપર, કોઇ કમળ ઉપર મુગ્ધ થાય છે. જેવો જેનો સ્વભાવ હોય છે–જેવું જેને પ્રિય હોય છે–તેવું તે શોધી કાઢે છે. જે પોતાની ઇચ્છાનુસાર મેળવી શકતું નથી તે દારૂણ પિપાસા હૃદયમાં ધારીને આમ તેમ આથડે છે. જ્યાં સૂધી ત્હેને કુતેહ મળતી નથી ત્યાં સૂધી તે એક સ્થળે શાન્તિથી બેસતો નથી. ત્હેના મગજમાં આ વિચાર સિવાય અન્ય વિચાર આવતો પણ નથી.

રામચન્દ્ર મુગ્ધ થયો નહિ પરંતુ પ્રભાવતી હવે ત્હેને છોડે એમ નહોતું. પ્રભાવતી પોતાની સમસ્ત ભક્તિના દોરીઓ વડે રામચન્દ્રને બાંધવાને યત્ન કરવા લાગી. આ તરફ રાત્રિની કૃષ્ણ છાયા બગીચામાં પથરાઇ ગઇ.

---

# પ્રકરણ ૨૦ મું.

## મૃત્યુનો ઘંટ.

જન્મને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિહાથ છે
' કરૂં છું ' ને ' કર્યું છે મેં ' જૂઠું એ અભિમાન હા !
કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં ?

કલાપી.

આજે અદાલતમાં માણસો વિશેષ હતા—આજે રામચન્દ્ર અને ત્ર્યંબકરાવનો મુકરદમો હતો. આ બન્નેમાંથી એકનો તો પરાજય થવાનો જ એ નિઃસંશય હોવાથી માણસો કોને શૂળીની શિક્ષા થાય છે તે જાણવાની ઇચ્છાથી અદાલતમાં આવ્યા હતા. કાજી સાહેબનો હુકમ હતો કે જે હારશે ત્હેને શૂળીએ ચડાવવામાં આવશે. એમાંથી એક જણ હારશે એ નિશ્ચિત હતું—અને એક જણને શૂળીએ ચડી મૃત્યુને ભેટવું પડશે એ પણ નિશ્ચિત હતું. કોના ભાગ્યે આ જીવન દંડ અતર્કિત વજ્ર ઘાતની માફક પડશે એ જાણવાને માટે જ અદાલત અનેક મનુષ્યોથી ભરાઇ ગઇ હતી. ઘણા મનુષ્યો હોવા છતાં પણ એક શબ્દ સંભળાતો નહતો—સર્વત્ર શાન્તિ હતી.

કાજી સાહેબ થોડો વખત વિચાર કરી ત્ર્યંબકરાવના વકિલને સંબોધીને કહ્યું: " આ મુકરદમા માટે હવે હું એક પણ પળ વિશેષ દઇશ નહિ. આડી અવળી વાત હવે હું સાંભળવા ઇચ્છતો નથી. અસલ લેખ સિવાય અન્ય પ્રમાણ હું જોવાનો નથી, માટે અસલ લેખ મ્હારી પાસે રજુ કરો ! જે વ્યક્તિનો પરાજય થશે

તે વ્યકિતને પૂર્વાદેશ પ્રમાણે શૂળીએ ચડાવી મૃત્યુને શરણ કરવામાં આવશે.”

ત્ર્યંબકરાવ અને રામચન્દ્ર બન્ને ત્યાં હાજર હતા. કાજી સાહેબના નિષ્ઠુર હૃદયમાંથી જ્યારે આ ભયાનક શબ્દો નિકળ્યા ત્યારે બન્નેના હૃદય ભયથી કંપવા લાગ્યા. તેઓ મૃત્યુને સમિપ જ જોતાં હોય તેમ ત્હેમના મુખ પૃષ્ઠ ઉપરથી જણાતું હતું.

ત્ર્યંબકરાવના વકિલે ઉભા થઇ એક કાગળ કાજી સાહેબના હસ્તમાં આપીને કહ્યું. “ખુદાવિન્દ ! આ અસલ લેખ હું આપની સમક્ષ રજુ કરૂં છું. આ લેખ જોવાથી સ્પષ્ટ જણાઇ આવશે કે કેશવરાવની અગાધ સંપત્તિ લેવાની જ ખાતર આ કૃત્રિમ દૌહિત્ર રામચન્દ્ર અદાલતમાં હાજર થયેલ છે અને ત્હેમણે જે પ્રમાણ–પત્રો દાખલ કર્યા છે તે તદ્દન બનાવટી જ છે.”

રામચન્દ્ર તો વકિલના શબ્દો સાંભળી ઠંડોગાર થઇ ગયો ! ત્હેના હોશકોશ પણ ઉડી ગયા ! કાજીસાહેબે તે લેખ વાંચવા માંડયો. કાજીસાહેબને લેખ વાંચતા જ ખાત્રી થઇ ગઇ કે આજ લેખ અસલ લેખ છે. વળી તે લેખ ઉપર રાજ્યની મહોર પણ હતી. ત્ર્યંબકરાવના વકિલે અન્ય પણ વિશેષ પ્રમાણો આપીને કાજીસાહેબને ખાત્રી કરી દીધી કે રામચન્દ્ર કેશવરાવનો દૌહિત્ર નથી–રામચન્દ્રે રજુ કરેલ પ્રમાણો બનાવટી છે અને કૃષ્ણરાવ વકિલે આ કારસ્થાન ઉભું કરવામાં પ્રધાન ભાગ લીધો છે.

કાજીસાહેબ ગંભીર ભાવે બોલ્યા ! “ આ લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ત્ર્યંબકરાવના વકિલ કહે છે તે સત્ય છે છતાં આ મિલ્કત ત્ર્યંબકરાવને સોંપવામાં આવશે નહિ કારણ કે કેશવરાવનો

એક દૌહિત્ર ન્હાસી ગયેલ છે તે મૃત્યુ પામેલ છે કે જીવિત છે તે જાણવું જોઇએ. હાલ તુરતને માટે તો આ મિલ્કત રાજ્ય કબજે કરવામાં આવશે અને રાજ્ય તરફથી કેશવરાવના દૌહિત્રની તપાસ કરવામાં આવશે. રામચન્દ્રે સર્વ પ્રમાણ-પત્રો બનાવટી કરી જગતને છેતરવાનો પ્રયત્ન કર્યો છે માટે તેને શૂળીએ ચડાવવાનો હુકમ ફરમાવવામાં આવે છે, અને આ મુકરદમામાં જેઓએ ખોટી સાક્ષી આપી છે તેઓને ફરમાવવામાં આવે છે કે આ નગરનો ત્યાગ કરી ચાલ્યા જવું. કૃષ્ણરાવ વકિલે આ ખોટો મુકરદમો ઉભો કરી ખોટા પ્રમાણ-પત્રો બનાવવામાં સહાય કરી જે અન્યાય કાર્ય કર્યું છે તે ઓછું શિક્ષાપાત્ર નથી. ત્હેમને શું શિક્ષા કરવી તે માટે હવે પછી વિચાર કરવામાં આવશે. અત્યારે તો ત્હેમને રાજ્યના મોભિલ પદ ઉપરથી ચ્યુત કરવામાં આવે છે. "

કાજી સાહેબના મુખમાંથી આ શબ્દો નિકળતાંજ કૃષ્ણરાવ વકિલ ધ્રુજી ઉઠયો. રામચન્દ્રને તો આકાશ પોતાના માથા ઉપર તૂટી પડયું હોય તેમ જણાયું ! પંદર દિવસ થયાં મૃત્યુની અસ્પષ્ટ છબી નજર સામે તરતી હતી તે હવે સ્પષ્ટ તરવા લાગી. મ્હોડું પડી ગયું-હૃદયમાં હાહાકાર થવા લાગ્યો.

કાજી સાહેબના હુકમથી ચાર સશસ્ત્ર સિપાઇઓએ રામચન્દ્રને પકડી હસ્ત અને પગમાં લોઢાની બેડીઓ પ્હેરાવી દીધી.

કાજી સાહેબ પુનઃ બોલ્યાઃ " આવી જાતના છેતરપીંડીના ગુન્હાઓ હમણા વિશેષ વધતા જતાં હોવાથી તે ગુન્હાઓને અટકાવવાને હું એક બીજો હુકમ કરૂં છું કે આ રામચન્દ્રને આવતી કાલે સવારે બેડીઓ સહિત એક ગાડામાં ઉભો રાખી

શહેરના દરેક ન્હાના અને મ્હોટા રસ્તા ઉપર ફેરવવો અને પાછળ બે માણસોએ ઢોલ વગાડીને એવું બોલતાં જવું કે જે લોકો બનાવટી કાગળ-પત્રો બનાવે છે-ખોટા સાક્ષીઓ ઉભા કરે છે તેઓને શૂળીની શિક્ષા કરવામાં આવે છે. ત્યારબાદ પરમ દિવસ સવારે સરિતાને કિનારે ત્હેને શૂળીની શિક્ષા કરવી. ”

આ છેવટની કઠોર આજ્ઞા સાંભળીને જોવા આવનાર મનુષ્યો પણ થોડો વખત સ્તબ્ધ થઇ ગયા. સિપાઇઓ રામચન્દ્રને તુરત જ કારાગૃહમાં લઇ ગયા.

કૃષ્ણરાવ વકિલની તો સર્વ શક્તિ અલોપ જ થઇ ગઇ હતી. વિશ્વ-બ્રહ્માંડ અત્યારે ત્હેને રસાતાળ જતું હોય એમ ભાસતું હતું. તે મનમાં ને મનમાં બડબડતો હતો: “ હાય ! મ્હેં આ શું કર્યું ? રૂપિયાના લોભે, ઐશ્વર્ય પ્રાપ્ત કરવાના લોભે આ શું કર્યું ! સર્વોત્તમ જાતિના સંતાનને કઠોરમાં કઠોરમૃત્યુ દંડ—વળી—વળી જેના સુખ માટે આટલા કાવાદાવા કર્યા, જેના વિલાસ માટે આવા પ્રપંચ કર્યા તે વ્હાલી પુત્રી પ્રભાવતી વિધવા ! હાય ! આ વિચાર જ મ્હારા હૃદયને વિંધી નાખે છે—મ્હારા હૃદયને હચમચાવી નાખે છે ! મ્હારા પાપનું પ્રાયશ્ચિત આટલેથી પૂર્ણ થયું નહોય તેમ હજી મ્હારે માથે તો શિક્ષાની તલવાર લટકતી જ રહી છે. પ્રભો ! પ્રભો ! હવે હું શું કરૂં ? મનુષ્યોને મ્હારૂં મ્હોઢું હવે હું શી રીતે બતાવું ? વળી કાલે સવારે જ્યારે મ્હારા જામાત્રાને ગાડામાં બેસાડી શહેરમાં ફેરવશે ત્યારે હાય ! હું તે દ્રષ્ય શી રીતે જોઇ શકવાનો હતો ? ”

અદાલતમાંથી ધીમે ધીમે સર્વ મનુષ્યો ચાલ્યા ગયા. સર્વ ચાલ્યા ગયા છતાં કૃષ્ણરાવ વકિલ તો હજી ત્યાંનો ત્યાંજ બેઠો હતો. ત્હેનામાં

ઉઠીને બ્હાર જવાની શક્તિ રહી નહોતી. ત્હેને તે વખતે પૃથિવિ ફરતી જણાતી હતી–સામે અગ્નિ બળતો હોય તેમ ભાસતું હતું. તે ત્યાં જ બેસી રહ્યો. સર્વ ચાલ્યા ગયા છતાં કૃષ્ણરાવ વકિલને હજી સૂધી બેઠેલ જોઇને એક અદાલતના નોકરે આવીને કહ્યું: " આપ કેમ હજી સૂધી અહીં બેઠા છો ? આપને શરીરે કાંઇ ઠીક નથી ? "

કૃષ્ણરાવ વકિલ જવાબ ન આપતાં ત્હેના સામું જોઇ રહ્યો. નોકરે કાંઇ પણ જવાબ ન મળવાથી પુનઃ કહ્યું: " આપની ગાડી બ્હાર રાહ જોઇને ઉભી છે. ચાલો હું આપનો હસ્ત ઝાલી ત્યાં સૂધી લઇ જાઉં ! "

કૃષ્ણરાવ વકિલ ઉભો થયો અને નોકરનો હાથ ઝાલી અદાલત બ્હાર નિકળી પોતાની ગાડીમાં બેસી ગયો. ગાડીવાન કૃષ્ણરાવ વકિલના હૃદયની સ્થિતિ જાણી શક્યો નહિ. ત્હેણે તો હમેશની માફક ગાડી ચલાવવા માંડી.

મુકરદમાનું પરિણામ જલદી જાણવાને માટે પ્રભાવતીએ એક નોકરને અદાલતમાં મોકલ્યો હતો અને ત્હેને કહ્યું હતું કે ચુકાદો થાય કે તુરત જ મ્હને ખબર આપી જજે !

નોકર ચુકાદો થતાં જ દોડતો પ્રભાવતી પાસે ગયો અને આ ભયંકર સંવાદ ત્હેને સંભળાવ્યા.

પ્રભાવતી આ સંવાદ સાંભળતાં જ કપાળે હસ્ત દઇ એકદમ નીચે બેસી ગઇ. ત્હેના સર્વાંગમાંથી અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી. દાવાગ્નિમાં પડવાથી હરિણીને જેમ દિશાનું ભાન રહેતું નથી તેમ પ્રભાવતીનું પણ સર્વ ભાન ચાલ્યું ગયું. ત્હેની બુદ્ધિ બુઠી થઇ ગઇ ! તે હાથ અને પગ પછાડવા લાગી. ત્હેના હૃદયની શાન્તિ

તો ક્યારનો ત્હેનો ત્યાગ કરીને ચાલી ગઇ હતી. તે એવીજ સ્થિતિમાં થોડો વખત ત્યાં બેસી રહી. વળી તે ઉઠીને બારીએથી રસ્તા તરફ જોવા લાગી કે રખેને પોતાના પિતા પોતાના સ્વામીને લેઇને આવતા હોય! અશિક્ષિત નોકરની કવચિત કાજીની આજ્ઞા સમજવામાં ભૂલ થઇ હોય. વળી પુનઃ નોકરને બોલાવી કાજીએ શું હુકમ ફરમાવ્યો તે પૂછવા લાગી.

આ સમયે વિષન્ન મુખે કૃષ્ણરાવ વકિલે ગૃહમાં પ્રવેશ કર્યો. ત્હેના મુખ પૃષ્ઠ ઉપરથી જ જોનારને એમ સ્પષ્ટ ભાસતું હતું કે ત્હેનું હૃદય અનેક દુઃખથી ઘેરાયેલું છે.

પ્રભાવતીએ જોયું કે પોતાનો સ્વામી રામચન્દ્ર ત્હેની સાથે નથી. તે ત્વરિત ગતિથી ત્હેના પિતા પાસે ગઇ. રસ્તામાં તે બે ત્રણ સ્થળે તો પડી ગઇ. પ્રભાવતીએ શુષ્ક કંઠે વકિલ પાસે જઇને પૂછ્યું: " પિતા! મુકરદમામાં શું થયું ?"

કૃષ્ણરાવ વકિલ તો ત્યાંજ બેસી ગયો. બન્ને હસ્તથી પોતાનું મસ્તક ચાંપી એક દિર્ઘ નિઃશ્વાસ મૂકી ત્હેણે જવાબ આપ્યો: "મુકરદમાએ તો સર્વનાશ કર્યો છે!"

પ્રભાવતીની ચક્ષુમાં અત્યારે અશ્રુનું એક બિન્દુ પણ નહોતું તેમજ મુખ ઉપર લાલિત્ય પણ નહોતું. તે અત્યારે ઉન્માદિની જેવી જણાતી હતી. પ્રભાવતીએ અકમ્પિત કંઠે ત્હેના પિતાને ગુસ્સાથી કહ્યું: " સર્વનાશ થયું છે? મ્હારૂં તો સર્વનાશ જ થયું છે! પિતા! પિતા! જાણીને–સમજીને ત્હમે આ સર્વનાશ કરેલ છે! જ્યારે ત્હમારે ત્હેની દ્વારા આ નીચ કાર્ય–આવો પ્રપંચ કરાવવો હતો ત્યારે મ્હારા લગ્ન ત્હેની સાથે શા માટે કર્યા? અને–અને–

કૃષ્ણરાવ વકિલે ઉત્તેજિત સ્વરે વચ્ચે જ કહ્યું: " અને—અને શું પ્રભાવતી ? બોલ ! બોલ ! ત્હારે શું કહેવું છે ? હું સર્વ સાંભળવા તૈયાર છું ! "

પ્રભાવતીએ એક દિર્ઘ નિ:શ્વાસ નાખીને કહ્યું: " પિતા ! વિશેષ બોલીને શું કરૂં ? હાય ! હાય ! લોભને હૃદયમાં સ્થાન આપી કેવી ભયંકર સ્થિતિ પ્રાપ્ત કરી છે ? પિતા ! ત્હેણે ત્હમારો શું અપરાધ કર્યો હતો ? ત્હેણે તો કદી પણ ત્હમારા દ્વારે આવી આ સંપત્તિ માટે ત્હમને કહ્યું નહોતું–ત્હમે શા માટે ત્હેને બોલાવી ફસાવ્યો ? જેના હૃદયમાં પાપનો લેશ માત્ર પણ અંશ નથી ત્હેને શા માટે આવા ઘોર કાર્યમાં સાથે રાખ્યો ? ત્હેણે જો ક્વચિત પ્રથમથી જ આ તદ્દન તરકટ છે એમ જાણ્યું હત તો હું ખાત્રીથી કહું છું કે તે કદી પણ આ કાર્યમાં ભાગ લેત નહિ ! અરે ! અરે ! જ્યારે ત્હેને નિર્દય હૃદયના સિપાઇઓએ બેડીઓ નાખી હશે ત્યારે ત્હેના મનની કેવી સ્થિતિ થઇ હશે ? પિતા ! પિતા ! જ્યારે આ વિચાર જ મનુષ્યનું કાળજું વીંધી નાખે છે ત્યારે ત્હેનો જાતિ અનુભવ તો કેવી ભયંકર વેદના આપતો હશે તે ખ્યાલમાં પણ આવવું મુશ્કેલ છે. "

" તે વખતની ત્હેની સ્થિતિ જોઇને તો મ્હારી છાતી પણ ફાટી ગઇ હતી. "

" પિતા ! આપણી સમસ્ત સંપત્તિ કાજી સાહેબને આપીએ તો શું એ નિર્દોષ બ્રાહ્મણ મુક્તિ મેળવી શકશે નહિ ? " પ્રભાવતીએ જીજ્ઞાસાથી પૂછયું.

" મ્હેં ત્હારા કહ્યા પ્હેલા જ આ વાત કાજી સાહેબને કાને નાખી હતી પરંતુ તે માન્યા નહિ. "

" ત્યારે શું અન્ય કાંઇ ઉપાય નથી ? "

" ના. "

" ત્યારે પિતા ! હિન્દુની પુત્રી સ્વામીની સાથેજ જવાની ! તેની ચિતામાં બળીને મરી જવાની ! " પ્રભાવતીએ આવેશયુક્ત સ્વરે કહ્યું.

" હું ત્હારા પ્હેલા જઇશ. "

" અરે ત્હમે આ શું બોલો છો ? પિતા ! વિના કારણે, વિના દોષે, ફક્ત મ્હારી જ ખાતર એ સરલ, પવિત્ર અને અત્યુત્તમ ચારિત્રવાળો બ્રાહ્મણ ફાંસીને લાકડે લટકે અને હું બેસી રહું તે શી રીતે બને ? "

કૃષ્ણરાવ વકિલ કાંઇ પણ જવાબ ન આપતાં ત્યાંથી ઉઠીને મેડી ઉપર ચાલ્યો ગયો. કૃષ્ણરાવનું મગજ અત્યારે તદ્દન ફરી ગયું હતું. ત્હેનું આત્મજ્ઞાન પણ ચાલ્યું ગયું હતું. હવે દુનિયા ત્હેને ખારી ઝેર જેવી થઇ ગઇ હતી. ઉપર જઇને કૃષ્ણરાવે બારણા બંધ કર્યા. ઓરડાના એક ખુણામાં પેટી હતી તે ઉઘાડી ત્હેમાંથી એક ન્હાનો તમંચો બ્હાર કાઢ્યો. આ તમંચાને પોતાના હસ્તમાં લઇ તે ગાદી ઉપર બેઠો. ગાદી ઉપર થોડો વખત બેસી તમંચાને પોતાના લલાટ સામે રાખી તે બડબડવા લાગ્યો: " કૃષ્ણરાવ ! પ્રપંચી કૃષ્ણરાવ ! પોતાના જામાત્રાને દેહાંત દંડની શિક્ષા દેવરાવનાર કૃષ્ણરાવ ! પોતાની એકની એક વ્હાલામાં વ્હાલી પુત્રીને વૈધવ્ય પ્રાપ્ત કરાવનાર પાષાણ હૃદયના કૃષ્ણરાવ ! લે, આ ત્હારા પાપનું પ્રાયશ્ચિત " આટલું બોલતામાં તો તમંચાની નળીમાંથી એક ગોળી છૂટી. કૃષ્ણરાવ વકિલ એક ક્ષણમાં તો દુનિયામાંથી હતો નહોતો થઇ ગયો.

સહસા તમંચાનો અવાજ સાંભળીને ગૃહના સર્વ મનુષ્યો ચમકી ગયા ! પ્રભાવતીને કાને આ અવાજ ગયો. પ્રભાવતી આ અવાજ સાંભળતાંજ એકદમ ઉપર ગઇ. ઓરડાના દ્વાર બંધ હતા તે ત્હેણે પગનો હડસેલો મારી ઉઘાડી નાખ્યા. પણ હાય ! ત્હેણે ત્યાં જે દ્રષ્ય જોયું તેથી તે તુરતજ મૂર્ચ્છિત થઇ ધરણી ઉપર ઢળી પડી. પ્રભાવતીની પાછળ બે ત્રણ ચાર દાસીઓ પણ મેડી ઉપર ગઇ હતી. દાસીઓ પણ આ દ્રષ્ય જોઇને મહાન વિચારમાં પડી ગઇ. તમંચાની ગોળી બરોબર કૃષ્ણરાવ વકિલના લલાટમાં પેસી ગઇ હતી. મૂર્ચ્છિતા પ્રભાવતી તરફ થોડો વખત તો દાસીઓનું ધ્યાન ગયું નહિ પણ એક દાસી પ્રભાવતીને જોતાં જ ત્વરિત ગતિથી પાણી લેવા ગઇ. અન્ય દાસીએ ત્હેને પોતાના ખોળામાં લીધી, પરંતુ પ્રભાવતીની આ મૂર્ચ્છા લાંબો વખત રહી નહિ. ત્હેને તુરત જ આત્મજ્ઞાન થયું. આત્મજ્ઞાન થતાં જ તે ઉભી થઇ અને પોતાના પિતાના શબ-દેહ ઉપર બુમો પાડતી પડી: “ પિતા ! પિતા ! આ ત્હમે શું કર્યું ? આવી બુદ્ધિ ત્હમને કયાંથી સુઝી ? હાય ! હાય ! ” આ શબ્દો સાંભળી દાસીઓના હૃદય કંપી ઉઠયા. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. દરવાજે બેઠેલ નોકરો આ ધમાલ સાંભળી તુરતજ મેડી ઉપર આવ્યા. તેઓએ આવીને જોયું કે કૃષ્ણરાવ વકિલ હવે આ દુનિયામાં નથી. તેઓ સમજી પણ ગયા કે કરેલ મહાપાપના પ્રાયશ્ચિત રૂપે તમંચાની ગોળી ખાઇ વકિલે આત્મ-હત્યા કરી છે.

નોકરોએ તુરતજ યથાયોગ્ય સાધનો લાવીને વકિલના શબ-દેહને ગૃહ બ્હાર કાઢયું. પ્રભાવતી તો આ સર્વ વ્યાપાર અત્યાર

સુધી સ્થિર નયને જોઇ રહી હતી. તે ઉઠીને ઓશરીમાં આવી. ધીમે ધીમે સર્વ પ્રસંગ ત્હેની આંખ આગળ તરવા લાગ્યા. તે કંપતા કંપતા બડબડી: " એક દીવસમાં એક મુહૂર્તમાં સર્વ શેષ થઇ ગયું ! સ્વામી ગયા–પિતા ગયા, હવે હું જગતમાં રહીને શું કરૂં ? બસ ! જ્યાં મ્હારા આત્મિય સ્નેહીઓ ગયા ત્યાં હું પણ જઇશ ! "

આ સમયે થોડે દૂર વકિલનો અત્યાર સુધીનો વિશ્વાસુ નોકર યશવંત ઉભો હતો, તે પ્રભાવતીના શબ્દો સાંભળીને મનમાં ને મનમાં બોલ્યો: " હવે ત્હારે તે વળી જવાનું હોય ? ત્હારે તે વળી મૃત્યુને ભેટવાનું હોય ? ઘણો સમય થયાં ત્હારા રૂપનો અગ્નિ મ્હારી છાતીને બાળી નાખે છે. હવે ખરો સમય આવ્યો છે. ત્હારો પિતા મરી ગયો, સ્વામી પણ કાલે મૃત્યુને ભેટશે ! હવે ત્હારો ભાવ પૂછનાર કોઇ પણ નથી. બસ, હવે હું ત્હને મ્હારા હસ્તમાં લઇ, ત્હારી સમસ્ત સંપત્તિ પણ મ્હારા કબજામાં લઇ અનેક સુખોપભોગ માણીશ. " તે મનમાં આ પ્રમાણે વિચાર કરતો હતો. પરંતુ બ્હારથી તો પોતાનો કોઇ આત્મિય ગૂજરી ગયો હોય અને પોતે અતિ દુ:ખમાં આવી પડ્યો હોય એવું બતાવતો હતો.



# પ્રકરણ ૨૧ મું.

## બેલાની આત્મહત્યા.

અમુક અમુક તત્ત્વો વિશ્વમાં સૌ જનોમાં,
પ્રતિ જનહૃદયે કો એક ધારા વહે છે;
પૃથિવી પર વસે તે એક છે માનવી આ,
અવયવ જન સર્વે માત્ર તેના જ ભાસે.

કલાપી.

બેલાને મૂક્તિ અપાવવા માટે સન્ધ્યા સમયે કાનોજી સરદારે તે જેને ત્યાં હતી ત્હેને બોલાવ્યો.

તુરતજ ઘરવાળો કાનોજી સરદાર પાસે આવ્યો અને પોતાને બોલાવવાનું કારણ પૂછવા લાગ્યો. કાનોજી સરદારે કહ્યું: "બેલાને હવે તું વધારે વખત રાખી શકીશ નહિ. એને ત્હારે છોડી દેવી પડશે. ત્હેની ઇચ્છાનુસાર તે ગમે ત્યાં ચાલી જશે."

ઘરવાળાએ આશ્ચર્યતાથી કહ્યું: "મ્હને આ શા માટે કહો છો ? મ્હેં ત્રણ વીસુ રૂપિયા આપીને ત્હેને ખરીદી છે. આજ સૂધીમાં ત્હેની દ્વારા એક પાઇ પણ કમાઇ કરી શકયો નથી. છોકરી ઘણી જ ખરાબ છે. ત્હેનું રૂપ ઘણું જ હોવાથી તે પૈસા તો ઘણા મેળવી શકે એમ છે, પરંતુ હરામજાદી સફાઇમાંથી હાથ જ કાઢતી નથી. હવે હું એની બધી સફાઇ કાઢી નાખવાનો છું—ત્હેના મીજાજને ઠેકાણે લાવવાનો છું."

આ લુંટારાઓ ઘણી સ્ત્રીઓને વેચાતી રાખતા હતા અને પછી પોતાની ઇચ્છાનુસાર ત્હેમની પાસે કાર્ય કરાવતા હતા. ત્હેમના ઉપર

જુલમ ગુજારવામાં લુંટારાઓ કદી પણ પાછું વાળીને જોતા નહિ. તેઓ ત્હેમને એક પશુથી પણ હલકી ગણતા હતા.

કાનોજી સરદારે કહ્યું: "બેલાએ એક મ્હારૂં ઘણુંજ અગત્યનું અને મહાન કાર્ય કર્યું છે. આ કામના બદલારૂપે ત્હેને મુક્તિ અપાવવા હું વચનથી બંધાયો છું. ત્હેને ત્હારે મુક્તિ તો આપવી પડશે જ."

"મ્હેં ત્હેને વેચાતી લીધેલ હોવાથી મ્હારા સિવાય કોઇનો પણ અધિકાર ત્હેના ઉપર ચાલી શકે એમ નથી!"

"એ હું જાણતો નહોત તો ત્હને બોલાવત પણ નહિ. આને તો ત્હારે છોડી દેવી પડશે. હું ત્હને ત્હેના બદલામાં થોડા ઘણા રૂપિયા આપીશ."

"ત્હમે અમારા સરદાર છો–ત્હમારા શબ્દોને હું ઠેલી શકતો નથી, પરંતુ ત્હેનામાં મ્હારી કેટલીએ આશાઓ બંધાયેલી છે."

"તું ગમે તેટલી આશા બાંધ છતાં પણ બેલા તરફથી ત્હને એક રાતી પાઇની પણ આવક થાય એ તો તું માનીશ જ નહિ. તુંજ કહે છે કે આટલા દિવસમાં ત્હેણે ત્હને કાંઇ પણ આવક કરી દીધી નથી. ત્હેં ત્હેને ઘણી વખત માર માર્યો છે–ખાવા દીધું નથી–અનેક પ્રકારના અન્ય જુલમ ગુજાર્યા છે છતાં પણ બેલાએ ત્હેની વર્તણુંક ફેરવી નથી તે ત્હારાથી ક્યાં અજાણ્યું છે?" કાનોજી સરદારે ખુલાસો કર્યો.

"આજે નહિ તો કાલે તે ઠેકાણે આવશે! શું કાયમ માણસ એક સરખું રહે છે?"

"ગમે તેમ હોય! તું કેટલા રૂપિયા લઇને આને છોડી દેવા

ઇચ્છે છે ? ત્રણ વીસુએ ત્હેં વેચાતી લીધી છે તો છ વીસું હું આપીશ. ”

“ અરે બાપરે ! પાંચ વીસુ જેટલું તો તે અત્યાર સૂધીમાં મ્હારૂં ખાઇ ગઇ હશે ! હું ત્હેને છ વીસુ લઇને શી રીતે છોડી દઉં ? ”

છેવટ રકઝક કરતાં પાંચસો રૂપિયા લઇને ધરવાળાએ બેલાને છોડી દેવા હા કહી. કાનોજી સરદારે તુરતજ પોતાના ગૃહેથી પાંચસો રૂપિયા મંગાવી ધરવાળાને હાથમાં દઇ બોલ્યો ! “ બેલા મુક્ત ! ”

“ હા, બેલા મુક્ત ! ”

“ ત્હેની જ્યાં ઇચ્છા હોય ત્યાં ચાલી જાય ને ? ”

“ હા. ”

“ તે અત્યારે કયાં છે ? ”

“ મ્હારે ત્યાં છે. ”

“ ત્હેને મ્હારી પાસે મોકલ ! વળી ત્હેં ત્હેને મુક્ત કરી છે તે પણ વાત તું ત્હેને કહેજે. ”

ધરવાળો ખુશી થતો થતો રૂપિયા લઇને પોતાને ગૃહે ચાલ્યો ગયો. ગૃહે જઇને ત્હેણે બેલાને કહ્યું: “ બેલા ! સરદારના આગ્રહથી ત્હને હું છોડી દઉં છું. ત્હારી જ્યાં ઇચ્છા હોય ત્યાં ચાલી જા ! પરંતુ ગયા પહેલાં સરદાર પાસે જજે ! ”

મનુષ્યની છાતી ઉપર એક ભારે પત્થર મૂકવામાં આવ્યો હોય અને પછી તે સહસા ઉપાડી લેવામાં આવે અને તેથી ત્હેનું હૃદય જેવું આનન્દિત થાય તેવું જ બેલાનું હૃદય આ શુભ સંવાદ સાંભળીને આનન્દિત થયું. ત્હેણે ધરવાળાના મુખ સામું જોઇને

કૃતજ્ઞતાપૂર્વક કહ્યું: "હારે હવે હું જાઉં છું. આપને અત્યાર સૂધીમાં મ્હેં ઘણું દુ:ખ દીધું છે—આપની આજ્ઞાનો અમલ મ્હેં ઘણી વખત કર્યો નથી—આપને હું ભારરૂપ થઇ પડી છું—ત્હમારી એક પણ વાતને મ્હેં ધ્યાનમાં લીધી નથી—આ સર્વ ભૂલી જજો ! મ્હારા આ સર્વ ગુન્હાની મ્હને માફી આપજો. હવે હું જાઉં છું."

આટલો વખત તો બેલા ઉપર જુલમ ગુજારવામાં કાંઇ પણ બાકી ન રાખેલ હોવા છતાં બેલાના આ શબ્દો સાંભળીને ઘરવાળાના હૃદયમાં દયાએ સંચાર કર્યો. બેલાએ જોકે અત્યાર સૂધીમાં કદી પણ એક રાતી પાઇની કમાણી નહોતી કરી છતાં તે વખત આવે સેવા કરવામાં પશ્ચાત નહોતી પડી. ઘરવાળાને હવે ત્હેની ખામી જણાવા લાગી.

ઘરવાળાની ગમે તેવી ઇચ્છા હોય તોપણ તે કાનોજી સરદાર પાસે વચનથી બંધાઇ ગયેલ હોવાથી બેલાને મુક્ત કર્યા સિવાય ત્હેને માટે એક પણ રસ્તો નહોતો. તે બેલા ઉપર દયા બતાવતાં બતાવતાં બોલ્યો: "ત્હારા કપડા તું ત્હારી સાથે લેતી જા !"

"કપડાની મ્હારે કાંઇ પણ આવશ્યકતા નથી. ભિખારિણીને ગમે ત્યાંથી પણ કપડા તો મળી શકશે." બેલાએ પોતાની ઉદારતાનો પરિચય આપ્યો.

"અત્યારે રાત્રે તું કયાં જઇશ ?"

"ભિખારિણીને રહેવાને સર્વત્ર સ્થાન મળી શકે છે. જો ત્હમે અત્યારે જવાની અનુમતી આપતા હો તો હું અત્યારે જ જવાને તૈયાર છું. ચન્દ્રનો પ્રકાશ હોવાથી હું નગરમાં જઇને કોઇ ગૃહસ્થ મનુષ્યના ગૃહે રાત્રિ પસાર કરીશ."

" ત્હારે અત્યારે જવું હોય તો મ્હારી બિલકુલ ના નથી."

આ સાંભળી બેલાએ તુરતજ તે ગૃહનો ત્યાગ કર્યો. ત્યાંથી નિકળી તે સીધી કાનોજી સરદારના ગૃહે ગઇ. કાનોજી સરદાર ત્હેની રાહ જોઇને બેઠો હતો.

કાનોજી સરદાર બેલાને જોતાંજ સ્હેજ અહંકારથી બોલ્યો: " કેમ બેલા, મ્હેં મ્હારૂં વચન પાળ્યું કે નહિ ?"

બેલાએ અતિ આનન્દથી કહ્યું: " ચિરંજીવ રહેજે ! મ્હારો ત્હને આ આશિર્વાદ છે. આથી વિશેષ એક ભિખારિણી ત્હને શું આપી શકે ? ત્હારી કૃપાથી હું નરકમાંથી મુક્તિ મેળવી શકી છું એ મ્હારા અન્તરમાં કાયમ રહેશે."

" બેલા ! તું મ્હારી કૃપાથી મુક્તિ મેળવી શકી છું એમતો ન જ કહેવાય ! હું ત્હારી કૃપાથી વીસ હજાર રૂપિયા પ્રાપ્ત કરી શક્યો છું."

" સરદાર ! હું મુક્તિ મેળવી શકી એ સત્ય છે પરંતુ મ્હેં એક મનુષ્યનું જીવન નાશ કર્યું છે."

" કોનું ?" કાનોજી સરદારે આશ્ચર્યતાથી પૂછ્યું.

" મ્હેં જો ચાંદબેગને પેટી હસ્તગત કરવાનું ન કહ્યું હોત તો તે કદી પણ અમૃતબેગમને મદ્યની સાથે અફીણ આપત નહિ અને તે મૃત્યુની પથારીએ પડત નહિ. વળી મ્હારે—"

" વળી શું બેલા ?"

" મ્હારે લીધે એક રામચન્દ્ર નામના યુવકને ફાંસીને લાકડે લટકવું પડશે."

બેલાએ રામચન્દ્ર એટલુંજ નામ સાંભળ્યું હતું પરંતુ તે કોણ છે ત્હેની બેલાને બિલકુલ ખબર નહોતી.

"બેલા ! તું જો ક્વચિત આ કાગળ લાવી ન શકી હોત તો અંબકરાવને ફાંસીને માંચડે ચડવું પડત ! આને તો સત્ય કાર્ય કરતાં મરવું પડત અને પેલાને તો પ્રપંચ કરવાં જતાં મરવું પડશે. તુંજ કહે **બેલા** ! આમાં કોનું મૃત્યુ થવું એ યોગ્ય છે?"

**બેલાએ** આ પ્રશ્નનો જવાબ ન આપ્યો. થોડો વખત નિરવ રહીને તે બોલી "**જાફર** ખોજાને જે હજાર રૂપિયા આપવાનું કહ્યું હતું તે ત્હેને આપી દીધા ?"

"**જાફર** ખોજાએ અલબત્ત આપણું ઘણું સારૂં કામ કર્યું છે. ત્હેને **નારાયણે** જ રૂપિયા આપી દીધા છે."

"અરે ! **જાફરે** તો જો મ્હને બચાવી નહોત તો મ્હારૂં માથું રહેવા પામત નહિ. **ચાંદબેગમે** જ્યારે જાણ્યું કે પેટી તો મ્હેલ બ્હાર ઉપડી ગઇ ત્યારે ત્હેણે ક્રોધથી વિકાળ વાઘણની માફક ગર્જના કરીને **જાફરને** હુકમ કર્યો કે જ્યાં પેલી ભિખારિણી હોય ત્યાંથી ત્હેને પકડીને મ્હારી પાસે લાવ ! પેટીના કાગળ પત્રો અને તાવિજો મ્હને બતાવ્યા સિવાય તે લઇ ગઇ કેમ ? આના જવાબમાં **જાફરે** કહ્યું કે એ સર્વ પત્રો જાદુવાળા હતા. ભિખારિણી તે પત્રોમાંથી જાદુની અસર કાઢી આપની પાસે લાવશે. **જાફરે** આ કાંઇ મ્હારે માટે ઓછું કર્યું ન કહેવાય ? તે ધારે તો મ્હને પકડીને **ચાંદબેગમની** સમક્ષ ખડી કરી શકે ! હવે થયું ! થવાનું થઇ ગયું ! પણ સરદાર ! મ્હારી એક વિનતિ છે. ત્હમે માન્ય રાખશો ?"

"શું છે ? કહે **બેલા** ! હું ત્હને મ્હારી કન્યા જ સમજું છું." **કાનોજી** સરદારે શુદ્ધ અંતઃકરણથી કહ્યું.

"મ્હારે અન્ય તો કાંઇ કહેવાનું નથી પણ **કાનોજી** ! ત્હમે જે પથનું અવલમ્બન કરો છો—જે પથે જાવ છો—એ પાપનો પથ

છે. આ પંથનો પરિત્યાગ કરો ! અત્યાર સૂધીમાં ત્હમે એટલું નાણું એકઠું કર્યું છે કે ગમે તેવા વિલાસમાં રહેવા છતાં પણ ત્હમે ત્હમારી જીંદગી સુખમાં ગાળી શકશો. હવે તો ધર્મ-કાર્ય કરો અને પાપ વ્યવસાયને છોડી દ્યો ! ''

કાનોજી સરદાર બેલાના આ શબ્દો સાંભળી વિચારમાં પડી ગયો. જગતમાં ગમે તેટલા ઉપદેશથી-ગમે તેટલા દ્રષ્ટાન્તથી જે કાર્ય સાધી શકાતું નથી તે એક શુભ અવસરે-શુભ મુહૂર્તે-કોઇ એવા સંજોગો આવી જાય છે કે તે વખતે મનુષ્ય-હૃદય ઉપર જે જે શબ્દો પડે છે તે સર્વ શબ્દો હૃદયમાં જડાઇ જાય છે. બેલાના શબ્દોએ કાનોજી સરદાર ઉપર અદ્દ્ભુત અસર કરી ! ત્હેના હૃદયના દ્વાર ઉઘડી ગયાં. તે બેલાને પ્રણામ કરતો કરતો બોલ્યો: " બેલા ! મ્હારી વ્હાલી પુત્રી ! ત્હારી વાત મ્હારે માન્ય છે ! આજથી હું લુંટારાનો સરદાર નથી-પાપ પથનો અગ્રગામી નથી. હવેથી હું મ્હારૂં અવશેષ જીવન ધર્મ કાર્યમાં ગાળીશ. ''

બેલા થોડો વખત કાનોજી તરફ જોઇને કાંઇ પણ બોલ્યા સિવાય ચાલવા લાગી. બેલાએ ગામ તરફ ચાલવા માંડયું.

જતાં જતાં રસ્તામાં બેલા વિચારવા લાગી: " હું કયાં જઇશ ? કોની પાસે જઇશ ? જગતમાં મ્હારૂં કોણ છે ? શું છે ? કોને માટે હું આ સર્વ ધમાલ કરૂં છું ? ''

થોડો વખત શાન્ત રહીને વળી તે મનમાં બોલવા લાગી: "તે મધુર રાત્રિએ જેની સાથે વાતચિત કરી હતી તે સુન્દર મુખ-પ્રસન્ન દ્રષ્ટિ-તે કરૂણાથી ભરેલ હૃદય-ત્હેને એકવાર જોવાથી મ્હારૂં જીવન સાર્થક થયું હું માનીશ. તે કયાં હશે ? ત્હેણે ત્હેનું નામ તો મ્હને

કહ્યું હતું પણ હું તે ભૂલી ગઇ ! પરંતુ ત્હેનો કોમળ અને દયાથી ભરેલો ચ્હેરો તો હું ભૂલી શકી નથી–ભૂલી શકવાની પણ નહિ. ત્હેને હું કયાં જવાથી મળી શકીશ ? કવચિત જોઇશ તો ત્હેને હું શું કહીશ ? જે એક લુંટારાને ત્યાં રહેલી–એક ભિખારિણીની પેઠે જીંદગી વ્યતિત કરેલી ત્હેની સાથે તે વાત પણ કેમ કરશે ? ના, ના, તે વાત તો કરશે. તે ક્ષણેજ ત્હેનું હૃદય હું સારી રીતે જાણી શકું છું. મ્હને નાહક જ ત્હેના ઉપર શંકા આવે છે. વળી મ્હેં મ્હારૂં સર્વસ્વ ત્હેને અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, તે મ્હારે ગમે તેવા સંજોગોમાં પણ પૂર્ણ કરવી જોઇએ ! ”

બેલા ત્વરિત ગતિથી ગામ તરફ ચાલવા લાગી. ગામમાં ગઇ ત્યારે રાત્રિ વિશેષ થઇ ગઇ હતી. ત્હેણે એક ગૃહસ્થના ગૃહે જઇને પોતાને આ રાત્રિ નિવાસસ્થાન આપવા માટે પ્રાર્થના કરી. ત્હેને પૂછવામાં આવતાં એવો ખોટો પરિચય આપ્યો કે અમે યાત્રાએ નિકળ્યા હતા પરંતુ રસ્તામાં જ વહાણ ડૂબી જવાથી મ્હારા પતિ અને માણસો મૃત્યુ પામ્યા. હું વળી હતભાગીની જીવતી મ્હાર નિકળવાથી ફરતી ફરતી આ નગરમાં આવી છું.

બેલામાં રૂપની ખામી ન હોવાથી તે ગૃહસ્થને ખાત્રી થઇ કે આ જે કહે છે તે સત્ય જ હશે. નહિતર વળી એક ભિખારિણીમાં આવું સૌન્દર્ય કયાંથી હોય ? ગૃહસ્થ બેલાને પોતાના ગૃહમાં લઇ ગયો અને આહારાદી કરાવી એક જૂદી ઓરડીમાં ત્હેને સુવાનો બંદોબસ્ત કરી દીધો.

બીજે દિવસે સવારે બેલાએ જવાનું કહ્યું. આ સાંભળી ગૃહિણીએ કહ્યું: “ બ્હેન ! તું કોઇ ગૃહસ્થ કુટુમ્બની સ્ત્રી છું !

તું એકલી ક્યાં જઈશ ? વળી ત્હેં રસ્તો પણ જોયો નથી. હમણા તું અહીં જ રહે ! હું મ્હારા પતિને કહી ત્હારા સ્વામીની અને માણસોની તપાસ કરાવીશ. જેમ તું ઇશ્વરેચ્છાથી બચી શકી તેમ ક્વચિત ત્હારા સ્વામી અથવા તો કોઇ માણસ બચી શક્યું હોય ! જો તેઓ સર્વ મૃત્યુ પામ્યા હશે તો પછી ત્હારા ગૃહે ત્હને સુરક્ષિત રીતે મોકલવાનો પણ હું બંદોબસ્ત કરીશ. ''

બેલાએ વિચાર્યું: '' અત્યારે હું જઇશ પણ કયાં ? વળી જેને મ્હારે મળવું છે તે આ ગામમાં જ રહે છે. માટે થોડા દિવસ અહીં રહેવું એજ ઉત્તમ છે '' બેલાએ ગૃહિણીને જવાબ આપ્યો: '' આપની આ કરૂણા માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ભલે હું થોડા દિવસ અહીં રહીશ. ''

બેલાએ એમ પણ ધાર્યું કે જ્યાં સૂધી શું કરવું ને શું ન કરવું, કયાં જવું ને કયાં ન જવું એ મ્હારા મનમાં હું નક્કી ન કરી શકું ત્યાં સૂધી અહીં રહેવું વધારે ઉત્તમ છે.

આ સમયે એક દાસીએ આવીને ગ્રહિણીને કહ્યું: '' શેઠાણી ! બારીએ ચાલો ! સર્વ બારી પાસે ગયા છે. જે પુરૂષને ફાંસી દેવાનો હુકમ થયો છે ત્હેને ગાડામાં ઉભો રાખી આ રસ્તા તરફ લાવે છે. ચાલો, ચાલો, જોવું હોય તો ! ''

ગૃહિણીએ મ્લાન મુખે કહ્યું: '' અરે ! જેને શૂળી દેવાની છે ત્હેને જોઇને શું કામ છે ? ''

'' ચાલોને, જોવામાં શું હરકત છે ? '' બેલા એટલું કહી ઉભી થઇ.

બેલા અને ગૃહિણી બન્ને બારી પાસે ગયા.

થોડે દૂરથી એક ગાડું ધીમે ધીમે ચાલ્યું આવતું હતું. ગાડાની ચારે તરફ અત્યંત મનુષ્યો ઉભા હતા. ભાલા ખભા ઉપર રાખી અનેક સિપાઇ માણસોને દૂર કાઢતા હતા અને આગળ વધવા રસ્તો કરતા હતા. ત્હેની પાછળ ઢોલ વગાડીને ત્રણ ચાર માણસો બોલતા હતા કે “ પ્રપંચ અને ઠગાઇ કરનારને શૂળીની શિક્ષા થાય છે. આ પુરૂષે પ્રપંચ અને ઠગાઇ કરેલ હોવાથી કાલે સવારે ત્હેને ફાંસીના લાકડે લટકાવવામાં આવશે. ”

સૌથી પાછળ એક ગાડું ચાલ્યું આવતું હતું. આ ગાડામાં લાલ કપડા પ્હેરાવી હાથમાં અને પગમાં બેડીઓ નાખી રામચન્દ્રને ઉભો રાખવામાં આવ્યો હતો. રામચન્દ્ર તો ઉદાસ નયને કોઇના પણ તરફ દ્રષ્ટિ નાખ્યા સિવાય શાન્ત ઉભો રહ્યો હતો.

બેલા રામચન્દ્રને જોતાં જ કંપવા લાગી ! ત્હેનો ગુલાબી ચ્હેરો ઝાંખો પડી ગયો. ઉભા રહેવાની શક્તિ પણ ત્હેનામાંથી ચાલી ગઇ ! હાય ! હાય ! જે મૂત્તિ તે રાત્રિએ જોઇને હૃદયમાં અંક્તિ કરી રાખી હતી તેજ આ મૂર્તિ ! રામચન્દ્રને ઓળખતાં બેલાને એક ક્ષણ પણ લાગી નહિ. જેને તે શોધતી હતી તે જ આ ! ‘ અરરર ! પોતે શું કર્યું ? ત્હેને ફાંસીની સજા કરાવી ! અનેક પ્રપંચ કરી કાગળીઆ હસ્તગત કરી છેવટ રામચન્દ્રને ફાંસી દેવરાવી ! ’ રામચન્દ્ર બેલાનો પ્રાણેશ્વર જ હતો. ત્હેણે તો કયારનું પોતાનું હૃદય રામચન્દ્રને અર્પણ કરી દીધું હતું.

“ હાય ! જગદીશ્વર ! શું જગતમાં સર્વ આપણાં જ છે ! ” આટલું બોલતાં બોલતાં તો બેલા મૂર્ચ્છિતા થઇ ગૃહિણીના પગ પાસે પડી. ગૃહિણી ચમકી ગઇ ! અચાનક આને શું થયું તે ગૃહિણી સમજી શકી નહિ.

ગૃહિણીએ તુરત જ દાસીને બૂમ મારી બોલાવી અને પોતે બેલાના માથા ઉપર પાણી છાંટવા લાગી. થોડા વખત પછી બેલાને ભાન આવ્યું. ત્હેણે કંપતા કંપતા રસ્તા તરફ નજર નાખી! રસ્તો જન–માનવ શૂન્ય હતો.

બેલાએ ગૃહિણી તરફ જોઇને મૃદુ. સ્વરે કહ્યું: “ બ્હેન ! હું ક્યાં છું ? ”

“ બ્હેન ! તું જ્યાં હતી ત્યાં જ છે. ત્હને શું કાંઇ ભય લાગ્યો છે? ” ગૃહિણીએ દયાંથી કહ્યું.

બેલાએ થોડો વખત શાન્ત રહીને જવાબ આપ્યો. “ મૃત્યુ-દંડની શિક્ષા પામેલ તે મનુષ્યનો દુઃખી ચ્હેરો જોઇને મ્હારૂં હૃદય ઉશ્કેરાઇ ગયું હતું. ”

ગૃહિણી ચક્ષુમાં અશ્રુ લાવી બોલી: “ અહાહા ! જે સ્વામીને મૃત્યુનાં ખોળામાં મૂકી અનાથિની થઇ અહીં આવી છે તે એક જણના મૃત્યુની છાંયા જોઇ અજ્ઞાત થઇ જાય એમાં શું નવાઇ !”

બેલાની ચક્ષુમાં એક અશ્રુનું બિન્દુ પણ નહોતું. ત્હેની ચક્ષુ તો રક્તથી પરિપૂર્ણ થઇ ગઇ હતી. ત્હેના હૃદયમાંથી હજી કંપ ગયો નહોતો. તે સર્વની સાથે ગૃહમાં ગઇ, પરંતુ ત્હેના ચ્હેરા ઉપર હાસ્ય ફરક્યું નહિ. ત્હેણે નક્કી કર્યું: “ બસ હવે મરવું. જેને માટે હૃદયમાં ઉચ્ચાભિલાષા રાખી હતી ત્હેને પોતે જ સ્વહસ્તે મૃત્યુના મુખમાં મૂકયો ! બસ, રામચન્દ્રને મૃત્યુ ભેટે તે પ્હેલા તો હું જ મૃત્યુને ભેટીશ ! મૃત્યુ સિવાય હૃદયની જ્વાળાને શાન્ત કરવાનો અન્ય ઉપાય નથી. ”

બેલા મૃત્યુનો જ રસ્તો શોધવા લાગી. ગૃહના એક ખુણામાં છરી પડી હતી તે ત્હેણે ગુપ્ત રીતે લઇ લીધી.

જ્યારે ગૃહિણી અને અન્ય દાસ દાસીઓ ગૃહના કાર્યમાં રોકાયાં હતાં ત્યારે બેલા ગૃહના પાછલાના ભાગમાં ગઇ. ત્યાં વિશેષ વખત ન ગુમાવતા બેલા છરીને મજબુત રીતે પોતાના હસ્તમાં ઝાલી મનમાં જ બોલી: " પ્રભો ! દિનનાથ ! મ્હેં આ કાર્ય જાણી બૂઝીને કર્યું નથી છતાં પણ આ કાર્ય મ્હારાથી જ થયું છે એમ હું સારી રીતે સમજું છું. આ અપરાધની મ્હને ક્ષમા કરજે ! જગત્માં સર્વ મનુષ્ય પોતાના જ છે એ પાઠ પ્રભો ! ત્હેં મ્હને આજે બરોબર શિખવાડયો છે.

" માને ભલે દુનિયા અવરને આપણું તે કંઇ નથી;
માને ભલે દુનિયા અવરને આપણું આત્મિય નથી.
પણ હે પ્રભો ! ત્હેં પાઠ મુજને શિખવ્યો તે ગૂઢ છે;
જે જે મનુષ્યો જગત્માં તે સર્વ આત્મિય સ્વજન છે.
મ્હેં માની મ્હારા જન્મદાતાને અવર કીધ કાર્ય આ !
ન્હોતી ખબર તલ્વાર ગરદન મારૂં છું હે ઇશ્વરા ! "

"અત્યારે તો હું મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરૂં છું." આટલું બોલી બેલાએ પોતાની છાતીમાં એ છરી ભોંકી દીધી. બેલાનો દેહ ધપ દઇને જમીન ઉપર પડયો. થોડો વખત બેલાએ આમ તેમ વેદનાને લીધે તડફડિયા માર્યા. છેવટ બેલા થોડી ક્ષણોમાં હતી ન હતી થઇ ગઇ !

ભોજનનો સમય થવાથી બેલાની તપાસ કરવા માંડી, પરંતુ તે ગૃહમાં માલુમ ન પડવાથી સર્વ ધારવા લાગ્યા કે તે દુઃખની મારી ગાંડી થઇ ગયેલ હોવાથી ક્યાંય ચાલી ગઇ હશે.

બપોરના દાસી કાંઇક કાર્યસર ગૃહની પછવાડે ગઇ. ત્યાં ત્હેણે આશ્ચર્ય સાથે જોયું કે બેલાનો શબદેહ જમીન ઉપર પડેલ છે.

ત્હેણે પોતાના શેઠને વાત કરી. ગૃહના સર્વ માણુસો ભેગા થઇ ગયાં, અને દુ:ખી હૃદયે ત્હેની યથાયોગ્ય ક્રિયા કરી.

બેલા શા માટે મરી ગઇ તે કોઇ પણ જાણી શકયું નહિ. પરંતુ ત્હેની છાતીમાંથી નિકળેલ રક્તથી અને પાસે પડેલ છરીથી તે કેવી રીતે મૃત્યુ પામી એટલું તો તેઓ સમજી શકયા.

---

## પ્રકરણ ૨૨ મું.

### પૂર્વજન્મનું રહસ્ય.

સન્ધ્યાનો સમય હતો. સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમની બ્હાર દયામયી સરિતાના કિનારા પાસે બેઠી હતી. સરિતા મન્દ મન્દ ગતિથી દયામયીના પગને પ્રક્ષાલતી ચાલી જતી હતી. દયામયીની પાસે એક પોપટ બેઠો હતો. દયામયી ત્હેને પ્રેમથી બોલાવતી હતી અને પોપટના નિર્દોષ હૃદયને પોતાની છાતી સરસું દાબતી હતી. પોપટ પણુ દયામયીના એ સ્નેહથી જાણે કે તે દયામયીનો જ હોય તેમ ત્હેની પાસેથી બિલકુલ ખસતો નહોતો. કવચિત તે દયામયીના માથા ઉપર તો કવચિત દયામયીના ખભા ઉપર બેસતો હતો અને દયામયીના અનેક ચાળા પાડી ત્હેને આનન્દ કરાવતો હતો. દયામયીએ અતિ હર્ષથી પોપટને પકડી પોતાના ખોળામાં બેસાડયો.

પાછળથી કોઇએ આ સમયેજ હસતાં હસતાં મધુર સ્વરથી કહ્યું: " દયામયી ! ત્હારા સ્નેહથી પોપટ પાગલ થઇ ગયો જણાય છે. "

શ્યામમયીએ પાછળ ફરી જોયું તો યોગમાયા !

શ્યામમયીએ પણ હસતાં હસતાં જવાબ આપ્યો: "પોપટ તો બિચારૂં નિર્બોધ પ્રાણી છે. ત્હેને સર્વ પાગલ કહી શકે છે પરંતુ ત્હારી માફક હું કોઇ પણ મનુષ્યને ખોટી આશાઓ આપી પાગલ કરતી નથી."

"માયા–મુગ્ધ મનુષ્યમાં અને પશુ–પક્ષીમાં કાંઇ વિશેષ ભેદ નથી." યોગમાયાએ સ્હેજ તિરસ્કારથી કહ્યું.

"કેમ ?"

"પશુ અને પક્ષિ કાંઇ પણ વિચાર કર્યા સિવાય મુગ્ધ થાય છે. સર્પ મોરલી સાંભળતાં મુગ્ધ થઇ તે તરફ દોડે છે પણ ત્યાં જવાથી કેવી બુરી દશા થશે ત્હેનો તે વિચાર કરતો નથી. હરણું સંગીત સાંભળતાં લુબ્ધ થઇ શાન્તિથી ઉભું રહે છે પરંતુ તે સંગીતમાં મૃત્યુ રમી રહેલું છે તે તે વિચારતું નથી. માયા–મુગ્ધ મનુષ્ય પણ સુખ માની દુઃખમાં પડે છે—સાર સમજીને અસારના ફાંદામાં ફસે છે."

"તું શું અસાર છું ?"

"હું કેમ ?–મ્હારા સ્થુળ દેહનું સૌન્દર્ય અસારછે."

"હું કાંઇ ત્હારૂં કહેવું સમજી શકતી નથી."

"ત્યારે મ્હારી સાથે ગૃહમાં ચાલ ! ત્હારા પોપટને હવે છોડી દે. હું ત્હને ગૃહે જઇને સર્વ સ્પષ્ટિકરણ કરૂં."

શ્યામમયીએ યોગમાયાના કથાનુસાર પોપટને છોડી દીધો અને પોતાની ઓરડી તરફ બન્ને ચાલ્યા. ત્યાં જઇને શાન્તિથી બેઠા બાદ યોગમાયાએ કહ્યું: "આ રૂપ, રસ, ગન્ધ અને સ્પર્ષ પ્રભૃતિ;—

તું, હું, એ અને આ–સર્વનું બાહ્ય ઉપાદાન–કારણ તો એકજ છે. છતાં પણ એક અન્ય ઉપર લુબ્ધ થાય છે કેમ, અન્યને માટે મરે છે કેમ તે તું જાણે છે દયામયી ?"

દયામયીએ મૃદુ હાસ્ય કરીને કહ્યું: "દયામયી જો ત્હારા જેટલી વિદ્વાન હોત તો વળી એક જણની દાસી થઇને પડી રહેત ખરી કે? તું જાણે છે માટે તુંજ કહે !"

"ત્યારે સાંભળ. એટલું તો તું કબુલ કરીશ કે દરેક પ્રાણી પ્રકૃતિના રૂપથી આત્મજ્ઞાન ભૂલી જાય છે. દરેક પદાર્થ દરેક પદાર્થને મળવાને વ્યાકુળ રહે છે."

"હા, અને એથી જ હું કહું છું કે દરિદ્ર બ્રાહ્મણ રામચન્દ્ર યોગમાયા માટે વ્યાકુળ થઇ રહ્યો છે."

"તેમ હશે !"

"હશે એમ નહિ ! છે જ. જો તેમ ન હોય તો તે દયામયી માટે પણ પાગલ થાત ! એક જણને માટે જ–એક મુખને માટે જ તે મરવાને તૈયાર શા માટે થયો છે ?"

"ત્હેનું કારણ છે. મ્હારો હસ્ત જેવો સૌન્દર્યવાન છે તેવો જ સૌન્દર્યવાન હસ્ત ત્હેની માનસી–પ્રતિમાનો છે. તે મ્હારા જેવો હસ્ત મેળવવા ઇચ્છા રાખે છે અને તેથી જ તે મ્હારો હસ્ત જોઇને તે ઉપર લુબ્ધ થયો છે અને તે માટે મરી પડે છે. ત્હેણે પોતાના હૃદયમાં મ્હારા સર્વાંગ જેવી જ સૌન્દર્યવતિ એક મૂર્તિ જડી રાખી છે. જ્યારે ત્હેણે પોતાના હૃદયમાં જડી રાખેલ સૌન્દર્યવતિ મૂર્તિ જેવી મ્હને જોઇ ત્યારે તે મ્હને જોઇને મુગ્ધ ન થાય તો શું મૂર્ખિ ! તે ત્હને જોઇને મુગ્ધ થાય ?"

" આના વિરૂદ્ધ તો કેટલીએ દલીલો થઇ શકે ! "

" શું ? "

" તે લાંબી લાંબી છે. "

" પણ એક તો કહે ? "

" જ્યારે તું કહે છે કે ત્હારા જેવી જ રૂપવતિ એક રમણીને ત્હેણે મનમાં જડી રાખી છે પરંતુ ધાર કે તે ત્હને મેળવી ન શકે તો શું તે અન્યને ચાહી શકે જ નહિ ? "

" ત્હેણે મને જ મનમાં જડી રાખી છે અને એથી હું ત્હેને ન મળું તો ત્હેનું હૃદય શાન્ત તો નહિ જ થવાનું ! પ્રાણની જે ઇચ્છા હોય તે તો પૂર્ણ થાય જ નહિ. મ્હારા જેવી સૌન્દર્યવતિ સ્ત્રી જોઇને અથવા તો ત્હારા જેવી સ્ત્રી જોઇને એક વખત તો ત્હેના દ્રષ્ટિ તે પરત્વે દોરાય–ત્હેને તે મેળવા પણ શકે; કિન્તુ પોતાની હૃદય–જડીત રમણી ન મળે ત્યાં સૂધી ત્હેના પ્રાણની પિપાસા મટે નાહે. તે તો ધારેલ પ્રતિમાની શોધમાં ફર્યા જ કરે ! વળી મ્હારા જેવી અથવા તો ત્હેના હૃદયમાં જડી રાખેલ હોય તેવી રમણી જોતાં તે તરફ દોરાય ! જો કે તે જેટલાને જુએ એ દરેકને તો મેળવી શકે નહિ; તેમજ ત્હેના હૃદયની પિપાસા ઓછી થાય પણ નહિ. તે ભલે અન્ય રમણીનું પાણીગ્રહણ કરે–સંસાર ચલાવે–એક થઇને રહે છતાં પણ હૃદયની આકાંક્ષા તો હૃદયમાં કાયમ રહ્યાં જ કરે ! "

" હું જે કહેવા માગું છે તેવું ત્હેં કાંઇ કહ્યું નહિ ! "

" કેમ ? "

" સ્ત્રી અને પુરૂષ ઉભય થઇને એક મનુષ્યને ? "

" મનુષ્ય ! એમાં સન્દેહ નહિ. "

" ઉભયમાં ઇન્દ્રિયાદિ ક્રિયા એક પ્રકારની ને ? આત્મા પણ એકજ જાતનો ને ? "

" આત્મા વળી એક સિવાય અન્ય હોય ખરો કે ? "

" જ્યારે ઇન્દ્રિયાદિ ક્રિયા એક જ પ્રકારની છે અને આત્મા પણ એક જ જાતનો છે. તો પછી ત્હેં જે રૂપની પિપાસા સમ્બન્ધી કહ્યું તે હું માની શકતી નથી. અલબત્ત પુરૂષની બાબતમાં તું કહે છે તેમ રૂપની પિપાસા રહે છે, પરંતુ સ્ત્રીમાં આ પિપાસા જોવામાં આવતી નથી. "

" આ સિધાન્ત તું ક્યાંથી લાવી ? "

" પિતા પોતાની પુત્રીના ગમે તેવા પુરૂષની સાથે લગ્ન કરી નાખે છે છતાં તે પુત્રી પોતાનાં પતિના ચરણે પોતાનું હૃદય અર્પણ કરી કૃતાર્થ થાય છે—અન્ય પુરૂષનો વિચાર તે કદી કરતી નથી. "

" આ તદ્દન અસત્ય છે. જો તેમ જ હોત તો સ્ત્રીઓ કદી પણ વ્યભિચારિણી થાત નહિ. "

" પરંતુ જેટલા પુરૂષો વ્યભિચાર પથનું અવલમ્બન કરે છે તેટલી સ્ત્રીઓ એ પથનું અવલમ્બન કરતી નથી. "

" ત્હેનું કારણ છે ? "

" શું ? "

" આપણા સમાજનું નૈતિક બંધારણ અને ધર્મ ! "

" ત્યારે સ્ત્રીઓ વ્યભિચારિણી કેમ થાય છે ? "

" દયામયી ! રૂપનો મોહતો પુરૂષ અને સ્ત્રી બન્નેમાં સરખો જ છે. પરંતુ આપણા સમાજના બંધારણોએ અને શાસ્ત્રકારોએ સ્ત્રીને એવા બંધનમાં બાંધી લીધી છે કે ત્હેને પોતાની ઇચ્છા તૃપ્ત કરવા જતાં અનેક સંકટમાં આવી પડવાનો ભય રહે છે અને આથી આપણે જોઇએ છીએ કે ઘણા કુટુમ્બોમાં પતિ-પત્ની વચ્ચે ક્લેશ સિવાય અન્ય જોવામાં આવતું નથી. આ ક્લેશ થવાનું કારણ એટલું જ છે કે પોતાની મનોવાંચ્છિત વસ્તુ કોઇ મેળવી શકતું નથી. ત્હેં જોયું હશે અને સાંભળ્યું પણ હશે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિ ઉપર પ્રેમ ન રાખતાં અન્ય કોઇ પુરૂષ ઉપર લુબ્ધ થાય છે. આનું કારણ શું ? આનું કારણ એટલુંજ કે તેને પોતાના પૂર્વજન્મના પતિના દર્શન થતાં—પોતાના હૃદયમાં જડી રાખેલ પુરૂષના દર્શન થતાં તે વિવાહિતા હોવા છતાં પણ પોતાના હૃદય ઉપરના કાબુને ખોઇ સમાજના બંધારણને અને ધર્મના બંધનોને તોડી પૂર્વજન્મના પતિ તરફ આકર્ષાય છે. અલબત્ત એટલું તો ખરૂં જ કે આપણા સમાજના બંધારણો અને શાસ્ત્રકારોના નિયમો બહુજ વિચારપૂર્વક નક્કી થયેલ છે. જો સ્ત્રીઓને પુરૂષના જેટલી જ સ્વતંત્રતા અપાઇ હત તો હું ખાત્રીથી કહું છું કે તે અતિ અનિષ્ટકર નિવડત !"

" આ કાંઇ મ્હારા મગજમાં ઉતરી શકતું નથી."

" તું ગમે તેમ ધારતી હોય પણ દયામયી ! એટલું તો ખાસ યાદ રાખજે કે મનુષ્ય જ્યાં સુધી પોતાની પૂર્વજન્મની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકતું નથી ત્યાં સુધી તે અનેક જન્મ ધારણ કરેછે !"

" ત્હારૂં આ દાર્શનિક તત્ત્વ ગમે તેવું હોય તોપણ તું અમારા ધર્મશાસ્ત્રને સાંભળ !"

" શું ? કહે !" રામમાયાએ હસતાં હસતાં પૂછ્યું.

" જે જેને માટે મુગ્ધ હોય, જે જેને માટે પાગલ થઇ ગયો હોય ત્હેના ઉપર કૃપા ન કરવી એ મહા પાપ છે. આ ધર્મશાસ્ત્રનો આદેશ છે."

" રામચન્દ્રની તું વાત કરે છે કેમ ?"

" હા."

" ત્હેની બાબતમાં તું શું કહેવા ઇચ્છે છે ?"

" તું ત્હેની સાથે લગ્ન કર !"

" તેમ કરવાથી શું થશે ?"

" તે સુખી થશે."

" પણ મ્હને તેમ કરવાથી શું મળવાનું ?"

" એક જણને સુખી કરી તું સુખી થઇશ."

" ત્યારે તો જે જે પુરૂષ મ્હારા રૂપમાં મુગ્ધ થાય તે દરેકને મ્હારે સુખી કરવો ?"

" હું એવું ક્યાં કહું છું ?"

" ત્યારે તું શું કહે છે ?"

" તે ત્હારી સાથે લગ્ન કરવાને તૈયાર છે."

" ત્હેના સુખની ખાતર તે લગ્ન કરવાને તત્પર છે. પણ મ્હને ત્હેમાં શું સુખ પ્રાપ્ત થવાનું ?"

" કેમ ? તું શું ત્હેના ઉપર પ્રેમ રાખી શકે એમ નથી ?"

" ના."

" ત્યારે વિશેષ તો હું કાંઇ કહેતી નથી. પરંતુ હું સમજું છું તેટલાં પુરતું તો કહી શકીશ કે જેનો આપણા તરફ કાંઇ પણ

પ્રેમ હોય છે ત્હેના તરફ આપણું હૃદય થોડા યા તો લાંબા વખતે પણ દોરાયા સિવાય રહેતું નથી. ”

“ ત્યારે ત્હારા ઉપર મુગ્ધ થયેલ કોઇ પણ પુરૂષ તરફ, ત્હેનો ત્હારા પરત્વેનો પ્રેમ જાણ્યા પછી ત્હારૂં હૃદય આકર્ષાશે ખરૂં ? ”

“ મ્હારે તો પતિ છે. ”

“ ત્યારે મ્હારે શું નથી ? ”

“ ત્હારે વળી પતિ ક્યાં છે ? ”

“ મ્હારા મનમાં–હૃદયમાં. ”

“ તે કયારે મળશો? ”

“ વખત આવતાં. ”

“ આતો કલ્પના જ ! ”

“ થોડી ઘણી કલ્પના અને થોડું ઘણું સત્ય ! ”

“ તે કેવો પુરૂષ છે ? ”

“ રામચન્દ્રના જેવો જ ત્હેનો દેહ છે પરંતુ પ્રાણમાં જરા ભિન્નતા છે. ”

“ પ્રાણમાં શું ભિન્નતા છે ? ”

“ સત્ય જ વાત કહું ? ”

“ તો તો ત્હારી કૃપા ! ”

“ બાહ્યપ્રકૃતિ જોતાં તો તે રામચન્દ્ર જ છે. પરંતુ જન્મ–જન્માન્તરમાં રામચન્દ્રે મ્હને વિરહાગ્નિથી બાળી છે. ”

“ આ તો વળી ત્હેં નવુંજ ધાંધલ કાઢ્યું. ”

“ વળી હું ત્હને કહું છું કે સચ્ચિદાનન્દ મહાત્માએ પણ મ્હને નિષેધ કરેલ છે. ”

" શેનો નિષેધ કરેલ છે? "

" રામચન્દ્ર સાથે લગ્ન કરવાનો ! "

" કેમ ? "

" રામચન્દ્ર પ્રાણહીન છે. "

" તે પ્રાણહીન હોય તો હરે, ફરે અને બોલે કયાંથી ? "

" પ્રાણ તો સર્વમાં હોય છે કિન્તુ પ્રાણની પૂર્ણતા અને પ્રાણના સંયમ હોતા નથી. જેઓ પ્રાણ–સંયમ ન કરી શકે તેઓને પ્રાણ–હીન કહી શકાય છે. જેને પ્રાણ નથી–જેને ધ્યાન નથી ત્હેને પ્રેમ કયાંથી હોય ? ધ્યાન એ જ પ્રેમ છે. પ્રેમહીન મનુષ્ય સાથે પ્રાણની એકતા શી રીતે થાય ? "

" તું જાણે ને સચ્ચિદાનન્દ મહારાજ જાણે ! હું કાંઇ આમાં સમજતી નથી. મ્હને તો આ ત્હારી સર્વ વાત જોડી કાઢેલી હોય તેવી લાગે છે. " દયામયીએ કંટાળીને કહ્યું.

" આ કાંઇ હું ખોટું કહેતી નથી. રામચન્દ્રની પછવાડે અનેક આત્મા લાગી રહ્યાં છે. "

" એ ત્હેં કયારે જોયા ? "

" સચ્ચિદાનન્દ મહારાજે જોયેલ છે. "

" યોગી–મહાત્માની વાત શા માટે કરે છે ? ત્હેમની વાત તો અલગ જ રાખ ! મ્હને તો આમાં વિશ્વાસ આવતો નથી. "

" તે પ્રત્યક્ષ કરાવવાના છે ? "

" કયારે ? "

"થોડા વખતમાં જ ! અને તે વખતે હું ત્હને સર્વ જણાવીશ."

" ઠીક, એતો ત્હારે હવે કહેવું હોય તો કહેજે પણ રામચન્દ્ર

હવે આ જગતમાં લાંબો વખત રહી શકે એમ નથી. કાલ સવારે ત્હેને ફાંસીએ ચડાવી મારી નાખવાનો હુકમ થયો છે. ”

“ ત્યારે ત્હેની સાથે મ્હારા લગ્ન કરાવી ત્હારે મ્હને વૈધવ્ય જ પ્રાપ્ત કરાવવું હતું ને ? ” યોગમાયાએ હસતાં હસતાં કહ્યું.

“ તું ધારે તો ત્હેને બચાવી શકે એમ છે. ”

“ હું કાંઇ વિજાપુરની બાદશાહ નથી ! ”

“ બાદશાહ નથી પરંતુ જે અદ્‌ભુત વિદ્યા તું જાણે છે તેથી તું ધારે તો તેને મુક્ત કરી શકે એમ છે. માટે ત્હેને કારાગૃહમાંથી મુક્ત કરવાને યત્ન કર ! ”

“ પણ તેમ કરવા જતાં ઘણું કષ્ટ સહન કરવું પડશે. ”

“ અહા ! જો હું એ વિદ્યા જાણતી હોત તો અનેક દુઃખ સહન કરીને પણ હું ત્હેનો ઉદ્ધાર કરત ! ” દયામયીએ દયા બતાવી.

“ ત્હેના ઉપર કાંઇ ત્હારો વિશેષ પ્રેમ થયો છે ? ”

“ પ્રેમ શું સર્વના ઉપર થતો હશે ? ત્હેના માટે લાગણી છે. ”

“ લાગણી કેમ થઇ છે ? ”

“ તે ઘણોજ સારો મનુષ્ય છે. ત્હેનો ચ્હેરો પણ સુન્દર છે. ”

“ ત્હેં બસ નિશ્ચય જ કર્યો છે ? ”

“ શેનો ? ”

“ રામચન્દ્રને મુક્ત કરવાનો.”

“ હા. ”

“ પણ ત્હારે કેટલુંક કામ કરવું પડશે. ”

“ તું મ્હને પાણીમાં ડૂબકી મારવાનું કહીશ તોપણ તે કરીશ પરંતુ ત્હેને શૂળીએ દેવાનો સમય કાલે સ્હવારનો જ છે. આ રાત્રે જ ત્હેને મુક્ત કરવો જોઇએ. ”

"હા તેમજ થશે. ત્હારે કાંઇ કામ હોય તો આટોપી નાખ, કારણ કે ત્હારે મ્હારી સાથે આવવું પડશે."

"ક્યાં ?"

"હું કહું ત્યાં !"

"ભલે, હું હમણા જ આવું છું. તું ત્હારી ઓરડીમાં જ રહેજે." દયામયી એટલું કહી ઉભી થઇ.

યોગમાયા ત્યાં કાંઇ કામ ન હોવાથી પોતાની કોટડીમાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

### રામચન્દ્ર છુટ્યો.

રાત્રિનો એક પ્રહર વિતી ગયો છે. સર્વ સ્થળે શાન્તિ છે. મનુષ્યો આખા દિવસના પરિશ્રમથી શાન્ત નિદ્રાનું સેવન કરી રહ્યાં છે. કૃષ્ણ પક્ષ હોવાથી અન્ધકાર વિશેષ છે. કવચિત કવચિત કાગડાઓનો કર્કશ અવાજ સંભળાય છે. પવન મન્દ મન્દ વાય છે.

આ સમયે યોગમાયા દયામયીને લઇને સરિતાના કિનારે આવી. એક વૃક્ષ નીચે તેઓ બન્ને બેઠાં. અત્યારે યોગમાયાએ શ્વેત વસ્ત્ર પરિધાન કર્યું હતું. દયામયી કદી પણ આવી રાત્રે બ્હાર નિકળેલ ન હોવાથી ત્હેને ભય લાગતો હતો. યોગમાયા દયામયીના ચ્હેરા ઉપરથી તુરતજ સમજી ગઇ. ત્હેણે હસતાં હસતાં કહ્યું: "કેમ દયામયી ! ભય લાગે છે ?"

"ના, ના, તું સાથે છું એટલે મ્હારે ભય રાખવાનું કાંઇ ખાસ કારણ નથી. પણ હવે કહે કે મ્હારે શું કરવાનું છે?"

" મ્હારી ઉત્તરસાધિકા ત્હારે થવું પડશે. "

" એમ કહેને કે ત્હારા શરીરની રક્ષા કરવી પડશે."

" હા. "

" તું કઇ જાતને સંયમ કરીશ ? "

" હું તો શરીર અને આકાશના સમ્બન્ધ ઉપર ચિત્ત–સંયમ* કરવા ધારૂં છું. "

" આ કરતાં તો તું ચિત્તના પ્રચાર–સ્થાનનો સંયમ કર ! તેમ કરવાથી તું અર્થાત્ ત્હારો જીવાત્મા કારાગૃહનાં કોઇ રક્ષકના દેહમાં યાતો કારાધ્યક્ષના દેહમાં પ્રવેશ કરી ઘણી સહેલાઇથી રામચન્દ્રનો ઉદ્ધાર કરી શકશે. "

" આ સંયમની વાત મ્હેં સચ્ચિદાનન્દ મહાત્મા પાસેથી સાંભળી છે પરંતુ તે હું હજી શિખી નથી. "

" એ શું અતિ કઠિન છે ? "

" કઠિન કે અકઠિન એ તો ઠીક–અભ્યાસ કરવાથી સકળ તત્ત્વની સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. જ્યારે બંધનનું કારણ શિથિલ થઇ જાય અને ચિત્તના પ્રચાર–સ્થાનથી અર્થાત્ શરીરસ્થ નાડી સમૂહથી અવગત થવાય ત્યારે અન્યના શરીરમાં પ્રવેશ કરી શકાય છે."

---

* યોગશાસ્ત્રના મતાનુસાર શરીર અને આકાશના સમ્બન્ધ ઉપર ચિત્ત–સંયમ કરવાથી યોગી તુલાની માફક લઘુ થઇ જાય છે અને તેથી તે આકાશમાં ગમન કરી શકે છે. વળી વૈજ્ઞાનિક દ્રષ્ટિએ આકાશ આ શરીરનું ઉપાદાન છે. આકાશે એક પ્રકારે વિકૃત થઇને આ શરીર-રૂપ ધારણ કર્યું છે. જ્યારે યોગી શરીરના ઉપાદાનનો અને આકાશના સંયમનો પ્રયોગ કરે છે ત્યારે તે આકાશની માફક લઘુતા પ્રાપ્ત કરે છે અને જ્યાં ઇચ્છા થાય ત્યાં વાયુમાં થઇને ગમનાગમન કરી શકે છે.

" હું બરાબર સમજી શકી નહિ. "

" યોગી પોતાના દેહથી કાર્ય કરવા ઉપરાંત એક મૃતદેહમાં પ્રવેશ કરી ત્હેને સંચાલિત કરી શકે છે. અથવા તે કોઇ જીવિત શરીરમાં પ્રવેશ કરી તે દેહનાં મન અને ઇન્દ્રિયગણને કબજે કરી શકે છે અને અમુક સમયને માટે એ દેહમાં રહી કાર્ય કરી શકે છે. પ્રકૃતિ–પુરૂષનો વિવેક સમજવાથી આ કાર્ય થઇ શકે છે. કારણ તે સમજનારનો આત્મા ફક્ત સર્વવ્યાપી હોય છે એટલું જ નહિ પરંતુ ત્હેનું મન પણ સર્વવ્યાપી હોય છે. "

" જવા દે, આ સર્વ વાતનું અત્યારે આપણે કાંઇ કામ નથી જ્યારે તે શિખ ત્યારે તું મ્હને બતાવજે. અત્યારે તો આપણા કાર્યનો આરમ્ભ કર ! "

" રાત્રિ કેટલી વિતી હશે ? "

" ઘણું કરી બે પ્રહર વિતી ગયા હશે. "

" ઠીક, હવે હું સંયમ કરી કારાગૃહમાં જાઉં છું. તું મ્હારા દેહની રક્ષા કરજે. "

" ભલે. "

યોગમાયા પલાંઠી વાળી બેઠી. ત્હેણે સંયમ કરવા શરૂ કર્યો. દયામયી ત્હેની સામે બેઠી.

વિજાપુરના મહાન કારાગૃહના દરવાજે સિપાઇઓ પ્હેરો ભરતા હતા. અત્યારે રાત્રિનો સમય હોવાથી કારાગૃહમાં શાન્તિ પ્રસરી રહી હતી. ક્વચિત ક્વચિત પ્હેરેગીરોની વાતચિત સંભળાતી હતી. રામચન્દ્ર આ કારાગૃહના એક ઓરડામાં બેઠા બેઠા પોતાના ભવિષ્યના વિચાર કરતો હતો. પોતે જગતમાં હવે થોડાજ–પ્રહર રહેવાનો છે

એ વિચાર ત્હેના મસ્તકને હચમચાવી નાખતો હતો. જે સમયે ગળામાં ફાંસો નાંખવામાં આવશે ત્યારે કેવું કષ્ટ સહન કરવું પડશે—હજારો મનુષ્યો પોતાના ઉપર ફિટકારનો વરસાદ વર્ષાવશે—એ સર્વ શી રીતે સહન થવાનું એજ રામચન્દ્ર વિચારતો હતો. સામે એક દીવો બળતો હતો. થોડો વખત તે દીવા સામું તો થોડો વખત જમીન સામું તે જોતો હતો.

રામચન્દ્ર જે ઓરડામાં બેઠો બેઠો મૃત્યુને નજીક ને નજીક આવતું જાણીને દુઃખિત થતો હતો તે ઓરડામાં અત્યારે કારાધ્યક્ષે પ્રવેશ કર્યો. કારાધ્યક્ષને એવો હુકમ કરવામાં આવ્યો હતો કે રાત્રિ હોય ત્યારેજ રામચન્દ્રને જગાડી સિપાઇઓ સાથે ફાંસીના સ્થળે મોકલી દેવો.

કારાધ્યક્ષે ઓરડામાં પ્રવેશ કરી રામચન્દ્રને બૂમ મારી. કારાધ્યક્ષના બોલાવ્યા છતાં રામચન્દ્ર તો આ શબ્દો સાંભળ્યાં જ ન હોય તેમ કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય જેમનો તેમજ બેસી રહ્યો. તે અત્યારે વિચારમાં એટલો બધો લીન થઇ ગયો હતો કે આસપાસ શું થાય છે ત્હેનું ત્હેને બિલકુલ ભાન નહોતું. પરંતુ કારાધ્યક્ષે તો પોતાની જીંદગીમાં આવા અનેક દાખલાઓ જોયેલ હોવાથી ત્હેને કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ. ત્હેણે પુનઃ રામચન્દ્રને બૂમ મારી! આનો પણ રામચન્દ્રે કાંઇ જવાબ આપ્યો નહિ. કારાધ્યક્ષની ધીરજ હવે ન રહી. ત્હેણે રામચન્દ્રની પાસે જવાનો વિચાર કર્યો પરંતુ તે ત્હેની નજીક જાય તે પ્હેલાં તો સહસા જે દીવો ત્યાં બળતો હતો ત્હેમાંથી અસ્વાભાવિક પ્રકાશ ફેલાવા માંડ્યો અને સમસ્ત ઓરડાને પ્રકાશિત કરી નાખ્યો. કારાધ્યક્ષ વિસ્મિત નયને તે દીવા તરફ જોઇ

રહ્યો—એક ક્ષણ પ્હેલાં જ્યાંથી મન્દ પ્રકાશ આવતો હતો ત્યાંથી આ તેજનો અંધાર શી રીતે નિકળ્યો ? કારાધ્યક્ષ તો હજી આ વિચાર કરતો હતો તેટલામાં તો પ્રકાશ બન્ધ થઇ ગયો. દીવો હોલવાઇ ગયો. એક ક્ષણ પ્હેલાં જે ઓરડામાં પ્રકાશ ફેલાઇ રહ્યો હતો તે ઓરડામાં પુનઃ અન્ધકાર વ્યાપી ગયો. કારાધ્યક્ષ તો આ એક પછી એક બનતા બનાવોથી સ્તમ્ભિતજ થઇ ગયો. હવે શું કરવું, અહીંથી ચાલ્યુ જવું, રામચન્દ્રને બોલાવવો, આમાંથી શું કરવું તે કાંઇ કારાધ્યક્ષ સ્થિર કરી શક્યો નહિ. વળી કારાધ્યક્ષને લાગ્યું કે છાપરા ઉપરથી એક પછી એક માણસો ચાલ્યા આવે છે. થોડો વખત અન્ધકાર રહ્યાથી કારાધ્યક્ષના નયન થોડું ઘણું જોવાને શક્તિવાન થયાં હતાં. આ સર્વ મનુષ્યના ભાવ અસ્વાભાવિક, હાસ્ય અસ્વાભાવિક અને ચ્હેરાં પણ અસ્વાભાવિક હતાં. કારાધ્યક્ષ તો ભયથી—આશ્ચર્યતાથી થરથર કંપવા લાગ્યો. વળી આ સમયે કારાધ્યક્ષે જોયું કે એક મનુષ્ય બન્ને હસ્ત ઉંચા કરી પોતાના તરફ આવે છે. આ જોતાં કારાધ્યક્ષની હિમ્મત ચાલી ગઇ ! તે એકદમ ભયથી જમીન ઉપર બેસી ગયો.

રામચન્દ્રને તો શું થાય છે ત્હેનું કાંઇ ભાન જ નહોતું. ઓરડામાં દીવો હતો અને અન્ધકાર થયો, કારાધ્યક્ષ આવ્યો અને ભયથી કંપવા લાગ્યો, આ ઓરડો જનશૂન્ય હતો અને ત્હેમાં માણસો આવ્યા—એ કાંઇ પણ રામચન્દ્ર જાણતો નહોતો. તે તો પોતાની સ્થિતિનો જ વિચાર કરવામાં તલ્લિન થઇ ગયો હતો.

સહસા રામચન્દ્રના કાનમાં કોઇએ કહ્યું: “ જલદી ઉભો થા ! બ્હાર ચાલ્યો જા ! હું યોગમાયા ત્હને મુક્ત કરવાને આવી છું. ત્હારે કાંઇ પણ ભય રાખવો નહિ. જલદી બ્હાર નિકળ !

રામચન્દ્ર વિચારવા લાગ્યો કે જો આ કાર્ય યોગમાયાએ જ કર્યું હોય–યોગમાયા જ પોતાને મુક્ત કરવા આવી હોય તો તો કંઇ વાંધો નથી પરંતુ જો અન્ય કોઇનું આ કારસ્થાન હશે તો તો તે પુનઃ પકડાવાનો એ નિઃસંશય છે. વળી પુનઃ ત્હેના મસ્તિષ્કમાં વિચાર આવ્યો કે ગમે તેમ હોય ! કારાગૃહમાંથી છૂટીશ તો યોગમાયાનું સુન્દર મુખ નિહાળવાનો પ્રસંગ મળશે. માટે હવે આવો સુયોગ જવા દેવો નહિ.

રામચન્દ્ર તુરત જ ઉભો થયો અને ત્વરિત ગતિથી કારાધ્યક્ષની બાજુમાં થઇને બ્હાર નિકળ્યો. કારાગૃહના દરવાજા પાસે ગયો ત્યારે ત્હેણે જોયું કે દરવાજો ખુલ્લો હતો અને પ્હેરેગીરો ઝોકા ખાતાં હતાં. તે વખત ન ગુમાવતા દરવાજાની બ્હાર ચાલ્યો ગયો.

રામચન્દ્રને અન્ય ક્યાંઇ જવાનું હતું નહિ. તે સીધો જ સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમ તરફ ચાલ્યો.

યથા સમયે રામચન્દ્ર યોગાશ્રમ નજીક પહોંચ્યો પરન્તુ જેવો તે યોગાશ્રમમાં જવા જાય છે ત્યાં ત્હેની દ્રષ્ટિ સરિતાના કિનારા ઉપર પડી. ત્હેણે જોયું કે કિનારા પાસે બે વ્યક્તિ બેઠેલ છે. તે થોડો વખત એ વ્યક્તિ તરફ જોઇ રહ્યો. આ સમયે આ બન્ને વ્યક્તિ ઉભી થઇ ને રામચન્દ્ર તરફ આવવા લાગી. જ્યાં બન્ને વ્યક્તિ નજીક આવી ત્યાં રામચન્દ્રે આશ્ચર્ય સાથે જોયું કે બન્ને વ્યક્તિઓ અન્ય કોઇ નહિ પણ યોગમાયા અને દયામયી હતી.

યોગમાયાએ તુરતજ રામચન્દ્રને પૂછ્યું: “ તું આવ્યો છે ?”

રામચન્દ્રે ભાંગ્યા તૂટયા શબ્દોમાં કહ્યું “આવ્યો છું પણ

આ સર્વ ત્હારી કૃપાનો પ્રતાપ છે. હવે મશ્કરી ન કરતાં મ્હારે શું કરવું ત્હેનો ઉપાય મ્હને બતાવ !"

"આ રાજ્યમાં રહેવાથી ત્હારૂં જીવન ટકી શકશે નહિ. તું અહીંથી અત્યારે જ ચાલ્યો જા !"

"યોગમાયાનો પરિત્યાગ કરી અન્ય સ્થળે જવું અને ફાંસીના લાકડા ઉપર લટકવું મ્હને તો સરખું જ લાગે છે."

"પ્રેમ પ્રાણને આધીન છે–પ્રાણ હોય તોજ પ્રેમ થઇ શકે છે."

"આ વાત હું સાંભળવા ઇચ્છતો નથી. પ્રાણ કરતાં પણ હું તો પ્રેમનું મહત્ત્વ વિશેષ માનું છું."

"અત્યારે પ્રેમની વ્યાખ્યા કરવાનો વખત નથી. પ્રથમ ત્હારો પ્રાણ બચાવવાનો યત્ન કર ! પછી ત્હારે કરવું હોય તે કરજે !"

"તું જો મ્હને આશા આંપતી હોય તોજ પ્રાણની રક્ષા કરવાનો પ્રયત્ન કરૂં !"

"આશા તો મ્હેં ઘણો સમય થયાં આપી છે પરંતુ મનુષ્યની શું સર્વ આશા પૂર્ણ થાય છે ? અત્યારે તું ક્યાં જઇશ ?"

"તું કહે ત્યાં જાઉં ! મ્હને તો કાંઇ સુઝતું નથી !" રામચન્દ્રે નિઃશ્વાસ નાખતા કહ્યું.

"જ્યાં વિજાપુર બાદશાહનો અધિકાર ન હોય ત્યાં જજે."

"ભલે, હું અન્ય કોઇ રાજ્યમાં ચાલ્યો જઇશ પરંતુ યોગમાયા ! મ્હને ભૂલીશ નહિ. હું ત્હને સત્ય જ કહું છું કે ત્હારી શોધમાં ને શોધમા મ્હેં મ્હારી જીંદગી વ્યતિત કરી છે. હવે જ્યારે તું મ્હને મળી છું ત્યારે ત્હને મેળવવા સિવાય મ્હને કાંઇ પણ લાલસા નથી. અત્યારે હું ત્હારા કહેવા પ્રમાણે કરવાને શા માટે તૈયાર થયો છું

તે તું જાણે છે ? ફક્ત ત્હને હું મેળવીશ એટલી આશા છે તેથી જ ! નહિતર યોગમાયા ! મ્હારે જગતમાં શું છે ? હું મરવાથી શા માટે ડરૂં ? આ જગતમાં તો ત્હારા સિવાય એવી એક પણ વસ્તુ નથી કે જેમાં હું લુબ્ધ થઇ શકું !"

"અત્યારે વાતો કરી નાહક વખત ગુમાવવો એ ત્હારી જીંદગીને કેટલું અનિષ્ટકર છે ત્હેનો વિચાર કરી હવે ન રોકાતાં જલદી ચાલ્યો જા !" યોગમાયાએ વચ્ચે કહ્યું.

"ભલે, ત્યારે જાઉં છું." આટલું બોલી રામચન્દ્ર થોડો વખત યોગમાયાના ચ્હેરા સામું જોઇ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### પતિપ્રેમ.

સેવે સદા જનકને દુહિતા સુભાવે,
ષટ્દોષ યુક્ત પતિને દયિતા ન ભાવે,
ઇચ્છેરતી શિશુજનો જનિતા સ્વભાવે,
ના સ્વાર્થ સૌખ્યની તમા પ્રમદા ધરાવે.

અમરસત્ર નાટક.

સૂર્યનારાયણે હજી ગગનમાં પોતાનું પ્રથમ રશ્મિ ફેંક્યું નહોતું તે પ્હેલાં તો ફાંસીના માંચડા તરફ સિપાઇઓ જવા લાગ્યા. ત્યાં જઇને તેઓ માંચડાની બાજુમાં એક સરખા ઉભા રહ્યા. અન્ય બાજુએ થોડાક ઘોડેસ્વારો પણ આવીને ઉભા રહ્યા. ફોજદાર પોતે પણ અત્યાર સુધીમાં આવી ગયો હતો. ગામના અસંખ્ય માણસો

ફાંસી જોવાને એ સ્થળે એકઠાં થયાં હતાં. સર્વ બન્દી રામચન્દ્રની રાહ જોતાં હતાં. ક્યારે બન્દી આવે અને ત્હેને ફાંસીને લાકડે લટકાવવામાં આવે એજ વિચારો અત્યારે પ્રેક્ષકોના મગજમાં રમી રહ્યા હતા. ' હમણા બન્દીને લઇને સિપાઇઓ આવશે. ' ' હમણા બન્દીને લઇને સિપાઇઓ આવશે ' એવી જ સર્વ વાતો કરતાં હતાં. પરંતુ આશ્ચર્ય તો એજ હતું કે ફાંસી દેવાનો સમય નજીક આવ્યા છતાં પણ બન્દી રામચન્દ્રને લઇને કોઇ આવતું હોય એમ જણાતું નહોતું. ફોઝદાર આમથી તેમ આંટા મારતો હતો. હજી સુધી બન્દીને લાવવામાં ન આવેલ હોવાથી તે અત્યંત ગુસ્સે થયો હતો. છેવટે ત્હેણે જ થોડાક સિપાઇઓને રામચંદ્રને લાવવા અને કારાધ્યક્ષને બોલાવવા કારાગૃહે મોકલ્યા.

કિન્તુ જેને માટે આટલો ઉદ્યોગ થઇ રહ્યો હતો, જેને ફાંસી દેવા માટે ફોઝદાર વ્હેલો આવીને તૈયારી કરાવી રહ્યો હતો, જેનો પ્રાણ સંહાર કરવાને આટલી ધમાલ થઇ રહી હતી, જેને ફાંસીને લાકડે લટકતો જોવાને હજારો મનુષ્યો આવ્યા હતા તે તો પલાયન કરી ગયો હતો !

થોડા વખતમાં તો જે સિપાઇઓ બન્દી રામચંદ્રને લેવાને ગયા હતા તેઓએ પાછા આવીને ફોજદારને બન્દીના ન્હાસી ગયાના સમાચાર કહ્યા.

અનેક રક્ષકોથી રક્ષિત સુદૃઢ અને મજબુત કારાગૃહમાંથી એક સામાન્ય બન્દી–ત્હેમાં પણ એક બ્રાહ્મણ ન્હાસી શક્યો એ અત્યંત અસ્વાભાવિક અને આશ્ચર્ય જેવું ફોઝદારને લાગ્યું. ફોઝદાર થોડી ક્ષણ સૂધી કપાળે હસ્ત દઇને વિચારવા લાગ્યો. અનેક વિચાર

કર્યા છતાં પણ આ રહસ્ય જ્યારે તે સમજી શક્યો નહિ ત્યારે મ્લાન મુખે કાજીને આ બાબતથી જ્ઞાત કરવાને ત્હેના ગૃહે જવા નિકળ્યો.

બન્દીને લીધા સિવાય એમને એમ સિપાઇઓને પાછા ફરેલ જોઇને પ્રેક્ષકોમાં તો ભારે ઉહાપોહ થઇ રહ્યો હતો. પ્રેક્ષકો અન્દર અન્દર કાંઇક કાંઇક વાતો કરવા લાગ્યા. છેવટે જ્યારે તેઓને જણાયું કે બન્દી તો ન્હાસી ગયેલ છે ત્યારે કોઇ નિરાશ હૃદયે તો કોઇ આનન્દિત હૃદયે પોતપોતાના ગૃહે ચાલ્યું ગયું.

ફોજદારે કાજીના ગૃહે જઇ રામચન્દ્ર બન્દીના ન્હાસી ગયાની હકીકત નિવેદન કરી.

જ્યારે ફોજદાર કાજીને ત્યાં ગયો ત્યારે કાજી થોડી ક્ષણ પ્હેલાં શય્યાનો ત્યાગ કરેલ હોવાથી આંખો ચોળતો હતો. કાજી લગભગ અર્ધ નિદ્રિત અવસ્થામાં જ હતો એમ કહીયે તો પણ ખોટું નથી. તે તકિયાને અઢેલીને બેઠો હતો. ફોજદારની વાત સાંભળી ત્હેણે તકિયાનો ટેકો છોડી દઇ સ્હેજ ટટાર થઇને જવાબ આપ્યો: " ફોજદાર સાહેબ! આ તો ઘણી જ આશ્ચર્યની વાત કહેવાય! આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કારાગૃહની વ્યવસ્થા પૂર્વની માફક નથી. નામદાર બાદશાહે આ કારાગૃહ એવું તો સરસ બંધાવ્યું છે કે કોઇ પણ ત્હેમાંથી ન્હાસી શકે નહિ. "

" અલબત્ત ! આ બનાવ આશ્ચર્યકારક છે છતાં તે બનવા પામ્યો છે. "

" એવું બનવા દેવામાં આવશે નહિ. જરૂર જણાય તો ચાબુકનો સપાટો ચલાવો ! "

ફોજદાર આ જવાબથી તુરત જ સમજી ગયો કે કાજી સાહેબનું મગજ હજી ઠેકાણે આવ્યું નથી. ત્હેણે જવાબ આપ્યો: "જે ન્હાસી ગયો છે તે પકડાય નહિ ત્યાં સુધી ચાબુક કોના ઉપર ચલાવવો ?"

"આ સર્વ વિચાર તો અદાલતમાં થશે. ફાંસી દેવામાં આવી છે કે નહિ તે જ હું જાણવા ઇચ્છું છું."

"આપને મ્હેં પ્રથમ જ નિવેદન કર્યું છે કે જેને ફાંસી દેવાની હતી તે તો ન્હાસી ગયો છે."

કાજી સાહેબે અત્યંત ગુસ્સાથી કહ્યું: "અરે પણ હુકમનો અમલ કરો ? જો તે ન્હાસી ગયો હોય તો—તો શું આટલા મ્હોટા શહેરમાં અન્ય કોઇ પણ ત્હમને મળી શકતું નથી ? શું મ્હારો હુકમ વૃથા જશે ? આજે ફાંસીએ શું મનુષ્ય નહિ લટકે ?"

ફોજદારે વિચાર્યું કે કાજી સાહેબ સાથે વિશેષ વાતચિત કરવામાં કંઇ પણ ફળ નથી. તે તુરત જ કાજી સાહેબના ગૃહેથી નિકળી રાજમ્હેલમાં બાદશાહ પાસે ગયો અને સર્વ હકીકત જણાવી.

બાદશાહ સર્વ વૃતાંત સાંભળીને ચમકી ગયો ! જે સમયે આ બનાવ બન્યો તે સમયે પ્રજા સ્હેજ ઉશ્કેરાયેલી હતી. પ્રજાવર્ગમાં હમણા હમણા અસંતોષ ફેલાયો હતો. વળી આ કાર્યમાં મ્હોટા મ્હોટા અમલદારોનો હસ્ત પણ હતો. આ સિવાય બાદશાહને કાને એવી પણ વાતો આવી હતી. કે થોડા વખતમાં જ પ્રજા વિદ્રોહી થઇ અન્ય કોઇ રાજાને આહ્વાહન કરવાનો વિચાર કરે છે. તે સમય રાજાઓ શાન્તિથી જીવન વ્યતિત કરી શકે તેવો તો નહોતો જ એ સર્વ ઇતિહાસ જાણનારા સારી રીતે સમજે છે. એક મનુષ્ય રાજા થાય

પરંતુ તેજ છ મહિના પછી સંજોગો બદલાતાં રસ્તાનો ભિખારી થઇને આથડે યા તો દુશ્મનની તલવારનો ભોગ થઇ પોતાની અમુલ્ય જીંદગી ખોઇ બેસે. આટલા માટે જ રાજાઓને તે વખતે અતિ હુંશિયારીથી અને ચાતુર્યથી રહેવું પડતું હતું, દરેક કાર્યનું તથ્ય સંગ્રહ કરવું પડતું હતું અને તે ઉપર સંપૂર્ણ વિચાર કરવો પડતો હતો. જે અસમ્ભાવિત જણાય ત્હેના ઉપર પણ વિશ્વાસ રાખવો પડતો હતો.

બાદશાહ મનમાં વિચારવા લાગ્યો: " આ મજબુત કારાગૃહમાંથી પ્હેરેગીરો પ્હેરો ભરતા હોવા છતાં પણ રામચન્દ્ર ન્હાસી ગયો છે ત્યારે જરૂર આ કાંઇક ષડ્યંત્ર જ થયું હોવું જોઇએ ! કૃષ્ણરાવ જેવા પ્રખ્યાત વકિલના જામાત્રાને ફાંસીએ દેવામાં આવશે આ જાણીને ઉમરાવો ઉશ્કેરાઇ ગયા હશે અને તેઓએ પ્રજાના આગેવાનોના કાન ભંભેરી પોતાના કાર્યમાં સહાયભૂત કર્યાં હશે. છેવટ સર્વેએ મળી વિચાર કરી કારાધ્યક્ષને લાંચ આપીને પોતાના પક્ષમાં લઇ રામચન્દ્રને મુક્ત કર્યો હશે ! નહિતર વળી રામચન્દ્ર આવા કારાગૃહમાંથી મુક્તિ મેળવી શકે ખરો કે ? "

બાદશાહને ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે કાંઇક ષડ્યંત્ર જ થયું હોવું જોઇએ. ત્હેણે ફોજદારને કહ્યુ: " અપરાધી જ્યારે ન્હાસી ગયો છે ત્યારે હવે અત્યારે તો ત્હેને કાંઇ પણ શિક્ષા થઇ શકે એમ નથી. ત્હેને પકડવાને માટે યોગ્ય બન્દોબસ્ત કરો પરંતુ આમાં કારાધ્યક્ષની જ ખૂટલાઇ હોય એમ મ્હને તો નિઃસન્દેહ લાગે છે. ત્હમે ત્હેના હોદ્દા ઉપરથી ત્હેને પદચ્યુત કરી કારાગૃહમાં બન્દી કરો પરંતુ જો અપરાધનો સ્વિકાર કરતો હોય તો પછી મ્હને ખબર આપજો. હું તો ત્હેને આ કાર્યમાં પ્રધાન દોષીત માનું છું. આ

સિવાય જે પ્હેરેગીરો કાલે રાત્રે કારાગૃહના દરવાજે પ્હેરા ઉપર હોય તે સર્વને પણ પકડીને કારાગૃહમાં મોકલી દેવા. તેઓના પાસેથી જે હકીકત મળે તે મ્હને જણાવજો. છેવટ આપણા ચારમાંથી કોઇ હુંશિયાર ચારને આ કાર્ય સોંપજો એટલે આપણે થોડા વખતમાં જ આ ષડ્યંત્રમાં અન્ય કોણુ કોણુ વ્યક્તિએ ભાગ લીધો છે તે જાણી શકીશું."

ફોજદાર યથાવિધિ સલામ કરી ચાલ્યો ગયો. તે પ્રથમ તો ફાંસીના સ્થળે ગયો અને જે સિપાઇઓ અને ઘોડેસ્વારો ત્યાં હતા ત્હેમને સર્વને ચાલ્યા જવાનો હુકમ આપ્યો.

રામચન્દ્રના ન્હાસી ગયાની વાત એક ક્ષણુમાં તો આખા ગામમાં પ્રસરી ગઇ. નવરા માણસોને વાત કરવાનું એક કારણુ મળ્યું. સર્વ જૂદે જૂદે રૂપે ગપ્પાં હાંકવા લાગ્યા. કોઇ કહેવા લાગ્યું કે રામચન્દ્ર દેવીનો પરમ ભક્ત હોવાથી દેવીએ આવીને તેને મુક્ત કર્યો. કોઇ કહેવા લાગ્યું કે કારાધ્યક્ષની કન્યા સાથે ત્હેણે લગ્ન કરવાને કબુલ કર્યું તેથી કારાધ્યક્ષે ત્હેને છોડી મૂક્યો. કોઇ કહેવા લાગ્યું કે ઉમરાવોએ ઘોર ષડ્યંત્ર કરી રામચન્દ્રને મુક્ત કર્યો છે. તેઓનો વિચાર બાદશાહને સિંહાસન ઉપરથી ચ્યુત કરી રામચન્દ્રને જ ગાદી સોંપવાનો છે. આ પ્રમાણે જેને જેમ યોગ્ય લાગ્યું તેમ ગપ્પો હાંકવા લાગ્યા. ગમે તેમ હોય—ગમે તે કારણુથી રામચન્દ્ર મુક્તિ મેળવી શક્યો હોય પરંતુ એટલું તો સર્વને ચોક્કસ થયું કે રામચન્દ્ર કારાગૃહમાંથી પલાયન કરી ગયો છે.

બાદશાહના હુકમ મુજબ ફોજદાર ફાંસીના સ્થળેથી ત્વરિત ગતિથી કારાગૃહ તરફ જવા નિકળ્યો.

રામચન્દ્રના ન્હાસી જવાથી કારાધ્યક્ષ અનેક વિચારો કરતો હતો. તે સારી રીતે જાણતો હતો કે બાદશાહ આ સાંભળી અત્યંત ગુસ્સે થશે અને પોતાને અનેક દુઃખો સહન કરવા પડશે. જે કાંઇ બન્યું છે તે હું ગમે તેટલું કહીશ તોપણ કોઇ માનવાનું નથી.

ફોજદારે આ સમયે કારાગૃહમાં પ્રવેશ કર્યો અને કારાધ્યક્ષને સ્હેજ વિરકત સ્વરે પૂછ્યું: "કારાધ્યક્ષજી! રામચન્દ્રને છોડી કેટલા રૂપિયા લીધા છે?"

કારાધ્યક્ષ થોડો વખત ફોજદાર સામે જોઇ રહ્યો અને પછી ત્હેણે નમ્રતાથી જવાબ આપ્યો: "ફોજદાર સાહેબ! ખુદાના કસમ ખાઇને કહું છું કે હું કાંઇ પણ જાણતો નથી. વળી હું જે જાણું છું તે કહીશ તોપણ ત્હેના ઉપર આપને વિશ્વાસ આવશે નહિ એટલુંજ નહિ પરંતુ મ્હને આપ ગાંડો જ કહેશો!"

"વિશ્વાસ આવવો યાં ન આવવો એ સાંભળનારની ઇચ્છા ઉપર આધાર રાખે છે પરંતુ જો સત્ય ઘટના પ્રકાશિત કરવામાં આવે તો ત્હેના ઉપર ગમે તે માણસ વિશ્વાસ રાખી શકે. મિથ્યા વાત કહો તો વિશ્વાસ શી રીતે આવવાનો હતો?"

કારાધ્યક્ષે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું. "ફોજદાર સાહેબ! રાતની સમસ્ત ઘટના હું આપને નિવેદન કરૂં છું. આમાં મ્હારો કાંઇ પણ દોષ નથી એ આપ સારી રીતે સમજી શકશો. જ્યારે પ્રભાત થવાને એકાદ પ્રહર જેટલો વખત હતો ત્યારે હું કાજી સાહેબના ફરમાન મુજબ કેદીને જગાડી ફાંસીને સ્થળે મોકલવા ત્હેના ઓરડામાં ગયો. જ્યારે હું ઓરડામાં ગયો ત્યારે મ્હેં જોયું કે બન્દી રામચન્દ્ર નીચે બેઠો બેઠો કાંઇક વિચાર કરતો હતો. તે વિચારમાં

એટલો બધો તલ્લિન થઇ ગયો હતો કે હું ત્હેના ઓરડામાં ગયો તો પણ ત્હેનું ત્હેને ભાન નહોતું. મ્હે એ વખત બૂમ મારી છતાં જ્યારે ત્હેણે જવાબ ન આપ્યો ત્યારે ત્હેનો હસ્ત ઝાલી ઉભો કરવાના હેતુથી મ્હેં નજીક જવાનો વિચાર કર્યો. રામચન્દ્રની સામે એક દીવો મન્દ મન્દ બળતો હતો તે આજ સમયે સહસા એવા પ્રકાશથી બળવા લાગ્યો કે ફોજદાર સાહેબ ! હું સત્ય જ કહું છું કે એવો ઉજ્જળ પ્રકાશ મ્હેં મ્હારી જીંદગીમાં કદી પણ જોયો નથી. પરંતુ આ પ્રકાશ તુરત જ બંધ થઇ ગયો અને ગાઢ અન્ધકાર છવાઇ ગયો. હું તો આ સર્વ જોઇને સ્તામ્ભિત જ થઇ ગયો. મ્હેં અન્ધકારમાં જોયું કે કેટલાક માણસો છાપરા ઉપરથી આવે છે. વળી એક તો મહાન વિક્રાળ મનુષ્ય પોતાના બે હસ્ત ઉચ્ચાં કરી મ્હારી તરફ આવ્યો. હું ભયથી કંપવા લાગ્યો અને ત્યાં જ બેસી ગયો. ત્યાર બાદ શું થયું એ હું કાંઇ જાણતો નથી. થોડો વખત ગયા બાદ મ્હેં જોયું તો પૂર્વની માફક દીવો મન્દ મન્દ બળતો હતો. કિન્તુ ત્યાં રામચન્દ્ર નહોતો. ”

ફોજદાર તો આ સાંભળી ગુસ્સાથી બોલ્યો: “ કારાધ્યક્ષજી ! અહીંઆ કાંઇ છોકરાં સમજાવવા નથી. આતો ત્હમે એક નવલકથા જ કહી ! કાલે રાત્રે મદ્યનો કંઇક વિશેષ ઉપયોગ કર્યો હશે. ”

“ મ્હે આપને પ્રથમજ કહ્યું હતું કે આપ મ્હારી વાત ઉપર વિશ્વાસ રાખશો નહિ. ”

“ આ વાત તો કોઇ પણ બુદ્ધિશાળી માણસ માને નહિ. કોઇ સ્ત્રી કે છોકરાંને કહો તો તે ક્વચિત માને ખરાં ! વારૂ, ત્યાર બાદ ત્હમે કાંઇ બીજી તપાસ કરી હતી ? ”

"હું તરત જ બ્હાર દરવાજા પાસે ગયો અને મ્હેં પ્હેરેગીરોને એકઠા કરી સર્વને કોઇ અહીંથી હમણાં બ્હાર ગયું કે કેમ તે પૂછ્યું. તે સર્વએ કહ્યું કે અહીંથી તો કોઇ બ્હાર ગયું નથી."

"તેઓને ત્હમારી માફક કાંઇ સ્વપ્ન નહિ આવ્યું હોય ?"

"આપ ગમે તેમ કહો. આપ આ વાત માનો કે ન માનો પરંતુ મ્હેં જે બન્યું છે તે જ આપને કહ્યું છે. હું એક શબ્દ પણ ખોટો બોલ્યો નથી એ આપ નિશ્ચય માનજો !"

ફોજદારના ગળે કારાધ્યક્ષની વાત ઉતરી નહિ. ત્હેને એમ જ લાગ્યું કે કારાધ્યક્ષે પોતાનો બચાવ કરવા ખાતર જ આ વાત જોડી કાઢી છે. ફોજદારની સાથે સાત આઠ સિપાઇ હતા. કારાધ્યક્ષને પકડવાનો ફોજદારે તુરત જ હુકમ કર્યો. હુકમ થતાં કારાધ્યક્ષને પકડી કારાગૃહમાં નાખવામાં આવ્યો. વળી બાદશાહના હુકમાનુસાર રાત્રે જેટલા પ્હેરેગીરો દરવાજા ઉપર હતા તે સર્વને પકડી કારાગૃહમાં રાખવામાં આવ્યા. આ પ્રમાણે બાદશાહનાં હુકમનો અમલ કરી ફોજદાર ચાલ્યો ગયો. કારાધ્યક્ષે જે વાત ફોજદારને કહી હતી તે વાત તો અન્ય કોઇના પણ કાને જવા પામી નહિ.

* * * *

આ તરફ પ્રભાવતી દુઃખિત હૃદયે પ્રભાત થયાં પ્હેલા શય્યાનો ત્યાગ કરી બ્હાર આવી અને પોતાના સ્વામીને ફાંસીએ દેવામાં આવ્યો કે નહિ તે જોવાને એક નોકરને ત્હેણે મોકલી દીધો. પ્રભાવતીને આખી રાત્રિ નિદ્રા આવી નહોતી. ત્હેને રામચન્દ્રના વિચારો આવ્યા કર્યાં હતાં. સમસ્ત રાત્રિ ચિન્તામાં વ્યતિત કરેલ હો-

વાથી ત્હેનો ચ્હેરો એકદમ ફીક્કો પડી ગયો હતો. ચક્ષુ ઉપર અશ્રુના લિસોટા સ્પષ્ટ જણાતા હતા.

જે નોકર ફાંસીને સ્થળે તપાસ કરવાને ગયો હતો ત્હેણે આવીને પ્રભાવતીને ખબર કહ્યા: " રામચન્દ્રને ફાંસી અપાઇ નથી. તેઓ રાત્રે જ કારાગૃહમાંથી મુકત થઇ કયાંય ચાલ્યા ગયેલ છે. માણસો એમ કહે છે કે તેઓ અત્યંત દેવી ભક્ત હોવાથી દેવીના અનુચરો આવીને ત્હેમને લઇ ગયા. "

પ્રભાવતીને આ સાંભળી કંઇક હર્ષ થયો. ત્હેણે અત્યંત જીજ્ઞાસાથી પૂછ્યું: " હવે રાજકર્મચારીઓ શું કરે છે ? "

" હવે વળી કરે શું ? તેઓ પાછા ચાલ્યા ગયા. " પેલાએ જવાબ આપ્યો.

નોકરને વિદાય કરી પ્રભાવતી વિચારવા લાગી: " શું દેવીના અનુચરો ત્હેમને લઇ ગયા એ સત્ય હશે ? ના. ના, આતો તદ્દન અસમ્ભવિત લાગે છે. કાંઇ અન્ય કારણથી તેઓ પલાયન કરી ગયા હશે. પરંતુ મ્હેં સાંભળ્યું છે કે કારાગૃહ ઘણું જ મજબુત છે. કોઇ પણ મનુષ્ય ત્હેમાંથી છૂટી શકે એમ નથી છતાં તેઓ શી રીતે મુકત થઇ શકયા હશે ? શું કારાધ્યક્ષને ત્હેમણે લાંચ આપી હશે ? અરે ! પણ ત્હેમની પાસે એક રાતી પાઇ પણ કયાં હતી કે તેઓ લાંચ આપી શકે ! "

પ્રભાવતી કાંઇ સ્થિર ન કરી શકવાથી ત્હેણે યશવંતને બોલાવ્યો. યશવંતે પણ સાંભળ્યું હતું કે રામચન્દ્ર ન્હાસી ગયેલ હોવાથી ફાંસીની શિક્ષામાંથી બચી શકયો છે. યશવંતને લાગ્યું કે પોતે જે આશા રાખી રહ્યો છે તે આશા રામચન્દ્રના ન્હાસી ગયાથી

ક્વચિત નિરાશામાં ફેરવાઇ જશે. હેની ઇચ્છા એવી હતી કે પ્રભાવતીનો પિતા મૃત્યુ પામ્યાથી અને રામચન્દ્રને ફાંસીની સજા થવાથી કૃષ્ણરાવ વકિલની સમસ્ત સંપત્તિનો અને પ્રભાવતીના સૌન્દર્યનો હવે પોતે ઉપભોગ કરી શકશે. કિન્તુ રામચન્દ્રના ન્હાસી જવાથી આ આશા પોતે પૂર્ણ કરી શકશે કે કેમ તે માટે હેને શંકા આવવા લાગી. રામચન્દ્ર જીવતો હોય તો પુનઃ ગૃહે આવવાની હેની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. અથવા તો ચાર છ મહિના પછી એક રાત્રે આવી ગુપ્ત રીતે પ્રભાવતીને સમજાવી આ સમસ્ત સંપત્તિ લઇને બન્ને ક્યાંય ચાલ્યા જાય ! યશવંતના હૃદયમાં આ ચિન્તા લાગી રહી હતી પરંતુ પ્રભાવતીના બોલાવવાથી તે ચિન્તાને એમ ને એમ હૃદયમાં ધારી પ્રભાવતી પાસે ગયો.

પ્રભાવતીએ પૂછ્યું: " કેમ ખબર સાંભળ્યા કે ? "

" જી હા, મ્હેં સવારના મ્હારે ગૃહેથી મ્હારા એક પાડોશીને ફાંસીના સ્થળે ખાસ મોકલ્યો હતો. હું જવાનો હતો પરંતુ મ્હારાથી રામચન્દ્રભાઇનું મૃત્યુ જોઇ શકાશે નહિ એમ મ્હને લાગવાથી હું ગયો નહોતો. છેવટ ઇશ્વરેચ્છાથી રામચન્દ્રભાઇ કારાગૃહમાંથી મુક્તિ મેળવી શક્યા છે અને પોતાનું જીવન લંબાવી શક્યા છે એ જાણીને જ મ્હને અત્યંત આનન્દ થયો છે. "

" પરંતુ તેઓ ક્યાં જઇને રહેશે ? શી રીતે તેઓ પ્રાણ બચાવી શકશે. " પ્રભાવતીએ શુષ્ક કંઠે કહ્યું.

" દૂર જઇ કોઇ સ્થળે રહેશે તો હેમને કાંઇ પણ હરકત આવશે નહિ. ત્યાં તેઓ આનન્દમાં પોતાનું જીવન વ્યતિત કરી શકશે. "

" પણ યશવંત ! ઘણા કહે છે કે ત્હેમને દેવીના અનુચરો આવીને લઇ ગયા. " પ્રભાવતીએ આતુરતાથી કહ્યું.

" આ વાત ઉપર શું ત્હમે વિશ્વાસ રાખો છો ? આ કાંઇ સત્ય ઘટના નથી—એ તો અશિક્ષિત લોકોની મ્હોઢાની વાતો છે." યશવંતે ખુલાસો કર્યો.

" મ્હને પણ તેમ જ જણાય છે. "

" પણ રામચન્દ્રભાઇના જીવન માટે એક ભય રહે છે " યશવંતે પોતાના દુષ્ટ કાર્યની શરૂઆત કરી.

" વળી શેનો ભય ? "

" રામચન્દ્રભાઇને પકડવા માટે બાદશાહે સખ્ત હુકમ કર્યો છે. ફોજદાર સાહેબ ઘોડેસ્વાર સિપાઇઓને ચારે દિશાએ મોકલવાનો બંદોબસ્ત કરે છે. રામચન્દ્રભાઇ તો ચાલીને જતા હશે, એટલે બહુ દૂર તો ગયા નહિ હોય ! આ ઘોડેસ્વારો કવચિત ત્હેમને પકડી શકે એ સમ્ભવિત છે. "

પ્રભાવતીને યશવંતના આ શબ્દો સાંભળી કંપારી છૂટી. તે ગદ્ગદ્ કંઠે બોલી : " હવે જો પુનઃ તેઓ પકડાશે તો તો ત્હેમના પ્રાણની રક્ષા કોઇ પણ પ્રકારે થઇ શકશે નહિ. આનો કાંઇ ઉપાય થાય એમ છે કે કેમ ? યશવત ! અત્યારે ત્હારા સિવાય જગત્માં મ્હારૂં કહું એવું કોઇ પણ નથી. આનો કાંઇક ઉપાય શોધી કહાડ !

" ઉપાય તો છે પણ અતિ મુશ્કેલ છે. " યશવંતે ઠાવકુ મ્હોઢું રાખીને કહ્યું.

" હું સારી રીતે સમજું છું કે આવા કાર્યનો ઉપાય સ્હેલો હોય જ નહિ પરંતુ મ્હારો પ્રાણ આપતાં પણ જો મ્હારા પતિની રક્ષા થઇ શકતી હોય તો તેમ કરવાને હું તૈયાર છું. "

" ફોજદાર સાહેબ અતિ લાંચિયા છે. "

" લાંચ આપવાથી તેઓ શું કરશે ? "

" આ ઘોડેસ્વારોને તપાસાર્થે મોકલવાનું કાર્ય ત્હેમના હસ્તમાં છે. ત્હેમને લાંચ આપવાથી તેઓ સિપાઇઓને મોકલશે નહિ અને બાદશાહને કહેશે કે સિપાઇઓને તપાસ કરવા મોકલ્યા છે. પછી થોડા દિવસ બાદ બાદશાહને જણાવશે કે સિપાઇઓ પાછા આવ્યા છે. તેઓએ ઘણી તપાસ કરી પરંતુ રામચન્દ્રનો પત્તો લાગ્યો નથી. થયું ! બધું ખલાસ થઇ જશે ! રામચન્દ્રભાઇના જીવનની રક્ષા આ ઉપાય સિવાય અન્ય કોઇ પણ રીતે થઇ શકે એમ નથી. "

" ત્યારે તો તેઓ એ વખત દરમ્યાન ખુશીથી કોઇ નિર્વિઘ્ન સ્થાને પહોંચી જશે ? " પ્રભાવતીએ આનન્દથી કહ્યું.

" અલબત્ત, એમાં વળી શંકા શું ! "

" તો પછી તું અત્યારે આ બાબત કાંઇક કર ! "

" ભલે, મ્હારી ના નથી પરંતુ મ્હેં આપને કહ્યું તેમ આ કાર્ય કાંઇ સ્હેલું નથી. "

" એ ખરૂં, પણ મુશ્કેલ તે કેવુંક છે ? "

" ફોજદાર સાહેબ થોડા ઘણા રૂપિયાથી રીઝશે નહિ. મ્હોટાના પેટ પણ મ્હોટા જ હોય ! વળી આ બાબત કાંઇ જેવી તેવી નથી. ઘણી જ મહત્ત્વની છે. "

" મ્હારા પિતાએ ઘણી સંપત્તિ એકઠી કરે છે. ક્વચિત આ સમસ્ત સંપત્તિનો વ્યય આ સતકાર્યમાં થાય તોપણ હું આપવા તૈયાર છું. "

" ત્યારે હું ફોજદાર સાહેબ પાસે જાઉં છું પરંતુ કેટલા રૂપિયા સુધી હું સ્વિકાર કરૂં ! "

" ત્હારે સ્વિકાર અસ્વિકાર કરવાનું કાંઇ કામ નથી. ફોજદાર સાહેબ જેટલા રૂપિયાથી ખુશી થાય તેટલા રૂપિયા આપવાનું કબુલ કરજે. કવચિત સર્વ સંપત્તિનો ભોગ આપવો પડે તોપણ ત્હેમની માગણી સ્વિકારતા અચકાઇશ નહિ. "

" ભલે ત્યારે હું અત્યારે જાઉં છું. "

" હા, અત્યારે જ જા ! જો સિપાઇઓને તેઓ મોકલી દેશે તો પછી કાંઇ પણ ઉપાય થઇ શકશે નહિ. "

યશવંત ચાલ્યો ગયો. રસ્તામાં જતાં જતાં તે વિચારવા લાગ્યો: " પ્રભાવતી ! તું ગમે તેવી બુદ્ધિશાળી હોય તોપણ સ્ત્રી જાતિ છું. ત્હને ફસાવી ત્હારા સર્વસ્વનો નાશ કરતાં કેટલી વાર ? મ્હે જે સુત્રનું અવલમ્બન કર્યું છે તે સુત્રથી જ હું ત્હારી સમસ્ત સંપત્તિ હસ્ત કરીશ—ત્હને રસ્તાની ભિખારિણી કરીશ; છેવટ મ્હારી દયા ઉપર ત્હને મૂકી ત્હારા સૌન્દર્યનું હું પાન કરીશ—ત્હારા નવ યૌવનનો હુ ઉપભોગ કરીશ. ક્વચિત જો રામચન્દ્રનો પત્તો લાગશે તો બાદશાહને ખબર દેતાં વાર નથી ! તુરતજ ત્હેને ફાંસીને લાકડે લટકાવરાવીશ ! "

આ તરફ પ્રભાવતી ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી: " હે પ્રભો ! હે દયાનિધી ! ફોજદાર સાહેબને સુમતી આપજે ! મ્હારી સર્વસ્વ સંપત્તિના વિનિમયે પણ મ્હારા સ્વામીની તપાસાર્થે સિપાઇઓ ન મોકલે એવી બુદ્ધિ આપજે ! તેઓ કોઇ પણ સુરિક્ષિત સ્થળે પહોંચી જાય એટલી જ મ્હારી મહદ્દેચ્છા છે ! "

થોડો વખત શાન્ત રહીને પ્રભાવતી પુનઃ વિચારવા લાગી: " તેઓ ચાલ્યા ગયા ! જીંદગી–પર્યંત આ નગરનો ત્યાગ કરીને

ચાલ્યા ગયા ! બાદશાહના ભયને લીધે–મૃત્યુના ભયને લીધે હવે તેઓ પુનઃ અહીં આવવાના નહિ. બસ, શું હું હવે એ ચરણની સેવા કદી પણ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નહિ થાઉં ? તે દિવસે તેઓ મ્લાન મુખે–જળથી ભરેલ અશ્રુએ મ્હારી પાસેથી ગયા ! ગયા તે ગયા જ ! પુનઃ ત્હેમના દર્શનનો લાભ મ્હને મળ્યો નહિ. મ્હારૂં ગમે તેમ થાય ત્હેની મ્હને ચિન્તા નથી પરંતુ તેઓ પરદેશમાં એકલા શી રીતે ત્હેમનું જીવન આનન્દથી વ્યતિત કરી શકશે ! જો તેઓ સુખી રહે તો હું સુખી જ છું. ત્હેમના સુખમાં જ મ્હારૂં સુખ હું માનુ છું. ”

આ સમયે દાસીએ આવીને સ્નાન કરવા માટે કહ્યું. પ્રભાવતીએ જવાબ આપ્યો: “ યશવંત એક જરૂરી કાર્ય માટે બ્હાર ગયો છે. તે પાછો ફરે નહિ ત્યાં સુધી મ્હારે સ્નાન કે આહાર કરવો નથી.”

આહાહા ! પતિ પ્રત્યે કેટલો અનહદ પ્રેમ ! પતિના સુખ માટે કેટલો ભોગ ! પ્રભાવતી ! ધન્ય છે ત્હને ! ત્હારા જેવી રમણીઓથી જ હિન્દુસ્થાન અત્યારે ગર્વિત છે.

દાસી ચાલી ગઇ. પ્રભાવતી તો યશવંતની રાહ જોતી ત્યાં જ બેસી રહી.

---

## પ્રકરણ ૨૫ મું.

## નિમકહરામ યશવંત.

યશવંત ફોજદારના ગૃહે જવાને બદલે તે રસ્તા તરફ પણ ન જતાં પ્રફુલ્લ હૃદયે પોતાના ગૃહે ગયો. ગૃહે જઇને એક ન્હાની

સરખી ગાદી ઉપર પડયો. ગાદી ઉપર પડ્યાં પડ્યાં તે ભવિષ્યના સુખના અનેક વિચારો કરવા લાગ્યો. કૃષ્ણરાવ વકિલની સંપત્તિ હસ્તમાં આવ્યા બાદ હ્‌હેનો કેવો ઉપયોગ કરવો એ જ વિચાર અત્યારે યશવંત કરતો હતો. એક સારૂ ગૃહ બંધાવીશ, નોકર ચાકરો રાખીશ, તેઓના ઉપર હુકમ ચલાવીશ અને છેવટ પ્રભાવતી જેવી સૌન્દર્યશાળી રમણીના યૌવનનો લ્હાવો લઇશ એ વિચાર માત્રથી જ યશવંત આનન્દ સાગરમાં ઝોલાં ખાતો હતો.

વખત થતાં હ્‌હેણે ભોજન કરી લીધું. ભોજન કરી થોડો વખત આરામ લઇ બપોરના સમયે તે પ્રભાવતીના ગૃહે જવા નિકળ્યો.

પ્રભાવતીએ અત્યાર સૂધી સ્નાન કે આહાર કર્યો નહોતો. તે જે ઓરડામાં બેઠી હતી ત્યાં જ હજી સૂધી બેસી રહી હતી. ફોજદાર શું કહેશે ? આ કાર્ય કરવાનો તે સ્વિકાર કરશે કે કેમ ? હ્‌હેણે સિપાઇઓ તપાસાર્થે મોકલ્યા હશે કે કેમ ? એ જ વિચાર પ્રભાવતીના મગજમાં રમી રહ્યા હતા.

જેવો યશવંતે ગૃહમાં પગ મૂકયો કે તુરત જ દાસીએ પ્રભાવતીને યશવંતના આવાગમનના સમાચાર કહ્યા. પ્રભાવતી આ ખબર સાંભળી એક ક્ષણનો પણ વિલમ્બ કર્યા સિવાય ઓરડી બ્હાર નિકળી ! યશવંત ઓરડા તરફ જ ચાલ્યો આવતો હતો. પ્રભાવતીનું શોકગ્રસ્ત મુખ હોવા છતાં તે જોઇને યશવંતનું હૃદય હચમચવા લાગ્યું. અત્યારે યશવંતને એ મુખ કાંઇક વિશેષ મોહક જણાયું. યશવંતના હસ્ત નીચે જ પ્રભાવતી મ્હોટી થઇ હતી, છતાં પણ આજના જેવો પ્રભાવતીનો મોહક ચ્હેરો હ્‌હેને કદી પણ જણાયો નહોતો.

અત્યારે પ્રભાવતીના થોડા ઘણા કેશ છૂટા થઇ ગયાં હતાં. આ કેશ પવનથી આમ તેમ ફરફરતાં હતાં. કવચિત કવચિત ત્હેના ભવ્ય લલાટ ઉપર આ કેશ આવીને સ્થિર થતા હતા. કેશને સમારવાને પ્રભાવતી પોતાનો સુન્દર અને સ્હેજ વક્ર હસ્ત ઉંચો કરતી હતી. ત્હેના નયન લાલ થયેલ હોવા છતાં માધુર્ય ઘટવા પામ્યું નહોતું. ઓષ્ટાધરો સંપૂર્ણ રીતે ઉઘડેલા નહોતા પરંતુ સ્હેજ સ્હેજ કંપતા હતા અને ત્હેથી ત્હેની સફેદ દન્તકળીઓ દેખાતી હતી. તે જો કે અત્યારે દુ:ખના ભારથી મન્દ મન્દ ગતિથી ચાલતી હતી છતાં ત્હેની ચાલમાં કાંઇક અદ્ભુત આકર્ષણ હતું.

યશવંત પ્રભાવતીને જોઇ મનમાં બોલ્યો: "યશવંતનું જીવન આટલા દિવસે સાર્થક થયું છે! યશવંતનો ભાગ્ય દેવતા ત્હેને કૃષ્ણરાવની સમસ્ત સંપત્તિ અને આ રૂપસી સુન્દરી પ્રદાન કરવાને તૈયાર છે. આટલી સંપત્તિ અને સૌન્દર્યશાળી રમણી ઉભય એકી સાથે પ્રાપ્ત થવાનું શું દરેકના ભાગ્યમાં હોય છે? જેના ભાગ્યમાં આવું હોય તે અત્યંત ભાગ્યશાળી જ કહી શકાય એ નિ:સન્દેહ છે. પણ હાય! આ સર્વ આશા પૂર્ણ થતાં હજી કેટલો વિલમ્બ લાગશે? સુશિતળ જળ લઇ સરિતા ચાલી જતી હોય ત્હેના કિનારે જળનો પિયાસુ કેટલોક વખત જળ પીધા સિવાય ઉભો રહે?"

પ્રભાવતીએ કંપિત પરંતુ મૃદુ સ્વરે પૂછ્યું: "તું જે કાર્ય માટે ગયો હતો તે કાર્ય સફળ થયું?"

માથું સ્હેજ ઉંચુ કરી પ્રભાવતીના સુન્દર મુખ તરફ જોઇ યશવંતે જવાબ આપ્યો: "કાર્ય તો થયું છે પરંતુ એટલા રૂપિયા આપની પાસે હોય એ મ્હને અસમ્ભવિત લાગે છે."

" સમ્ભવ અસમ્ભવ એ હું જાણું ! કેટલા રૂપિયા ફોજદાર સાહેબે માગ્યા છે તેજ મ્હને કહે ! "

" વીસ હજાર રૂપિયા. "

" વીસ હજાર ? "

" હા, વીસ હજાર ! આમાંથી એક પાઇ પણ ઓછી નહિ. "

" તું બેસ, હું જોઇ આવું. "

યશવંત ત્યાં બેસી રહ્યો. પ્રભાવતી મેડી ઉપર ગઇ અને પોતાના પિતાની સંપત્તિ ઉપર ઉપરથી જોઇ તુરતજ નીચે આવી.

" કેમ ! કેટલી સંપત્તિ છે. " યશવંતે પૂછ્યું.

" જેટલી સંપત્તિ છે તે સર્વ મળીને વીસ હજાર રૂપિયા થઇ શકશે. "

" ત્યાર પછી ? "

" ત્યાર પછી વળી હવે શું ? "

" ત્હમારો નિર્વાહ ત્હમે શી રીતે ચલાવશો ? "

" મ્હારે વળી નિર્વાહ ચલાવવો એમા શું મુશ્કેલી છે. અડધો શેર આટો હોય તો પણ મ્હારે માટે તો પૂરતો જ છે. "

" ત્હમારા એકનું હું પૂછતો નથી ! ત્હમારી આ દાસદાસીઓ અતિથિ–અભ્યાગત વિગેરેનું શું થાયું ? "

" મ્હારે હવે દાસદાસીનું શું કામ છે ? જેનો સ્વામી ભયથી પલાયન કરી એક જંગલથી અન્ય જંગલ આથડે છે ત્હેને દાસ-દાસીઓ રાખી સુખ વિલાસમાં દિવસ વ્યતિત કરવાનું હોય ખરૂં કે ? સ્ત્રીને પતિ સિવાય અન્ય કોણ સુખ આપી શકે એમ છે ? અતિથિ–અભ્યાગતની તો સેવા સંપત્તિ વિના પણ થઇ શકે છે.

પરંતુ અત્યારે આ વાત કરવાનો સમય નથી. બોલ, ફોજદાર સાહેબ સાથે ત્હારે શી વાત થઇ ?"

"મ્હેં ફોજદાર સાહેબને ત્યાં જઇને કહ્યું કે રામચન્દ્રને પકડવા સિપાઇ ન જાય એવો આપ બંદોબસ્ત કરો તો આપને પાન સોપારી વચ્ચે કાંઇક મળી શકે એમ છે. ફોજદાર સાહેબ પ્રથમ તો આ સાંભળી અત્યંત ગુસ્સે થયા અને મ્હને ધમકાવવા લાગ્યા. પરંતુ મ્હેં ત્હેમને ઘણી જ આજીજી કરી. આજીજીથી તેઓ કાંઇક નરમ થયાં અને પચાસ હજાર રૂપિયાની માંગણી કરી. મ્હેં ત્હેમને જણાવ્યું કે આતો તદ્દન અસમ્ભવિત છે. પચાસ હજાર રૂપિયા તો છે જ નહિ. છેવટ તાણા તાણી કરતાં તેઓએ વીસ હજાર રૂપિયા લેવાનું સ્વિકાર્યું ! આ રકમમાં એક પાઇ પણ ઓછી લેવાની ત્હેમણે સ્પષ્ટ ના કરી છે. પરંતુ ત્હને સમસ્ત સંપત્તિ આપી દેશો તો પછી કરશો શું એજ વિચાર મ્હને આવ્યા કરે છે."

પ્રભાવતી આ શબ્દો સાંભળીને સ્હેજ ગુસ્સે થઇ ! ત્હેણે ગુસ્સાના આવેશમાં ને આવેશમાં જ કહ્યું:

"અરે યશવંત ! ત્યારે શું ચઢાવું ફાંસીએ પતિને ?
થઈ ગુલામ લક્ષ્મિની સુવું હું સુખ શય્યાએ ?
પતિ વનવન અને ઘરઘર ભટકતો હોય ત્યારે શું—
સુંવાળી ગાદીપર શાન્તિ ધરી આળોટું કહેની હું ?'
નથી દરકાર જરી મ્હારે રહે જર યા રહે ના તે !
થઇ જ્યાં જીંદગી બરબાદ શાને ચાહું હું ત્હેને ?
ગયા પિતા ગયા સ્વામી રહ્યું ના જે હતું મ્હારૂં;
ઠગારી લક્ષ્મિનો શાને પછી વિશ્વાસ હું રાખું ?
પતિના પ્રાણની રક્ષા થતી જો હોય મ્હારાથી;
સદા તૈયાર છું હું અર્પવા મમ જીંદગી સારી !

" મ્હારા પિતાએ કવચિત ભૂલથી પાપને આલિંગન કર્યું તેથી શું હું પણ આ સંપત્તિને વશીભૂત થઇ મ્હારા સ્વામીના ઉદ્ધારાર્થે કાંઇ-પણ ઉપાય ન કરતાં હાથ જોડીને બેસી રહું ? અત્યારે જ મજુરોને બોલાવ ! ફોજદારને ત્યાં જઇને વીસ હજાર રૂપિયા આપી દે ! અને મ્હારા સ્વામીની તપાસ માટે સિપાઇઓ ન જાય એવો ફોજદાર સાહેબ પાસે તુરત જ બંદોબસ્ત કરાવ !

યશવંતે અતિ નમ્રતાથી કહ્યું: " આપના પિતાનું લુણ મ્હેં ઘણો વખત ખાધું છે. આપને સંપત્તિના અભાવથી ઘણું કષ્ટ સહન કરવું પડશે એમ ધારીને હું આપને આટલું કહુ છું. "

" વળી કષ્ટ શેનું ? મ્હારે ક્યાં કષ્ટ ભોગવવું પડે એમ છે. હજી ઘણા મનુષ્યો પાસે મ્હારા પિતાના રૂપિયા લેણા છે. આ રકમ લગભગ સાત આઠ હજાર રૂપિયાની છે. એક હતભાગિની હિન્દુ રમણી આટલા રૂપિયાથી અત્યંત સુખમાં પોતાનું જીવન વ્યતિત કરી શકે ! ફક્ત હું એક દાસી રાખીશ એટલે બસ છે. "

" ત્હમારા પિતા ગુજરી ગયા છે એટલે લોકો જેટલા રૂપિયા માગીયે છીએ તેટલા આપશે કે કેમ ત્હેની મ્હને તો શંકા રહે છે. "

" અરે આમાંથી અડધી રકમ મળે તોપણ મ્હારે કાંઇ ચિન્તા નથી. હું મ્હારો નિર્વાહ ગમે તે પ્રકારે ચલાવી શકીશ. હવે અત્યારે આવી વાતો કરી નાહક સમય ગુમાવવો ઉચિત નથી. ફોજદાર સાહેબે ત્હને કેટલા સમયમાં રૂપિયા આપી જવાનું કહ્યું છે ? "

" સમય તો કાંઇ આપ્યો નથી. ત્હેમણે એટલું જ કહ્યું છે કે રાત્રે જમીને સિપાઇઓ તપાસ કરવાને નિકળશે. જો

આ સમય દરમ્યાન રૂપિયા મ્હને મળી જશે તો તેઓને જતાં હું અટકાવીશ નહિતર તેઓ તપાસ કરવા ચાલ્યા જશે. ”

પ્રભાવતીએ અધિરાઇથી કહ્યું: “ અરે ! ત્યારે તું શા માટે નાહક વખતનો વ્યય કરે છે ? તું શું હિન્દુ નથી ? તું શું જાણતો નથી કે હિન્દુ રમણીને પતિ એજ સર્વસ્વ છે, પતિ એજ ગુરૂ છે, પતિ એજ ઇષ્ટ દેવતા છે. પતિને માટે જ હિન્દુ રમણીનું જીવન છે. પતિ વિપદમાં છે અને હું મ્હારા ભવિષ્યના સુખ માટે રૂપિયા રાખું ? જા, અત્યારે જ મજુરોને બોલાવ ! વિલમ્બ ન કર ! ”

“ ભલે, જેવી આપની ઇચ્છા ! ” આટલું કહી યશવંત બ્હાર ગયો અને કેટલાક મજુરોને લઇ આવ્યો. આ દરમ્યાન પ્રભાવતીએ ત્હેના પિતાની જેટલી સંપત્તિ હતી તેટલી બ્હાર કાઢી. યશવંતે આ-વીને આ સંપત્તિ ઉપર નજર કરી. ત્હેનું હૃદય હર્ષથી છલકાઇ ગયું. પોતાનો મનોભાવ દાબીને ત્હેણે કહ્યું: “ આટલી સંપત્તિ ગણતા ઘણોજ વિલમ્બ થશે માટે ત્હેનું વજન કરીયે તો વધારે સારૂં છે. ”

પ્રભાવતીએ તેમ કરવાને સંમતિ આપી. તુરત જ યશવંત કાંટો લઇ આવ્યો અને સંપત્તિનું વજન કરવા માંડ્યું. વીશ હજાર રૂપિયાની સંપત્તિ તો થઇ પરંતુ પ્રભાવતી પાસે એક પણ કોડી રહેવા પામી નહિ છતાં પણ પ્રભાવતીના મુખ ઉપર શોકની છાયા જણાતી નહોતી તેમજ સ્હેજ પણ ક્લેશ ત્હેના અંતરમાં થયો નહિ. પોતાના સ્વામીની પ્રાણરક્ષા કરી શકાશે એજ વિચારથી તે આ-નન્દિત થતી હતી.

યશવંતે તુરત જ સંપત્તિની કોથળીઓ ભરી મજુરની ખાંધ ઉપર ચડાવી દીધી. જતી વખતે પ્રભાવતીએ કહ્યું: " જ્યાં સૂધી તું પાછો આવીશ નહિ ત્યાં સૂધી હું સ્નાન કે આહાર કરવાની નથી."

" આ શું વળી? મ્હને પાછા ફરતાં વિલમ્બ પણ થવા સમ્ભવ છે. આપ શાન્તિથી આહાર કરી લ્યો ! "

પ્રભાવતીએ સ્હેજ શોકગ્રસ્ત મુખે કહ્યું: " હવે વળી શાન્તિ કેવી ? જેના પતિને ફાંસીએ લટકાવવા સિપાઇઓ તપાસાર્થે નિકળવાના છે ત્હેને વળી શાન્તિ રહી કયાં ? તું જલદી જા ! ફોજદાર સાહેબે સિપાઇઓને તપાસાર્થે ન જવાનો બન્દોબસ્ત કર્યો છે એવું સાંભળીશ ત્યારે જ હું આહાર કરીશ. "

યશવંત વિશેષ કાંઇ પણ વાતચિત ન કરતાં મજુરોને લઇને ગૃહ બ્હાર નિકળી ગયો. આ સંપત્તિ ફોજદારના ગૃહે ન લઇ જતાં નિર્ભય ચિત્તે પોતાના ગૃહે લઇ ગયો અને મજુરોને વિદાય કરી દીધા. યશવંત સારી રીતે સમજતો હતો કે આ લાંચની વાત પોતે અને પ્રભાવતી જ જાણતા હોવાથી કદી પણ આ સંપત્તિ પોતે ઉપાડી ગયેલ છે એવી વાત પ્રભાવતીને કાને જશે નહિ.

આ સંપત્તિને યથા સ્થળે મૂકી યશવંત પોતાના ગૃહ સામેના એક બગીચામાં જઇને પ્રફુલ્લ હૃદયે એક મહાન વૃક્ષ નીચે બેઠો. ત્હેને તો ઇન્દ્રનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય એટલો બલ્કે એથી પણ વિશેષ આનન્દ થયો હતો. ત્હેને અત્યારથી જ વિજાપુરના ધનાઢ્ય પુરૂષો તૃણવત ભાસવા લાગ્યા. તે મનમાં બડબડવા લાગ્યો: " હવે પ્રભાવતી કયાં જવાની હતી ? તે સંપૂર્ણ રીતે મ્હારા હસ્તમાં આવી

ગઇ છે. ત્હેની પાસે જેટલી સંપત્તિ હતી તે સંપત્તિનો માલિક હવે હું થયો છું. હવે તેજ બાકી રહી ! પણ અહાહા ! તેનું કેવું અગાધ સૌન્દર્ય ! આ સૌન્દર્યનો ઉપભોગ તો હવે યશવંતને જ કરવો યોગ્ય છે. અત્યાર સુધીમાં જે જે યુક્તિ પ્રયુક્તિ કરી છે—જે ઠગવિદ્યાનો પ્રયોગ કર્યો છે તેથી તો સ્પષ્ટ જણાય છે કે પ્રભાવતી હવે મ્હારી જ છે ! પરંતુ ત્હેની સ્વામી—ભક્તિ ઓછી નથી—રામચન્દ્રના પ્રાણની રક્ષા કરવા સમસ્ત સંપત્તિનો ત્હેણે ત્યાગ કર્યો ! ખેર ! મ્હારે ત્હેમાં શું ? મ્હારૂં તો ગૃહ એથી ભરાયું. તે મૂર્ખિ છે. હજી સંસારથી તે અજ્ઞાત છે ! તે એમજ માને છે કે સંપત્તિ કાંઇ પણ કામની નથી પરંતુ એ હતભાગિનીને ખબર નથી કે જગતમાં સંપત્તિ સિવાયનું મનુષ્ય પશુ તુલ્ય ગણાય છે. અરે ! પણ તે જેમ તેમ વારે ત્હેનું મ્હારે શું કામ છે ? ત્હેના સૌન્દર્યના ઉપભોગ કરી શકું એટલે હું મ્હારી જીંદગી સફળ થયેલી માનીશ ! મ્હેં જે જાળ પાથરી છે ત્હેમાંથી તો કદી પણ તે છટકી શકવાની નથી. ત્હેનામાં કેવું અગાધ સૌન્દર્ય છે—જાણે કે સાક્ષાત ઇન્દ્રના દરબારની પ્રખ્યાત મેનકા અથવા તો ઉર્વશી ! ત્હેનો કંઠ પણ કેવો સુમધુર છે ! જાણે કે કૃષ્ણની બંસી ! આને શી રીતે છોડાય ? હૃદય કબુલ પણ કેમ કરે ? હું મ્હારા ગૃહ પછવાડે આવો એક બગીચો કરાવીશ અને એક બીજાને હથાળી પ્રેમાલાપ કરીશ ત્યારે મ્હારી મનઃકામના પૂર્ણ થશે."

આ પ્રમાણે હવાઇ કિલ્લાઓ બાંધી યશવંત આનન્દનો ઉપભોગ કરતો હતો. થોડા વખત તે ત્યાં બેસીને પછી પ્રભાવતીના ગૃહે જવાને નિકળ્યો.

સંસારના પ્રપંચથી અજ્ઞાત, પાપના પથને દૂરથીજ નમસ્કાર કરનાર વિશુદ્ધહૃદયા પ્રભાવતી યશવંતના આગમનની રાહ જોતી હતી. ક્યારે યશવંત આવીને પકડવા જનાર સિપાઇઓને અટકાવવામાં આવ્યા છે એ શુભ સંવાદ કહે એ જ પ્રભાવતી સાંભળવાને ઉત્સુક હતી. આ સંવાદ સાંભળવાથી પ્રભાવતીને કાંઇક શાન્તિ થાય એમ હતું અને આખા દિવસની ક્ષુધાને પણ કાંઇક તૃપ્તિ મળી શકે એમ હતું.

ત્હેની આશા પૂર્ણ થઇ ! જેના આવાગમનની તે રાહ જોતી હતી તે યશવંત–પાષાણ હૃદયનો યશવંત આવ્યો. પ્રભાવતીએ અતિ આતુરતાથી ત્હેને પૂછ્યું: " ફોજદાર સાહેબે રૂપિયા લીધાને ?"

" આટલા રૂપિયાનો લોભ શું મનુષ્યથી મૂકી શકાય ખરો કે ? ત્હેમણે કાંઇ પણ આનાકાની સિવાય રૂપિયા લઇ લીધા."

" રૂપિયા લઇ શું કહ્યું ? "

" હું બેઠો હતોને જ મ્હારી સમક્ષ જે સિપાઇઓ તપાસાર્થે જવાના હતા તેઓને બોલાવ્યા અને ન જવા માટે હુકમ કર્યો."

" ત્યારે તો હવે કાંઇ પણ ભય રાખવાનું કારણ નથી ને ?"

" નહિજ ! હવે વળી ભય રાખવાનો હોય કે ? જેઓ લાંચ લેવાનો ધંધો કરે છે તેઓ કદી પણ લાંચ લઇને મનુષ્યને છેતરતા નથી. જો તેઓ એ પ્રમાણે કરે તો ભવિષ્યમાં ત્હેમને લાંચ મળી શકે નહિ."

" ઇશ્વર ત્હેને સુખી કરે ! "

" હવે કોઇ પણ જાતનો ભય નથી. ત્હમે સ્નાન કરી આહાર કરી લ્યો ! ત્હમારૂં મુખ સૂકાઇ ગયું છે. "

પ્રભાવતીએ એક વખત સ્નેહ ભરી દ્રષ્ટિ યશવંત ઉપર નાખી અને સ્નાન કરવાને ચાલી ગઇ !

પ્રભાવતીની આ દ્રષ્ટિનું પરિણામ વિપરિત આવ્યું. યશવંત તો પ્રભાવતીના આ વર્તનથી એમ જ સમજવા લાગ્યો કે પ્રભાવતીનું હૃદય થોડે ઘણે અંશે પણ દોરાયું છે નહિતર વળી તે પોતાના તરફ આવી સ્નેહ ભરી દ્રષ્ટિ શા માટે નાખે ? આટલા વખતમાં ત્હેણે કદી પણ આ પ્રમાણે કર્યું નથી. પરંતુ મૂર્ખને ખબર નહોતી કે આ દ્રષ્ટિ પ્રેમથી ભરેલી નહોતી. તે તો દયાથી ભરેલી હતી–ઉપકારથી ભરેલી હતી. યશવંતનામાં જો કવચિત મનુષ્યબુદ્ધિ હત તો તે તુરત જ સમજી શકયો હત કે પ્રભાવતીના નયનમાં કેટલી દીનતા અને કરૂણ પ્રાર્થના હતી. પરંતુ તે જડબુદ્ધિ સમજી શકયો નહિ.

એક યુવતિના દેહમાં પ્રેમી પ્રેમના તરંગ જુએ છે અને જ્ઞાની બન્ધનના તાંતણા જુએ છે.

યશવંતના હૃદયમાં તો કામનો અગ્નિ વિશેષ જોરથી પ્રજ્વલિત થવા લાગ્યો. આ કામ–અગ્નિને જો દબાવવામાં આવતો નથી તો દિવસે દિવસે તે વૃદ્ધિંગત્ થતો જાય છે. છેવટ આ અગ્નિ સમસ્ત અંગમાં પ્રસરી જઇ પોતાનો પ્રતાપ વધારતો જાય છે અને અંગની સર્વ શકિતઓનો નાશ કરવા માંડે છે. મનુષ્યના અંગમાં જ્યારે આટલે સુધી આ અગ્નિનો વિસ્તાર થાય છે ત્યારે તે અસહ્યનિય થઇ પડે છે. મનુષ્ય, મનુષ્ય મટી પશુ થઇ જાય છે.

યશવંતની પણ લગભગ આ જ સ્થિતિ થઇ હતી. તે પ્રભાવતીના સૌન્દર્યનો જ દરેક પળે વિચાર કરતો હતો અને ત્હેના હૃદયની વૃત્તિઓ ત્હેને મેળવવાને કાયમ તૈયાર જ રહેતી.

આ સ્થિતિમાં ને આ સ્થિતિમાં લગભગ એક માસ વ્યતિત થઇ ગયો. આ એક માસ દરમ્યાન તો પ્રભાવતીના સંસારમાં કેટલુંય પરિવર્તન થઇ ગયું. પ્રભાવતીએ દાસદાસીઓને રજા આપી દીધી. ફક્ત એક જ દાસીને રાખી હતી. યશવંતને હજી સૂધી રાખ્યો હતો કારણ કે લોકો પાસેથી લ્હેણું વસુલ કરવાનું હતું. યશવંત તેજ કાર્ય કરતો હતો. પ્રભાવતિનો વિચાર આ કાર્ય પૂર્ણ થતાં જ યશવંતને પણ ગડગડિયું આપવાનો હતો. પ્રભાવતીએ પોતાના કપડા–લત્તામાં પણ ઘણો ફેરફાર કરી નાખ્યો હતો. અલંકાર તો તે પ્હેરતી જ નહિ. ફક્ત સૌભાગ્યસુચક તરીકે હસ્તમાં એક લાકડાની ચુડલી અને લલાટમાં ચન્દ્રક સિવાય તે કાંઇ પણ રાખતી નહોતી. જગત્ ત્હેને મન ઝેર જેવું થઇ ગયું હતું. જગત્ રસિક કે અરસિક ત્હેનો નિર્ણય પ્રભાવતી કરી શકતી નહિ. ચન્દ્રના અસ્ત થવાથી રાત્રિ કદી પણ હસી શકે ખરી કે ? વૃક્ષનું પતન થતાં લતા જીવી શકે કે ?

પ્રભાવતીની અવસ્થા અને દ્રઢતા જોઇને યશવંત સમજી શકયો હતો કે પ્રભાવતી સહજમાં હસ્તમાં આવે તેમ નથી—સહજમાં તે પોતાના સ્વામીને ભુલીને અન્યની અનુગામિની થાય તેમ નથી. ત્હેને તો કપટથી જ હસ્તમાં લીધા સિવાય અન્ય ઉપાય નથી.

એક દિવસ પ્રભાવતી પાછળના ભાગમાં સન્ધ્યા સમયે સ્વામીની

મૂર્તિનું ધ્યાન ધરતી બેઠી હતી. પ્રથમના પ્રસંગોને સ્મૃતીમાં લાવી આનન્દ અને શોક કરતી હતી. પતિ અત્યારે ક્યાં હશે, શું કરતા હશે, ત્હેમની સ્થિતિ કેવી હશે એ વિચારમાં અત્યારે પ્રભાવતી લીન થઇ ગઇ હતી. ત્હેણે ફક્ત એક શ્વેત વસ્ત્ર પરિધાન કર્યું હતું.

ધીમે ધીમે–અવાજ ન થાય એમ યશવંત જ્યાં પ્રભાવતી બેઠી હતી ત્યાં ગયો. સંપૂર્ણ યૌવનાવસ્થા હોવા છતાં પણ એક યોગિણી માફક પ્રભાવતીને ધ્યાનગ્રસ્ત બેઠેલી જોઇ યશવંત આગળ ન ચાલતાં ત્યાંજ ઉભો રહ્યો. થોડો વખત તે અનિમેષનેત્રે પ્રભાવતી સામું જોઇ રહ્યો અને પછી નજીક જઇને કંપિત સ્વરે બોલ્યો: "વળી એક ભય ઉપસ્થિત થયો છે ?"

અર્ધ નિદ્રિત શાન્ત અવસ્થામાં સર્પિણિ બેઠેલ હોય અને ત્હેના માથા ઉપર જો જરી પણ સોટીનો આઘાત કરવામાં આવે તો તે કેવો ફુતકાર કરી આઘાત કરનાર તરફ ધસે તેમ પ્રભાવતીએ ધ્યાન ભંગ થવાથી ગુસ્સાથી યશવંતને કહ્યું: "શેનો ભય ? તું સમય અસમય જોયા સિવાય મ્હારી પાસે કેમ દોડયો આવે છે ? આત્મિય–સ્વજનહિન આ અભાગિનીને ધ્યાન એજ આનન્દનું સાધન છે, ત્હેમા તું શામાટે અવીને વિક્ષેપ કરે છે ? શામાટે મ્હારૂં ધ્યાનભંગ કરાવે છે ? શેનો ભય છે ? મ્હારે હવે ભય રાખવા જેવું પણ ક્યાં છે ?"

યશવંત આ અપમાનથી ઘણોજ ગુસ્સે થયો. તે મનમાં બોલ્યો: "હવે હું ત્હારા આવા શબ્દો વધારે વખત સાંભળવાનો નથી. અત્યાર સુધી હું ત્હારો દાસ હતું પણ થોડા દિવસમાં ત્હને હું મ્હારી

દાસી બનાવીશ. અત્યારે જે સહન કરૂં છું તે ફક્ત ત્હારી આ અતૂલનિય રૂપ રાશિને લીધે જ !" પછી યશવંતે ધીમેથી નમ્રતાપૂર્વક જવાબ આપ્યો. "આપનું મ્હેં ઘણો વખત લુણ ખાધું છે. આપના ઉપર આવી પડનાર ભયાવહ વિપત્તિની મ્હને ખબર પડતા જ મ્હારૂં હૃદય ભયથી કંપી ઉઠ્યું. હું વખતનો વિચાર ન કરતાં આપને જ્ઞાત કરવાને દોડયો આવ્યો છું. હું સારી રીતે જાણું છું કે આપને ધ્યાનભંગ થવાથી અત્યંત દુઃખ થાય છે પરંતુ આ કાર્ય એવું છે કે અમુક સમયમાં જ જો તે માટે પગલા ન લેવાય તો પછી કાંઇ પણ બની શકે એમ નથી."

પ્રભાવતી તો યશવંતનું આ લાંબુ લાંબુ કથન સાંભળી ધ્રુજી ઉઠી. તે તુરતજ સમજી ગઇ કે કોઇ મહાન વિપદ પોતાના ઉપર આવી પડનાર છે. પરંતુ કઇ જાતની વિપદ આવશે તે તે સમજી શકી નહિ.

પ્રભાવતીએ યશવંતને પૂછ્યું: "હું ધારૂં છું કે મ્હારૂં અનિષ્ટ થવાના કાંઇક ખબર તું લાવ્યો છે. શું છે બોલ ! ગમે તે હોય ! મ્હારે હવે દરકાર નથી ! આ ભિખારિણીને કાંઇ અનિષ્ટ થવા પણું હવે નથી. થવાનું અત્યાર પૂર્વે થઇ ગયું છે."

"અરે ! પણ આ ખબર તો અત્યંત દુઃખદાયક છે ! મ્હારાથી એ ખબર કહેવાને મ્હારી જીભ પણ ઉપડતી નથી."

"જ્યારે આ કાર્ય કરવાને કોઇ તૈયાર થયું છે તો પછી તે કહેતાં ત્હને શું દુઃખ થવાનું છે? કાંઇ ઉપાય હોય તો વિચાર પણ કરી શકાય !"

"આપ સત્ય કહો છો, અને એટલાજ માટે હું આપની પાસે આવ્યો છું–એટલા જ માટે આપને ધ્યાનભંગ કર્યા છે."

"પણ શું છે તે તો કહે ?"

"આપણા શાહજાદાને કોઇએ એમ કહ્યું છે કે કૃષ્ણરાવ વકિલની પુત્રી પ્રભાવતી અતિ સૌન્દર્યવાન છે. વળી કૃષ્ણરાવ વકિલ મરી ગયો છે–ત્હેનો સ્વામી પણ ન્હાસી ગયો છે. આ ઉપરથી શાહજાદા આપને પકડવા હમણા જ સિપાઇઓ મોકલવાના છે."

આ સાંભળતાં પ્રભાવતીના હોશ કોશ ઉડી ગયા. ત્હેને આવી વિપદ આવી પડશે એવો ખ્યાલ પણ નહોતો. તે ગદ્દગદ્દ કંઠે બોલી: "યશવંત ! હું અત્યારે આત્મિય-સ્વજનહિન છું. સ્વામી પલાયન કરી ગયા છે–પિતા પરલોકવાસી થયા છે. જગત્માં અત્યારે મ્હારૂં કોઇ નથી. શું કરવું ને શું ન કરવું એ કાંઇ પણ સુઝતું નથી. મ્હારી બુદ્ધિનો નાશ થઇ ગયો છે. યશવંત ! યશવંત ! ત્હારા સિવાય મ્હને અત્યારે કોઇ પણ સલાહ આપનાર નથી. મ્હને તો આ અત્યાચારમાંથી મુક્તિ મેળવવા મૃત્યુનો આશ્રય લેવો એજ ઉત્તમ જણાય છે. તું શું ધારે છે ?"

"હું આપના પિતાની કૃપાથી જ આવી સ્થિતિએ પહોંચી શક્યો છું. આપના પિતાએ મ્હારા ઉપર અનહદ ઉપકાર કરેલ છે અને તેથી તે ઉપકારના બદલામાં હું આપને વચન આપું છું કે જ્યાં સૂધી મ્હારા દેહમાં પ્રાણ હશે–એક રક્તનું બિન્દુ થશે ત્યાં સૂધી આપને કોઇપણ જાતની વિપદમાંથી મુક્ત કરવામાં હું પાછો પગ ધરીશ નહિ."

" ત્હારા આ શબ્દો જ મ્હને સુખ અને આનન્દનું ભાન કરાવે છે. મ્હારે તો જો કે બન્ધુ નથી છતાં પણ ત્હારી મ્હારી પ્રત્યેની લાગણી મ્હને બન્ધુની ખોટ જણાવા દેતી નથી ! ત્હારે નાહક આ અભાગિણીને ખાતર બાદશાહના ક્રોધ–અગ્નિમાં શા માટે આત્માનું બળિદાન દેવું જોઇએ ! " પ્રભાવતીએ દિલગિરીથી કહ્યું.

" મ્હેં એક વિચાર કરી રાખ્યો છે. "

" શું ? "

" ત્હમે મ્હારે ગૃહે ચાલો. હું ત્હમને મ્હારા ગૃહમાં ગુપ્ત રીતે રાખીશ. બ્હાર લોકોને એવું જણાવીશ કે કૃષ્ણરાવ વકિલના પુત્રી પ્રભાવતી ત્હેમના સ્વામી રામચન્દ્ર એક રાત્રે ગુપ્ત રીતે આવવાથી ત્હેમની સાથે ચાલ્યા ગયા છે. "

" પરંતુ મ્હારા મકાનો વિગેરેનું શું થાય ? "

" મ્હને તે મકાનો લખી આપો. લેખમાં એવું જણાવવું કે મ્હારા સ્વામીની સાથે હું ચાલી જતી હોવાથી મ્હારૂં મકાન મ્હારા વિશ્વાસુ નોકર યશવંતને લખી આપું છું. આ મકાન હરરાજ કરી ત્હેમાંથી જે કાંઇ રકમ આવે તે મ્હારા લ્હેણદારોને આપવી ને બાકીની રકમ યશવંતે આટલો સમય મ્હારે ત્યાં નિમકહલાલીથી નોકરી કરેલ હોવાથી ત્હેના બદલા રૂપે હું બક્ષિસ આપું છું. આ સર્વ તજવીજ હું કરીશ. એ માટે આપે કાંઇ પણ ચિન્તા રાખવી નહિ. આપ મ્હારા ગૃહે સુખ–શાન્તિથી રહી શકશો. વળી એ પાંચ માસ

વ્યતિત થયા બાદ આપ જૂદા નામથી ગામમાં એક મકાન ભાડે લઇને રહેજો. "

પ્રભાવતી આ સર્વ શાન્તતાથી સાંભળી રહી. શાહજાદાના અત્યાચારમાંથી છૂટવાનો પ્રભાવતીને માટે અન્ય ઉપાય પણ નહોતો. ત્હેને આત્મહત્યા કરવાની ઇચ્છા થઇ આવી હતી પરંતુ પોતાના પતિને પુનઃ કોઇક વખત પણ પ્રાપ્ત કરી શકાશે એ આશાથી આ ઇચ્છા તે પૂર્ણ કરી શકી નહિ. ત્હેણે યશવંતને ત્યાં જવાનું કબુલ કર્યું.

યશવંતે તે જ રાત્રે લેખ ઘડી તૈયાર કર્યો અને ત્હેમાં પ્રભાવતીની સહી પણ કરાવી લીધી. બીજે દિવસે પ્રાતઃકાળે ગુપ્ત રીતે પ્રભાવતી યશવંતને ત્યાં ગઇ. હરિણી સુમધુર બંસીના સ્વરથી લોભાઇ પારાધીના પંજામાં પડી !



# સ્નિગ્ધા બાલા.

આ સામાજીક નવલકથામાં બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, વગેરે દુષ્ટ રિવાજોનાં માઠાં પરિણામનો હૃદયભેદક ચિતાર આપવામાં આવ્યો છે. એક વખત હાથમાં લીધા પછી પૂરી કર્યા સિવાય છોડવી ગમતી નથી. પ્રસંગોપાત સુંદર બેતો અને છંદોથી વાર્તાના વળાને વિશેષ જોસ આપવામાં આવ્યો છે. પૃષ્ટ ૨૦૬. કાચું પુંઠું કી. ૦–૧૨–૦ પોસ્ટેજ માફ.

---

# અધ્યાત્મિક માર્ગ પ્રકાશક.

## અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં વિસ્તીર્ણ સમજ સાથે.

'લાઇટ ઓન ધી પાથ' નામના અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ સુરતના પેન્શન ઉપર રિટાયર થયેલા સબ-જડજ રા. મધુવચરામ બળવંતસમ હોરાએ કરેલો હોઇ તેની ઉત્તમતાને માટે સવાલ રહેતો નથી. આ પુસ્તકમાં અધ્યાત્મ માર્ગના સંબંધમાં કેટલોક નવીન પ્રકાશ પાડવામાં આવેલો છે, તેમાં આપવામાં આવેલા મનુષ્યોને વ્યવહારમાં મૂકવા યોગ્ય નિયમો તથા ટીકામાં તેની આપવામાં આવેલી સમજ દરેક ધર્મ જીજ્ઞાસુને વાંચવાની જરૂર છે. જાડા પુંઠાના ૧૧૨ પાનાના પુસ્તકની કીંમત ફકત રૂ. ૦–૮–૦ છે. પોસ્ટેજ માફ.

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ,**
સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર;
**વઢવાણ સીટી.**

# જાહેર ખબર.

॥ ૐ ॥

દાન કરવાનું સુપાત્ર સ્થાનઃ—

## "શ્રી ઉદીચ્ય યુવક મંડળ"

**વઢવાણ શહેર.**

પ્રગતિના લાંબા પ્રયાસમાં જ્યારે દરેક જ્ઞાતિઓ આધુનિય સમયમાં ઐકયથી વહન કરે છે, અને આનંદ તેમજ ઉત્સાહથી ઉન્નતિના મહોદધિને મળવા માટે સત્પ્રયત્નો કરે છે ત્યારે સાગર સમાન વિશાળ અને ચતુર્વર્ણમાં અગ્રગણ્ય ઉદીચ્ય જ્ઞાતિનું હિતાહિત વિચારીને તેને આદર્શભુત કરવાને પ્રયત્નો કરવા જોઇએ એમ દરેક વિવેકી અને સુજ્ઞ બન્ધુઓ સમજી શકશે.

પ્રસ્તુત ભાવનાને કેળવી વર્તનમાં મુકી તેની સિદ્ધતા કરવી એ કાંઇ ગણી ગાંઠી વ્યક્તિઓનું કર્તવ્ય નથી, પરંતુ સમસ્ત બંધુઓનું છે. કર્મયોગી અને બ્રાહ્મણ કુલ રત્ન મહાત્મા ગોખલે કહેતા કેઃ—" **જ્યાં સુધી એક સંપી કાર્ય થતુ નથી ત્યાં સુધી કાંઇપણ લાભ કારક કાર્ય થતુ નથી.** "

માટે જ્ઞાતિ બન્ધુઓ અને મુરબ્બીઓ આપને વિનતી કરીએ છીએ. આજ ચાર વર્ષ થયા શ્રી ઉ. યુ. મં. તરફથી ગરીબ બાળકોને કેળવણી માટે ઉત્તેજન દેવામા આવે છે. વળી સનાતન ધર્મનું પણ રક્ષણ કરવાને બનતું કરવામાં આવે છે. તેમજ એક મોટા પાયા ઉપર ફ્રી પુસ્તકાલય પણ ખુલ્લું મુકવામાં આવ્યું છે, તેમાં કોઇપણ જાતનો ભેદ રાખ્યા વિના દરેકને પુસ્તકો ફ્રી વાંચવા દેવામાં આવે છે.

બન્ધુઓ! મંડળને મદદની ખાસ જરૂર છે. કારણ કે અમે કાંઇ પણ સ્થાઇ ફંડ રાખતા નથી પણ જેમ જેમ મદદ મળતી જાય છે, તેમ તેમ અમે અમારા ઉદ્દેશો પાર પાડતા જઇએ છીએ. જેથી મંડળ પ્રાર્થના કરે છે કે—આપશ્રી કાયમ સત્પાત્રોને દાન કરો છો તેમાં પ્રમુખ પાત્ર આ મંડળને ગણી આપશ્રીની ઉમંગી ઉદાર વૃત્તિને શોભે તેવું કાંઇક મોકલાવી મંડળના વાર્ષિક રીપોર્ટ તથા વિશેષ હકીકત માટે તુરત લખો:—

**સેક્રેટરી, શ્રી ઉદીચ્ય યુવક મંડળ,**

**વઢવાણ શહેર—(કાઠિયાવાડ.)**



# કૌતકમાળા અને બોધવચન

## ભાગ ૧ લો.

રમુજી કિસ્સા, હસાહસ કરાવનાર હાજર જવાબી ટુચકા, બોધની સાથે આનંદ આપનાર ઓઠાં, કહેવતો અને કૌતકોથી ભરપુર છે. જેની કીંમત રૂ. ૦-૧૨-૦ છે. પોસ્ટેજ ૦-૨-૦ વી. પી. ૦-૧૫-૦.

---

## हिंदी कौतुकमाला और बोधवचन.

આ ગુજરાતી કૌતકમાળા અને બોધવચનનો હીંદી ભાષામાં તરજુમો કરેલ છે તેની કીંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ ૦-૨-૦ વી. પી. ૧-૭-૦

---

## Indian Folk-Lore.

આ ગુજરાતી કૌતકમાળાનો ઇંગ્રેજી ભાષામાં તરજુમો કરી "**Indian Folklore**" નામથી છપાવેલ છે. આ પુસ્તક યુરોપીઅનો તથા દેશીઓ તરફથી ઘણું આવકારદાયક થઇ પડેલ છે. કી. રૂ. ૧-૮-૦ પો. ૦-૨-૦ વી. પી. ૧-૧૧-૦

મળવાનું ઠેકાણું- **દયારામ ગણેશજી, લીંબડી**-કાઠીયાવાડ.

દરેક ઑફીસો, વકીલો, કારખાના, સ્કૂલો તથા ગૃહસ્થોને ઉપયોગી

# ૮૪ વર્ષનું પંચાંગ.

## સંવત ૧૯૧૭ થી ૨૦૦૦ સને ૧૮૬૦–૬૧ થી ૧૯૪૪ સુધી.

આ પંચાંગમાં દરેક વાર અને હીંદુ તીથી માસની સાથેજ, ખ્રીસ્તી તારીખ અને માસ એવી રીતે બતાવવામાં આવેલ છે કે અમુક હીંદુ તીથીએ કયા ખ્રીસ્તી માસ તારીખ હતા તે સરળતાથી જોઇ શકાય છે. કીંમત ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦ વી. પી. રૂ. ૦–૧૪–૦

---

# ૨૮ વર્ષનું પંચાંગ.

## સંવત ૧૯૫૦ થી ૧૯૭૭ સને ૧૮૯૩–૯૪ થી ૧૯૨૧ સુધી.

ઉપરના પુસ્તકનીજ ઢબનું પુસ્તક છે કીંમત રૂ. ૦–૪–૦

---

# પગાર ગણવાની જંત્રી.

જેમાં એક પાઇથી પાંચ હજાર રૂપીઆ સુધીનો પગાર હોય ત્યારે તા. ૧ થી તા. ૩૧ સુધી દરરોજની શું રકમ થઇ શકે તેમજ ઇંગ્રેજી ૨૮, ૨૯, ૩૦ અને ૩૧ દીવસના મહીના હોય ત્યારે દરરોજનું શું થાય તેના ખરેખરા આંકડા વીસ્તારવાળા પત્રકથી ગુજરાતી તથા ઇંગ્રેજી બન્ને ભાષામાં બતાવવામાં આવેલ છે. ને લગભગ દરેક ઓફીસો, કારખાના તથા પેઢી વગેરે સર્વને બહુજ ઉપયોગી છે. ઇંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકની કીંમતના રૂ. ૧–૮–૦ પોસ્ટેજ ૦–૨–૦ ફકત ઇંગ્રેજીના ૦–૧૨–૦ પોસ્ટેજ રૂ. ૦–૧–૦

મળવાનું ઠેકાણું:—દયારામ ગણેશજી, લીંબડી–કાઠિયાવાડ.

## ઉદ્દેશ અને નિયમો.

# પ્રમોદા અને દિલેર દિલારામ.

## ( ઐતિહાસિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્દ્ધમાન શાહ.

ગુજરાતના ઇતિહાસને લગતી આ એક નવલકથા છે. સામાન્ય ઇતિહાસ એવો છે કે કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં બાદશાહ અલાઉદ્દીનને તાબે થઇને તેના જનાનામાં રહી હતી, પરંતુ આ કથામાં એવું દર્શાવવામાં આવ્યું છે કે અલાઉદ્દીનના જનાનામાં રહેલી સ્ત્રીઓ ખરી કમળાદેવી અને દેવળદેવી નહોતી પણ બે વેશધારી મુસલમાન માતા અને પુત્રી હતાં કે જેમને કમળાદેવી અને દેવળદેવીનો વેશ પહેરાવીને મોકલવામાં આવ્યાં હતાં. આ મુસલમાન સ્ત્રીઓ દિલારામ અને તેની પુત્રી લાલાં હતી. ખરી કમળાદેવીને કરણની સાથે સતી થએલી દર્શાવવામાં આવી છે. પૃષ્ઠ ૧૫૦, ઉંચા કાગળ, પાકું પુંઠું. મૂલ્ય ૧૪ આના.

# પાપ અને પશ્ચાત્તાપ—ભાગ ૧ લો તથા ૨ જો.

### લેખકઃ—ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

આ પુસ્તક માટે સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામ, ભાવનગરના દીવાન રા. મોરારજી આણંદજી તન્ના, મુંબઇ સ્મોલકોઝ કોર્ટના જડજ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મી. હાજીમહમદ અલારખીઆ શીવજી વગેરે વિદ્વાનોના ઉંચા અભિપ્રાયો મળેલા છે. શ્રીયુત રણછોડભાઇ લખે છે કે "પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયના લેહકાવાળા ઊંજાંછાં ટાયલાંવાળી કથા યુવકોનાં મન વિહ્વળ કરે. તેમનાં કુમળાં મગજને આડે માર્ગે દોરે; તે કરતાં આવી કહાણી પ્રશંસનીય ગણી શકાય." બન્ને ભાગ, પાકા પુંઠાં, પૃષ્ટ સંખ્યા ૪૦૦. કીં. રૂ. ૧—૮—૦.

# સુધરેલી સંગીતા.

## ( સાંસારિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

આજકાલ 'સુધારો' એ નામ એટલું બધું વાયડું બની ગયું છે કે હરકોઇ સાંસારિક કે સામાજિક બગાડાનેજ સુધારાનું નામ આપવામાં આવે છે! આ સુધારો વાસ્તવિક સુધારો નહિ પણ નામધારી સુધારો કહેવાય. તેવા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની સંસારમાં કેવી દુર્દશા થાય છે, હદ ઉપરાંત છૂટમાં ઉછરેલી છોકરીઓ કેવાં અનિષ્ટ પરિણામો લાવનારી નીવડે છે, તે બતાવવાની સાથે આ કથામાં એક કેળવાયલા અને સુશીલ યુવકની શી ફરજો છે, સંસારમાં તેનું જીવન કેવું હોવું જોઇએ તથા મર્યાદાશીલ યુવતીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે પણ વાર્તાના રસમાં આબેહુબ રીતે દર્શાવવામાં આવ્યું છે. વાર્તાનો રસ એટલો તો ઝમકદાર છે કે એક પ્રકરણ વાંચ્યા પછી બીજું પ્રકરણ વાંચવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. સુધરેલાઓના સંસારનું અને સુશીલ દંપતીઓના સંસારનું ચિત્ર બોધક શૈલીથી ચિત્રવામાં આવ્યું છે. પૃષ્ટ ૩૦૦, ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું. કિં. રૂ. ૧

# નૂતન હુન્નર સાગર.

## ( આવૃત્તિ ૨ જી. )

### લેખક—વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ ગોર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોને આધારે આ પુસ્તકમાં વિવિધ હુન્નરોના સંબંધમાં વિવેચનપૂર્વક માહિતી આપેલી હોવાથી સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ આ પુસ્તક વાંચીને હુન્નરનું જ્ઞાન

મેળવી શકે છે. આ પુસ્તકમાં મીણબત્તીઓ, જાત જાતના સાબુ, વિવિધ પ્રકારના વારનીશ, જુદી જુદી જાતના સીમેન્ટો, ખેતીવાડી અને જમીન પરીક્ષા, બટનો, કાચ કામ, લાખ, ચામડાં, તેલ, અત્તરો, અર્કો, દવાઓ, મલમો આદિના લગભગ ૧૩૦૦ જાતના પ્રયોગો આપવામાં આવ્યા છે. શિખાઉ અને સામાન્ય બુદ્ધિના માણસ માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. આ પુસ્તકનો અભ્યાસી ટુંકી મૂડીમાં સારો નફો મેળવી શકે છે. ગ્લેઝડ કાગળ, પાકું સોનેરી પુંઠું, રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૩૫૦ કીમત રૂ. ૨-૦-૦.

# કામરૂ દેશની કુટિલ કામિની.

## ( સચિત્ર ડિટેકટીવ વાર્તા. )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

'મનોરમા' નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. મનોરમા દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. મનોરમા કે જેનું ખરૂં નામ જુમેલિયા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે, પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખૂન કરે છે! છતાં દેવન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ લગભગ ૨૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧| સુંદર ફોટોગ્રાફીક ચિત્રો.

# વ્યાપાર શિક્ષક.

## પ્રયોજક—વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

'વ્યાપારની ઉન્નતિ સિવાય દેશની ઉન્નતિ નથી' એમ માત્ર મોઢેથી બોલ્યા કરવામાં ફળ નથી. તે માટે વ્યાપારની ખીલવણી કરવાને કમર કસવી જોઇએ. પરંતુ વ્યાપાર સંબંધી જ્ઞાન અને અનુભવ મેળવ્યા વગર વ્યાપારના વિશાળ સમુદ્રમાં નાવ ઝુકાવવું એ સલાહકારક નથી. આ 'વ્યાપાર શિક્ષક' વ્યાપાર સંબંધી ઉપયોગી શિક્ષણ આપે છે. તેમાં ત્રણ ભાગમાં લગભગ ૪૦૦ વિષયો દાખલ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં વ્યાપારી પદ્ધતિ વિષે કેટલાક ઉપયોગી લેખો અને દૃષ્ટાન્તો આપ્યા છે. બીજા ભાગમાં ખેતીવાડીના ઉદ્યોગ સંબંધી અને ત્રીજા ભાગમાં ખનિજ આદિ ઔદ્યોગિક સંપત્તિ સંબંધી વિષયો આપ્યા છે. પાકું ફેનસી પુંઠું, ઉંચા કાગળ, પૃષ્ટ સંખ્યા ૫૨૦ કી. ફક્ત રૂ. ૧-૮-૦.

# ભાગ્યચક્રનો મહામંત્ર.

## બોધદાયક સચિત્ર નવલકથા

## લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

**મૂલ્ય રૂ. ૧॥,** વી. પી. પોસ્ટેજ ૩ આના વધારે. પૃષ્ટ ૩૫૦ ઉંચા ગ્લેજ કાગળ, સોનેરી પાકું પૂંઠું, ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

દુર્ભાગ્યના ચક્રમાં અટવાએલો અને સંસારમાં માતાપિતાથી હીન બની ગએલો એક નવયુવક એકાએક પોતાનું ધન ગુમાવીને નિર્ધન બને છે, અને ધનિકતાને જ મનુષ્યની લાયકી સમજનાર એક કેળવાએલો જુવાન પોતાની ભગિની કે જે તે નિર્ધન યુવકની પ્રિયતમા

હતી તેની સાથેનો વિવાહ તોડી નાંખી પ્રિયતમ–પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખૂનના કાતરાની શોધમાં એક ચતુર ડિટેક્ટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુસંકલના અદ્ભુત છે.

# આસામ પર હલ્લો.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

## લેખક—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

આસામના રાજા નીલામ્બરે પોતાની સ્ત્રી ઉષારાણી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચેના અનિષ્ટ સંબંધના વ્હેમ માત્રથી કલ્પરૂપનો ઘાત કરવાનું જે દુષ્ટ કૃત્ય કર્યું હતું તે કૃત્ય આસામ ઉપર ભયાનક આફત લાવનારૂં થઇ પડયું હતું અને તેમાં નીલામ્બરની ભારે ખુહારી થઇ હતી. આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર જીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાંધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની આ નવલકથા ગુજરાતી ભાષામાં પહેલ વહેલીજ છે. પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મૂલ્ય ૧૪ આના. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.

# રાજસ્થાન.

( મહાન્ કર્નલ ટોડના અંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. ભા. ૧ લો તથા ૨ જો. ભાષાંતરકાર સ્વ. ભગુભાઇ ફતેહચંદ કારભારી. ) રાજપુતસ્થાનના શૂરવીર રાજપૂતોના અદ્ભુત પરાક્રમોનું, તેમના રીતિ રીવાજ, રાજ્યબંધારણ, ભૌગોલિક સ્થિતિ આદિ ઉપયોગી ઐતિહાસિક બાબતોનું ઉત્તમ પ્રકારે વિવરણ, આ બૃહદ્ ગ્રંથમાં કરવામાં આવેલ છે. મૂળ ગ્રંથના જુદી જુદી ઘણી ભાષાઓમાં ભાષાંતર થયાં છે. ગુજરાતી ભાષામાં આ ભાષાંતર પહેલું છે. તેમાં મૂળ લેખકનો હેતુ લક્ષમાં રાખીને આવશ્યક તમામ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બન્ને ભાગો એકી સાથે બાંધવામાં આવ્યા છે. પાકું પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૧૦૦૦ પૃષ્ટ. બન્ને ભાગની મુળ કીં. રૂ. ૧૦-૦-૦ ઘટાડેલી કી. રૂ, ૫-૦-૦.

# શ્રી હઠયોગ પ્રદીપિકા.

કર્ત્તા-વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ. મુળ સંસ્કૃત શ્લોકો સાથે ગુજરાતી ટીકા, વિવેચન સહિત આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે. તેમાં હઠયોગ સંબંધી અનેક પ્રકારનાં ગૂઢ રહસ્યોનું સ્ફોટન કર્યું છે. જુદાં જુદાં આસનો, પ્રાણાયામની ક્રિયાઓ, રાજયોગ, દશ મહામુદ્રાઓ, શરીરના અંતર્ભાગિની શુદ્ધિ માટે નેતિ, ધોતિ, બસ્તિ, નૌલિ, કપાલભાતિ વગેરે ક્રિયા, સમાધિ પ્રકરણ ઇત્યાદિ સરલ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યાં છે. યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માટે આ ગ્રંથ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૪૫૦ પાનાં. કી. રૂ. ૨—૦—૦

## અસાર સંસારરૂપી કષ્ટાબ્ધીમાંથી પાર ઉતરી આનંદ કીનારે પહોંચાડનાર દિવ્ય નૌકા

# આનંદશાસ્ત્ર.

લેખક—ડૉ. ગોપાલજી પ્રયાગજી કોઠારી.

આપણા દેશમાં અજ્ઞાનતાની વૃદ્ધિ, રૂઢીયોનું પ્રાબલ્ય અને સાહિત્યની ખામી ઇત્યાદિ કારણોને લેઇને 'દુઃખ' એ એક સહજ વાત થઇ પડી છે. તે દુઃખ ટાળવાનો તથા ખરો આનંદ પ્રાપ્ત કરવાનો અમૂલ્ય માર્ગ આ ગ્રંથમાં દર્શાવવામાં આવ્યો છે. આ ગ્રંથમાં સમાવેલા વિષયોની અનુક્રમણિકા નીચે આપવામાં આવી છે. તે ઉપરથીજ તેની ઉપયોગિતા જણાઇ આવશેઃ—(૧) આનંદ તે શું?—સંતોષ—પૈસો—પુત્ર—પ્રાણ—આબરૂ—સુખ. (૨) દુઃખનું સ્વરૂપ. (૩) દુઃખના ઉપાયો. (૪) આરોગ્ય—હવા—પાણી—ખોરાક—અજવાળું—કસરત—સ્વચ્છતા—આરામ—માદક પદાર્થો. (૫) આનંદ પ્રાપ્ત કરવાના સીધા અને સરળ ઉપાયો. (૬) દુઃખ દૂર કરવા માટે પાડવી જોઇતી કેટલીક ટેવો. (૭) આનંદ પ્રાપ્ત કરતાં વિઘ્ન કરનારી કેટલીક રૂઢીયો. (૮) મનુષ્ય તે શું જેવી તેવી ચીજ છે કે તે દુઃખી થઇ શકે? (૯) ઉપસંહાર.

રોયલ સોળ પેજી, ગ્લેઝડ કાગળ. પૃષ્ઠ સંખ્યા ૨૧૮. સોનેરી પાકું પુઠું. કીંમત રૂ. ૦—૮—૦.

**અનુસ્મૃતિ**—ભાષ્યકાર—પંડિત મણીશંકર પ્રાણશંકર શર્મા. આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ટીકા સરલ ગુજરાતીમાં આપવામાં આવી છે. ઉંચા કાગળ. પાકું પુંઠું. મોટા કદનાં ૪૦૦ પૃષ્ટ. કી. રૂ. ૧—૮—૦.

# લક્ષ્મી-કાન્ત.

## અપૂર્વ રહસ્યમય મૂળોત્પાદક નવલકથા.

### લેખક—રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

આ એક સાંસારિક સ્વતંત્ર નવલકથા છે. આપણે જાપાનના ઉત્કર્ષની વાતોથી રાચીએ છીએ, અમેરિકા, ઇંગ્લાંડાદિ પાશ્ચાત્ય દેશોનો ગૃહસંસાર, સામાજીક બંધારણ, સુધારો ઇત્યાદિ બાબતોથી મોહમુગ્ધ બની તેનું નિરૂપયોગી અનુકરણ કરવાને તત્પર થઇએ છીએ; પરંતુ આપણી સાંસારિક સ્થિતિ શી છે, તેમાં સુધારો કેવી રીતે થઇ શકે, આપણા સામાજીક બંધારણમાં કયે કયે સ્થળે છિદ્રો છે, તત્સંબંધી લેશ પણ વિચાર કરતા નથી. આ નવલકથામાં લેખકે આપણા સંસારનું આબેહુબ ચિત્ર બુદ્ધિકૌશલ્યપૂર્વક દોર્યું છે. પતિપ્રેમી, સતચરિત્રા, આદર્શ મહિલા લક્ષ્મીનું પાત્ર આ નવલકથા વાંચનારના હૃદયને હચમચાવી મેલે છે. કેટલાક સામાજીક વિષયો આ વાર્તાના વળામાં એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે એક વખત પુસ્તક વાંચવા હાથમાં લીધા પછી તે પૂરૂં કર્યા સિવાય મૂકવું ગમતું નથી.

રોયલ સોળ પેજી કદ, પૃષ્ઠ સંખ્યા ૨૭૨. સોનેરી પાકું પુંઠું.

**કીમત રૂ. ૧—૦—૦**

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧ લો તથા ૨ જો-લેખક—સત્યેન્દ્ર પ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. પાપ, પુન્ય, પરોપકાર, સામાજીક નીતિ ઇત્યાદિનું જ્ઞાન આપનારી અને અનેક ભેદ ભરમોથી ભરપૂર આ નવલકથામાં સાધુ સ્વરૂપી શયતાનનાં ભયંકર પૈશાચિક કર્મો વાંચતાં હૃદય સ્તબ્ધ બની જાય છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. દરેક ભાગમાં ૪૦૦ પૃષ્ટ. દરેક ભાગની કી. રૂ. ૧—૮—૦.

# અન્ય વિધવિધ પુસ્તકો.

**જર્મનીની ઉન્નતિ શાથી થઇ?**—(રાજ્યદ્વારી ચર્ચાથી છેકજ અલગ) અનુવાદક—રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. અત્યારે જર્મનીનું નામ આખા જગતમાં જાણીતું થઇ ગયું છે. જર્મન કૈયસરની ભયંકર મહત્ત્વાકાંક્ષાએ ઉન્નતિના શિખરે પહોંચેલા જર્મની દેશને અધોગતિની ઉંડી ખાઇમાં ધકેલી દીધો છે. પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવાને કૈયસરે કરેલા પ્રયત્નમાં સહાયભૂત થયેલી 'જર્મનીની ઉન્નતિ' શાથી થઇ એ આપણા જેવા ઉન્નત બનવાની અભિલાષા રાખનારાઓએ જાણવાની ખાસ જરૂર છે. આ પુસ્તકની ઉપયોગિતાના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી. ગ્લેઝડ કાગળ, રોયલ બારપેજી પૃષ્ઠ સંખ્યા ૨૫૨. પાકું પુંઠું કીં. રૂ. ૧—૧૦—૦.

**અદ્ભુત આગબોટ**—(વૈજ્ઞાનિક નવલકથા.) અનુવાદક રા. જયન્ત. વર્તમાન યુદ્ધમાં જલાંતઃસંચારિણી નૌકાઓ અદ્ભુત કાર્યો કરી રહી છે. આ નૌકાઓના સંબંધમાં જાણવાજોગ હકીકત આ નવલકથામાં આપવામાં આવી છે. સમુદ્રના ભીતરનો ભેદ, સમુદ્ર તળની લીલા, જળની અંદર દીર્ઘ પ્રવાસ કરનારી નૌકામાં વિદ્યુત શક્તિના પ્રભાવથી તથા કેટલીક આશ્ચર્યકારક શોધોથી ઉપજાવેલી નવીન સૃષ્ટિ આદિ વિષયોનું આ નવલકથામાં રસમય ભાષામાં વર્ણન આપવામાં આવ્યું છે. પૃષ્ટ સંખ્યા ૨૪૪. પાકું પુંઠું કીં. રૂ. ૧—૦—૦

**પ્રવાસીના પત્રો**—લેખક કેશવલાલ હરગોવિંદદાસ શેઠ. આર્ય જીવન ગાળતા સુશિક્ષિત લોકની, થોડા શ્રમે અને અલ્પ આર્થિક

સહાયથી અવકાશના સમયમાં શી રીતે ઉત્કૃષ્ટ સેવા બજાવી શકાય તેની રૂપરેખા, સાધનો માટેના ખર્ચાઓ, લોકમત કેળવવાની સૂચનાઓ, ટુંકામાં આપણું જીવન ઉન્નત, પવિત્ર અને આદર્શરૂપ બનાવી શકીએ એવા માર્ગો આ પુસ્તકમાં પત્રો દ્વારા દર્શાવવામાં આવ્યા છે. ઉંચા કાગળો, પૃષ્ટ સંખ્યા ૨૦૬ કી. રૂ. ૧-૦-૦.

**શાહજહાનના છેલ્લા દિવસો**—અથવા માધવી કંકણ. પ્રયોજક–ઠક્કુર નારાયણ વિસનજી. સ્વર્ગીય બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ' નો આ અનુવાદ અતિ રસિક અને મનોહર છે. પ્રસંગો ચિત્તાકર્ષક અને મનોવેધક છે. આ નવલકથામાં વીર, શૃંગાર અને કરૂણા ત્રણે રસનો કૌશલ્યપૂર્વક સમાવેશ કરવામાં આવ્યો છે. ઉંચા કાગળ રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૨૬૦ કી. રૂ. ૧-૮-૦.

**સુંદર અને વિધાનંદ**—અથવા 'પ્રેમનો ચિતાર' (આવૃત્તિ ૨ જી.) પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે એમ. એ. આ નવલકથામાં તેના વિદ્વાન્ કર્તાએ સાંસારિક ઘટનાઓનું એવું આલેખન કર્યું છે કે જે વાંચતાં વાચક મુગ્ધ બની જાય છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો, વગેરે વાંચતાં મનરંજન થાય છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૨૦૦ કી. રૂ. ૧-૪-૦.

**જીવન શિક્ષા**—ભાષ્યકાર-રાવજીભાઇ ઇશ્વરભાઇ અમીન. સુપ્રસિદ્ધ અમેરિકન વિદુષી બાઇ મીસીસ ઇલીઝાબેથ ટાઉનના "Lessons in Living" નામક ગ્રંથનું આ રૂપાંતર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તામસ સ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતન મતનું ધોરણ, વિકાસક્રમ, સર્વજ્ઞ શી રીતે થવું, મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અંતઃ

પ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, મન અને શરીરની પરસ્પર ક્રિયા, ઇત્યાદિ જીવનના ઉંચામાં ઉંચાં લક્ષ્યો સમજાવવામાં આવ્યાં છે. અંગ્રેજીમાં આ પુસ્તકની લાખો નકલો ખપી ગઇ છે. અંગ્રેજી નહિ જાણનાર અધ્યાત્મ જ્ઞાનાભિલાષી માટે આ પુસ્તક ખાસ વાંચવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૧૮૪ કી. રૂ. ૧—૮—૦.

**રણઘેલા રજપુતો**—યાને 'સતાઓનું શસતન' ભાગ ૧ લો તથા ૨ જો. લેખક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથામાં શૂરવીર રાજપુતોનાં અદ્‌ભુત પરાક્રમો, સતી સ્ત્રીઓની શૂરવીરતા અને સ્વદેશપ્રેમ, યવન શાહાનશાહની વિલાસપ્રિયતા, છળકપટના વિવિધ પ્રસંગો, સિંધુ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ, ઇત્યાદિ અનેક હૃદયદ્રાવક પ્રસંગો આપવામાં આવ્યા છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૧૨. કી. રૂ. ૧—૮—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૩૦૭ કી. રૂ. ૧—૮—૦.

**અકબર રાજ્ય રહસ્ય**—ભાગ ૧ લો તથા ૨ જો. સચિત્ર. અનુવાદક વ્રજલાલ જાદવજી ઠક્કર. અકબરશાહ જેવા ન્યાયી, પરોપકારી અને દયાળુ રાજાના રાજત્વકાળમાં પણ નીચ અને દુરાચારી મનુષ્યો કેવાં ભીષણ અને હૃદયદ્રાવક નીચ કાર્યો કરતાં પણ અટક્યા નહોતા તેનો અસરકારક ચિતાર આપવામાં આવ્યો છે. બંને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૩૮ કી રૂ. ૧—૪—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૨૬૪ કી. રૂ. ૧—૪—૦

**કાળરાત્રિનું ખુની ખંજર**—ભાગ ૧ લો ( આવૃત્તિ ૨ જી. ) સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. સત્તા મળતાં ઉચ્છૃંખલ અબળા તેનો કેવો દુરુપયોગ કરે છે એ વસ્તુનો દ્દષ્ટાંત રામનગરની રાજરાણી કાળરાત્રિ પૂરો પાડે છે. આ વાર્તામાં કાળરાત્રિની કુટિલતા, કુસુમ-

ની દઢતા, મહેન્દ્રની મહત્તા, સાસરવાસ કે નરકાવાસ, પત્ની કે પિશાચિની, નિર્દોષ પર ઝઝુમી રહેલું ખંજર, આદિ હૃદયભેદક પ્રસંગો આપવામાં આવ્યા છે. ત્રણ સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. પૃષ્ટ સંખ્યા ૩૨૦. પાકું સોનેરી પુઠું. કી. રૂ. ૧-૧૨-૦.

**કાઠીયાવાડી-જવાહીર**—યા "કાઠીયાવાડનું જૂનું સાહિત્ય" સંપાદક-કવિ ખીમજી વસનજી ભટ્ટ. કાઠિયાવાડનું ઘણું જૂનું અને ઉપયોગી સાહિત્ય અંધકારમાં પડી રહેલું છે. તે સાહિત્યની ખોળ કરી, તેની સાથે વિવેચન આપી સંપાદકે સોન, હલામણ જેઠવો, ઉજળી, વૈજાણંદ, વિકો, કાળો ભીલ, વિક્રમશી, નાગબાઇ, રામંડળીક, નાગ, ગોલણવાળો, સાંખડો, ખીમરો, ઓઢો, હોથલ, રા નવઘણ, સુલુમાણેક વગેરેના ૫૦૦ દુહા-સોરઠા આ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યા છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક અતિ ઉપયોગી છે. કાઠિયાવાડનું અભિમાન ધરાવનારે તો ખાસ રાખવા લાયક છે. પાકું સોનેરી પુઠું. સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૮૦. ઉંચા કાગળ કીં. રૂ. ૧॥.

**દગાબાજ દુનિયા**—ચમત્કારિક હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર સાંસારિક નવલકથા. પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથાનું વસ્તુ ચિતાકર્ષક છે. આ વાર્તા જ્યારે સાપ્તાહિક પત્ર "ઇન્ડીયન લોયલિસ્ટ"માં ક્રમશઃ પ્રકટ થતી ત્યારે વાંચક વર્ગનું ઘણું આકર્ષણ કરી શકી હતી. લક્ષ્મીનો લોભ મનુષ્યને નીચતાની કેટલી હદે પહોંચાડે છે એનો આ વાર્તામાં ચિતાર આપવામાં આવ્યો છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું સોનેરી પુઠું. રોયલ બાર પેજી પૃષ્ટ સંખ્યા ૨૧૮. કી. રૂ. ૧-૮-૦

**વિદ્યાસાગર-ભાગ ૧ તથા ૨**—આ સાંસારિક કથા વિદ્યાના સાગર રૂપ હોવાનો વિદ્વાનોએં અભિપ્રાય આપ્યો છે. બે ભાગનાં ૪૦૦ પૃષ્ટ મૂલ્ય ૧૨ આના.

**લતા અને લલિતા**—ભાગ ૧ થી ૪. ચુનીલાલ વર્ધમાન શાહકૃત અત્યંત વખણાઇ ગએલી બોધક સચિત્ર નવલકથા. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ટ અને મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેસરી**—ચુનીલાલ વર્ધમાન શાહકૃત ઐતિહાસિક નવલકથા. પૃષ્ટ ૨૫૦. કી. રૂ. ૧.

**ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા**—મનુષ્ય જીવનમાં કષ્ટની પરિસીમાનું દર્શન કરવું હોય તો આ નવલકથા વાંચો. પૃષ્ઠ ૨૦૦, ચાર સુંદર ચિત્રો, મૂલ્ય રૂ. ૧ા.

**પિશાચ મંદિર—ભાગ ૧-૨.** રેનોલ્ડઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ને આધારે લખાએલી ભેદપૂર્ણ અને મનોરંજક નવલકથા. એનું એક પ્રકરણ વાંચ્યા પછી બીજું, ત્રીજું, ચોથું એમ સઘળાં પ્રકરણો વાંચવાની જિજ્ઞાસાને તમે થોભાવી શકશો નહિ. સુંદર ચિત્રો સાથે સંપૂર્ણ નવલકથા. બન્ને ભાગના રૂ. ૪.

**સંસાર સંગ્રામ**—ધર્મપરાયણ સાધ્વી સતીઓ પર સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે તે દર્શાવનારી આ સાંસારિક નવલકથા વાંચવા જેવી છે. મૂલ્ય રૂ. ૨. ૩૫૦ પૃષ્ઠ, પાકું પુંઠું.

---